શ્રી કૃષ્ણ

# સમર્પણ

શ્રી યશોદોત્સંગ લાલિતને

# સ્તુતિ

## પદ-રાગ ગોડી



કૃષ્ણ ચરન સુખદાય, ભજ મન કૃષ્ણ ચરન સુખદાય.

જીન ચરનનકી ચરન મેવારો, સુર સનકાદિક મન લાય,...ટેક
જય જય કૃષ્ણ કમલ દલ લોચન, દુ:ખ મોચન સુખદાય...ભજ મન-

જીન ચરનનકી ચરન પાંદુકા, છુવે જમુના જલચહરાય;
નંદ ભૂવનમેં આપ બિરાજે, જશોમતિ કે સુખદાય...ભજ મન૦

મો પુત્ર વસુદેવ દેવકી, નિરખી પરમપદ પાય,
છુટ બંધ કપાટ ઉઘારે, દેવ સુમન ઝરી લાય...ભજ મન૦

પૂતના પરશ પરમ ગતિ દિન્હો, દેહ દશા બિસરાઇ,
ગોવરધન વ્રજ રાખી લિયો હૈ, કાલી નાગ નાથ લાય...ભજ મન૦

કુબજા તો ચંદન ઘસી લ્યાય, પરસ પરમપદ પાય,
ઉગ્રસેનકો રાજતિલક દિયો, જરાસંધ દુઃખદાઈ...ભજ મન૦

કુન્તી પુત્ર બંધુ ભયે વ્યાકુલ, તા શિર છત્ર ફિરાય,
વિપ્ર સુદામા હરિસોં ભેટે, કંચનપુરી બસાય...ભજ મન૦

શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક, નિગમ નેતિ જશ ગાય,
ચેતનદાસ સંતકે શરને; પુલક નયન જલ છાય...ભજ મન૦

સ્વર્ગસ્થ

પૂજ્ય માતુશ્રી અ. સૌ. રશ્મિપ્રભા માણેકચંદ અડાલજાના

સ્મરણાર્થે

# અનુક્રમણિકા.



પાનું.

# ચિત્ર પરિચય



卐

# નિવેદન



મારા સ્નેહી શ્રી રણછોડભાઇની સૂચનાથી આધ્યાત્મિક દિશાના મુખ્ય પત્ર હિંદી માસિક "કલ્યાણ" માં આવતી ભકતોની ગાથાઓનો મેં ગુજરાતી ભાષામાં અનુવાદ કર્યો છે* અને તે આજે તે ઉક્ત સદ્‌ગૃહસ્થના પિતાની જ આર્થિક સહાયથી જન સમાજના હિતાર્થે પ્રગટ થાય છે તે ખરેખર ખુશી થવા જેવું છે. પ્રભુની પરમ કૃપા વિના તન મન કે ધનનો ઉપયોગ કે વિનિયોગ ભક્તિ કે જ્ઞાન માર્ગે થતો નથી. તેમણે જે આર્થિક સહાય આપેલ છે તે માટે એમનો ઉપકાર માનું છું અને પ્રભુ એમને આવા લોકહિતના ભકિત-માર્ગના પુસ્તકો અધિક પ્રગટ કરવામાં વિશેષ તક આપે તેવું ઇચ્છું છું.

ભાષાંતર યથામતિ કર્યું છે. તે સરલ અને સફળ થયું છે કે નહિ તેનો તોલ વિવેકી વાંચકો કરી શકશે. કંઇ તૂટી કે ખોટ્ય જણાય તે મારી છે અને તેના માટે હું ક્ષમા માગું છું જન સમાજ આવા ભકિત સુધાથી છલકાતા ભકત ચરિત્રો વાંચી કંઇ હૃદય કોમળ અશ્રુભીનાં કે ભાવભીના સાત્વિક જીવનવંતા બનશે તો મૂળ લેખકનો તેમજ અનુવાદકનો શ્રમ સફળ છે.

સામાન્ય માણસનું જીવન ઘણું અપૂર્ણ રહે છે. તેથી જીવનમાં દુઃખ અને કલેશ રહે છે. એક તરફ જગત જાણે કે આપણા વિરોધમાં હોય તેવું લાગે છે અને બીજી તરફ પરમાત્મા જાણે કે કોઇ જગ્યાએ આપણાથી દૂર બેઠા હોય એવું શરૂઆતના જીવનમાં

*ગાથા નંબર ૨૭ થી ૩૨ કેટલાક સજ્જનોએ વધારા તરીકે મોકલેલ છે. તે લેખકોના નામ તે જગ્યાએ આપેલા છે.

જણાય છે એ બે પ્રકારનો વિરોધ ભકિતથી નિર્મૂળ થાય છે ભકિતથી ભગવાનના યથાર્થ તત્ત્વનો સમ્યક પ્રકારે અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે, આખું વિશ્વ પરમાત્માના રૂપમાં બદલી જાય છે અને આપણા વિરોધમાં કંઇ હેતુ નથી જગતમાં જે વિરોધ કેટલાકના અનુભવમાં આવે છે તે બે તત્ત્વ વચ્ચે વિરોધ નથી પણ એક તત્ત્વ વચ્ચે કલ્પિત અથવા સાપેક્ષ વિરોધ છે જો વિરોધ સાચો હોય તો તે દૂર થાય નહિ પણ પ્રેમથી આપણે પારકાને પોતાના કરી શકીયે છીએ એટલે કે જે પોતાના હતા તેને ભૂલથી પારકા માન્યા હતા તે ભૂલ ભકિતથી નીકળી જતાં આખું જગત આપણું ઘર બને છે ભગવાન પણ આપણને કોઇને જુદા રાખી શકતા નથી તેથી જે આપણા છે તેના ઉપર પ્રેમ કરવાનો છે એટલે કે આપણે તેના થવાનું છે પ્રેમનું આવું તત્ત્વ જાણ્યા વગર જે જગતમાં રહે છે તે મોહમાં પડે છે, તેને કોઇ ઉપર રાગ થાય છે, કોઇ ઉપર દ્વેષ થાય છે, તે ખોટી રીતે સુખ શોધે છે તેથી સુખને બદલે દુઃખ મળે છે એવી ભૂલો કેવી રીતે દૂર થાય અને ભકિત કેમ વધે તેનો ઉપાય આ ભકતમાળામાં જુદી જુદી જગ્યાએ અનેક રીતે બતાવવામાં આવ્યા છે વાચનારાઓને પોતાના જીવનમાં ઉપયોગી થાય તેવી સુચનાઓ તેમાથી જરૂર મળી રહેશે **આ પુસ્તકમાં જે જે મહાત્માઓના જીવન ચરિત્ર આપેલ છે તે બધા જાગતી જયોત જેવા છે.**

આ જુદી જુદી ગાથાના લેખક મહાશયનો તેમજ 'કલ્યાણ' માસિકના તંત્રી પરમ ભગવદીય શ્રી હનુમાન પ્રસાદ પોદારનો હું ભાવભીના અંતરે ઉપકાર માનું છું આ ભાષાંતર મૂળની સાથે તપાસી જવામાં તેમજ સાથે સાથે વાંચી ઠીક કરવામાં મારા સ્નેહી માસ્તર શ્રી અમૃતલાલ મોતીચંદ દોશીએ જે તસ્દી લીધી છે તેનો, ભૂમિકા

લખવા માટે શ્રી નરહરિલાલ મહારાજનો અને આ પુસ્તક છપાવવા સંબંધિ પ્રૂફ આદિ જોવામાં તથા નોંધ લખવામાં જે શ્રમ મારા મિત્ર શ્રીયુત્ મોતીલાલભાઇ જે. મહેતાએ લીધો છે એમનો પણ આભાર માનું છું. શ્રીયુત્ મોતીલાલભાઇ અને હુ નાની ઉમરમાં સાથે અભ્યાસ કરતા હતા અને મોટી ઉમરે પણ અમે નવો અભ્યાસ સાથે કરીએ છીએ. નવા અભ્યાસમાં અમે જે કાંઇ સાચું શીખ્યા છીએ તે કોઇને પોતાના બનાવીને અને કોઇના થઇને અમે શીખ્યા છીએ. આપણે ભગવાનના અને જગતના છીએ અને જગત અને ભગવાન આપણા છે એવો અનુભવ નિત્ય રહી શકે તો માણસના જીવનનું ખરૂં રહસ્ય જાણવામાં આવી શકે છે. એ સિદ્ધાંત આ ભક્તમાળામાં વારંવાર જોવામાં આવશે. ઇતિ શ્ર.—

**મોરબી તા. ૫-૭-૩૮** **વલ્લભ.**

# ભૂમિકા

देवान्पुण्यानाश्रयेत् मद्भक्तः साधुभिः श्रितान् ।
देवासुरमनुष्येषु मद्भक्ताचरितानि च ॥ ( भा. ११-२९-१० )

ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પોતાના આત્મપ્રિય ભક્ત ઉદ્ધ્વજીને ઉપદેશ કરે છે કે હે ઉદ્ધવ ! દેવ દાનવ અને માનવ યોનીમાં પ્રગટ થયેલ મારા ભક્તોના ચરિત્રો અવશ્ય મનન કરવા, એવા ભક્તો જ્યાં રહેતા હોય ત્યાં જઇ નિવાસ કરવો અને તેમના સત્સંગનો આનંદ અનુભવવો.

ભક્તોના ચરિત્રોનું શ્રવણુ અને મનન કરવાથી જ મનુષ્યના હૃદયમાં ભક્તિ ઉત્પન્ન થાય છે અને દૃઢ થાય છે. " भगवत्यचलो भावो यद्भागवत संगतः" । ( भा. २-३-११ ).

હિંદી ભાષામાં છપ્પય છંદમાં પ્રથમ શ્રી નાભાજીએ "ભક્તમાળ" ગ્રંથ નિર્માણ કર્યો. તેમાં તેમણે ચારે યુગના ભક્તો અનુક્રમે લીધા છે. તેમાં કેટલાક ભક્તોના ચરિત્રો વિસ્તારપૂર્વક અને કેટલાકના સંક્ષિપ્ત વર્ણન કર્યાં છે અને કેટલાક ભક્તોનો કેવળ નામ નિર્દેશ કર્યો છે. પાછળથી "પ્રિયાદાસજી" સંત થયા. તેમણે શ્રી નાભા સ્વામીના સંક્ષિપ્ત ભક્ત ચરિત્રાને વિસ્તૃત કરી રસમય બનાવ્યા. એ ગ્રંથ ભાવિક જનોમાં એટલો લોકપ્રિય થયો કે પંડિતોએ એના ઉપરથી સંસ્કૃત ગુજરાતી, હિંદી અને મરાઠી ભાષામાં પુસ્તકો કર્યા છે.

નાભાજીકૃત ભક્તમાળના મહત્વમાં એક આખ્યાયિકા આવે છે કે એક ગામમાં એક મહાત્માએ ભક્તમાળની કથા ચાતુર્માસમાં કરી અને તે રોહીદાસના આખ્યાન સુધી કથા થઇ અને અપૂર્ણ રહી. બીજે વર્ષે મહાત્મા અપૂર્ણ કથા પૂર્ણ કરવા ચાતુર્માસમાં પધાર્યા.

સર્વ શ્રોતાઓને કથા ક્યાં સુધી થઇ છે એ પ્રશ્ન કર્યો પણ કોઇ નિશ્ચિત કહી શકયા નહિ. મહાત્માજીને સ્વયં પણ વિસ્મૃતિ થયેલી, પરંતુ જે મંદિરમાં કથા થતી હતી ત્યાંના ભગવાને આકાશવાણી દ્વારા કહ્યું કે રોહીદાસના ચરિત્ર સુધી કથા પ્રસંગ થયો છે. આ આખ્યાયિકા સિદ્ધ કરી આપેછે કે ભકતમાળના સાચા શ્રોતા શ્રીહરિજ છે.

ભકતો ભગવત્-પ્રેમાવતાર હોય છે અને મુકતાત્માઓ ભગવદ્ ઇચ્છાથી ભકતાવતાર ધારણ કરે છે અને ભક્તિનો પ્રચાર કરે છે. તેથીજ ભગવાનને ભકતો જેવા પ્રિય છે તેવા ઇતર કોઇ પ્રિય નથી. સન્તો એમનું હૃદય શ્રી હરિને અર્પણ કરે છે. આવા ભકતોની સેવા કરવાથી શ્રી હરિનું નિત્ય અનુસંધાન, નિત્ય સ્મરણ કહે છે, તેનેજ ઉપનિષદોમા **ध्रुवास्मृति** કહે છે એક અગ્રેજ કવિ Longfellow કહે છે કે :—

> Lives of great men all remind us
> How we can make our life sublime.

આવા ભકતો જગતને પવિત્ર કરે છે. તેમનામાં ઘણા સદ્ગુણો હોય છે, તેમાં પ્રેમ, દઢ નિષ્ઠા, નિર્ભરતા, ભગવદ્શરણાગતિ એ મુખ્ય છે. પ્રેમ એજ સાચું વશીકરણ છે, શુદ્ધ સાચા પ્રેમથી ભકતો શ્રી હરિને વશ કરી લે છે. ભકતોનો પ્રેમ અલૌકિક, અપ્રાકૃત અને દિવ્ય હોય છે. જગતનો લૌકિક પ્રેમ તેવો હોતો નથી તેથી તે મોહમાં ખપે છે.

કર્મ માર્ગવાળા એટલે દેશ સેવા કરવાવાળા, સમાજ સેવા કરવાવાળા અને યજ્ઞો કરવાવાળા ઘણે ભાગે આ લોકના અને પરલોકના સાંસારિક સુખ તરફ લક્ષ રાખે છે અને પ્રાણને સાંસારિક સુખની સગવડ બતાવે છે. લોક સેવા કરવામા એક વાર અભિમાન

ઉત્પન્ન થાય તો બીજી વખતે પણ લોક સેવામાં અભિમાન ઉત્પન્ન થાય છે. નિષ્કામ કર્મ નિષ્કામ થયા વગર થતાં નથી.

જ્ઞાન માર્ગવાળા ઉપનિષદ્ વિગેરેનો અભ્યાસ કરી, કરાવી, મહાવાક્યનો વિચાર કરતાં શિખડાવી, ખોટા સુખમાંથી, ખોટી પ્રચ્છામાંથી અને જન્મ મરણથી છોડાવી શકે છે પણ એ બન્ને રીતે પ્રેમને પુરો સંતોષ થતો નથી તે માટે વૈષ્ણવોએ ખરો રસ્તો શોધી કાઢયો છે. વૈષ્ણવ આચાર્યોએ તત્ત્વ દૃષ્ટિથી જોયું કે ભગવાન પ્રેમમય છે અથવા પ્રેમમય થઇ શકે છે અને ભક્તોને સામો પ્રેમ આપી શકે છે તેમના મત પ્રમાણે ભગવાન અલૌકિક ગુણવાળા છે અને તે આપણા પ્રાકૃત ગુણોને પોતાના અનુગ્રહથી આનંદમય બનાવી શકે છે.

કેવળ જ્ઞાન માર્ગમાં આત્માને નિર્ગુણ બ્રહ્મ તરીકે પ્રતિપાદન કરેલ છે અને પ્રકૃતિ અનાત્મા હોવાથી મિથ્યા છે તેથી જ્ઞાન થયા પછી પ્રકૃતિ ગમે તેમ વર્તે તેઓ જે પોતાનું સ્વરૂપ નથી તેમાં ફેરફાર કરવાની ખાસ જરૂર માની નથી. છતાં પ્રકૃતિ વારંવાર વિઘ્ન કરે છે અને તેઓને જીવન મુક્તિનું ફળ લેવા દેતી નથી અને જ્યાંસુધી ચિત્ત આત્મામય થતું નથી ત્યાંસુધી અવિદ્યા જીવતી રહે છે, તેથી વૈષ્ણવ આચાર્યો પ્રકૃતિનો ફેરફાર કરવા તરફ બહુ ધ્યાન આપે છે. જ્ઞાન માર્ગવાળા કેટલાક કહે છે કે સંબંધ ફક્ત બે પરિમિત વસ્તુ વચ્ચેજ થઇ શકે અને ભગવાન પરિમીત નથી તેથી ભગવાન સાથે સબંધ અને પ્રેમ થઇ શકે નહિ. ભક્તિ માર્ગવાળા કહે છે કે દિવ્ય પ્રકૃતિવાળો જીવ ભગવાન સાથે દિવ્ય સંબધ બાંધી શકે છે અને તેથી પ્રેમ માટે અવકાશ રહે છે. તેઓ એમ માને છે કે જે વસ્તુ કાર્યમાં છે તે કારણમાં હોવી જોઇએ. કાર્યમાં પ્રેમ છે તો કારણમાં હોવો જોઇએ. કાર્યમાં સબંધ છે તો કારણમાં હોવો જોઇએ. વળી દેશ, કાળ અને વિરૂદ્ધ ધર્મ

પણ પ્રેમ વધારવામાં ભક્તની અપેક્ષાએ ભગવાન કોઇ વખત ધારણ કરે છે

પ્રકૃતિ દિવ્ય થાય તો લોકકલ્યાણ માટે પોતાની ઇચ્છાથી અવતાર પણ લઇ શકાય એ અવતારનું રહસ્ય છે એવા દિવ્ય શરીરને જે સ્પર્શ કરે તેના શરીરના પરમાણું પણ દિવ્ય થઇ જાય છે લૌકિક દેહમાં જેમ આત્મા દેહથી ભિન્ન છે, જેમ બ્રહ્મમાં બ્રહ્મનો દેહ અને બ્રહ્મનો આત્મા પૃથક નથી પણ સર્વ આનંદમય છે, રૂપરસ છે,

પણ પ્રકૃતિનો સ્વભાવ ફેરવવા માટે રોજ પોતાના દોષ જોઇ દૂર કરવા અને રોજ એજ કામમા પડયા રહેવું અને એમ માનવું કે બધા દોષ નિકળી જાય ત્યારે ભગવદ્ કૃપા થશે એ ભૂલ છે. કેટલાક દોષવાળા માણસો ઉપર પણ ભગવદ્ કૃપા થાય છે અને એ કૃપાની અસરથી એટલે પ્રમેય બળથી તેના દોષ નિકળી જાય છે માટે ભગવદ્ કૃપા મેળવવાની પહેલી જરૂર છે. વળી સેવા વગર અનુગ્રહ થતો નથી પણ સેવા કરવામા માણસોનો બહુ સંગ થાય, અહંકાર ઉત્પન્ન થાય, અને સાચી દશા ન રહી શકે તો વિઘ્ન ઉત્પન્ન થાય છે. તેથી ભક્તિ એ અઘરી વસ્તુ છે. જે અવસ્થામા ભગવાનની સત્તા, ચૈતન્ય અને આનંદ આપણા વાણી, ભાવ અને કર્મ દ્વારા પૂર્ણ રૂપથી પ્રગટ થાય તે પૂર્ણ ભક્તિ કહેવાય છે

જ્યાસુધી શરીર છે અને જરા પણ વ્યવહાર છે ત્યાસુધી કાઇને કાઇ મુશ્કેલીઓ આવ્યા કરશે અને જો ભગવાનમાં દયા, કૃપા, અનુગ્રહ કરવાની શકિત, રક્ષણ આપવાની શકિત, પ્રેમ સ્વીકારવાની અને આપવાની શકિત વિગેરે વિગેરે માનીએ તો જ આપણને તે દિવ્ય ગુણોનો લાભ મળે છે પોતાને હાથે તરવું અને હોડીનો મદદથી તરવું એમા ફેર રહે છે. બીજા ઉપાયમાં કાયમ રક્ષણ મળે છે. વળી ભક્તિ માર્ગમા ભગવાન સાથે ભાવ સંબંધ

રહે છે તેથીજ ભક્ત જે રૂપે જે ભાવે જે હેતુ માટે ભગવાનને ભજે છે તેને તે રૂપે ભગવાન ફળ આપે છે. બધા ભક્તોની ભાવના સરખી હોતી નથી તેથી ભક્તિના ઘણા પ્રકાર બને છે. તે બધાનો નવધા ભક્તિમાં એટલે નવ પ્રકારમાં સમાવેશ થઇ શકે છે. ભગવાનનું નામ સાંભળતાં અને તેના ગુણ સાંભળતાં જેનો કંઠ ગદ્ ગદ્ થઇ જાય છે, જેની આંખમાંથી આંસુ વહે છે જેમનું હૃદય દ્રવે છે તેમનો ભક્તિમાં અધિકાર છે.

ભક્ત કોઇ વખતે હસે છે, રડે છે, નાચે છે, ઉન્મત થાય છે અને કોઇ વખતે શાંત અને ધીર પણ થાય છે. ભક્તને પોતાને કાંઇ ઇચ્છા રહેતી નથી. પતિને સુખ આપવાથી જેમ પત્નીનું સુખ વધે છે તેમ આપણી દૃષ્ટિ આગળ અનેક રૂપે દેખાતા ભગવાનને સુખી કરવાથી આપણું સુખ વધે છે કારણકે એ ભાવે રહેવાથી આપણા વિરોધ-ાં કોઇ રહેતું નથી. ભગવાન તરફ દીનતા રાખવાની જરૂર છે અને જ્યારે જગત ભગવાન રૂપે દેખાય ત્યારે જગતની સેવા કરવાનું મન થાય છે; પણ જો કોઇ વખતે જગત જગત રૂપે દેખાય અને જીવો સ્ત્રી પુરૂષ રૂપે દેખાય અને તેમના તરફ દીનતા કરશો તો સેવકની દશા પશુના જેવી થઇ જશે. જગતને જગત રૂપે જોવું એ મોટામાં મોટો વિક્ષેપ છે. માટે પ્રેમ માર્ગ એ બહુ કઠણ માર્ગ છે. શરૂઆતની ભક્તિમાં વ્યવહાર, સંસ્કાર ભૂલવા માટે ધૂન ભજન, કીર્તન, જપ પૂજા વિગેરે સાધન જરૂરના છે. તે પછી બહારનું સાધાન ગૌણ થાય છે અને ભક્ત ભગવાનના પ્રેમમાં તરફડે છે. તે રાગાત્મિકા ભક્તિ છે. તે પછી પુષ્ટિ ભક્તિ શરૂ થાય છે. તે વખતે સાધન ભગવાન રહે છે. અને ફલ પણ ભગવાન રહે છે. સાધન એજ ફળ છે. પૂર્વ દશામાં જીવને ભગવત્ પ્રાપ્તિ થાય છે, પુષ્ટિ માર્ગમાં ભગવાનને જીવની પ્રાપ્તિ થાય છે.

જેમ જેમ આ પ્રમાણે ભક્તિ થાય છે તેમ તેમ ભગવાનના દિવ્ય ગુણો ભક્તના હૃદયમાં ઉતરે છે એટલે કે ભક્તના હૃદયમાં



ભગવાનનો અવતાર થાય છે. તે વખતે જીવ ધર્મોનો નાશ થાય છે.

શ્રી કપિલ ભગવાને પણ માતા દેવહૂતિને કહેલ છે કે ધ્યાનેનાની શ્વરાનગુણાન્ એટલે અનીશ્વર ગુણ ( જીવ ધર્મ ) શ્રી હરિનું ધ્યાન કરવાથીજ નષ્ટ થાય છે

ભગવાન જેમ પોતાના સ્વરૂપના આનંદથી તૃપ્ત રહે છે તેમ આવો ભકત પોતાના સ્વરૂપના આનંદથી તૃપ્ત રહે છે. તેને કોઇની જરૂર પડતી નથી પણ બીજાને તેની જરૂર પડે છે. તે કોઇને યાદ કરતો નથી પણ બીજા તેને યાદ કરે છે. ભગવાન કહે છે. " આવા ભકતોની પૂજા કરો, એમને આદર આપો અને પછી મારૂ પૂજન કરો. જે માત્ર ભગવાનનેજ આદર આપે છે તેમની ભકિતનો સ્વીકાર ભગવાન કરતા નથી —

' કેવલ મેગે સો નહિ મેરો, મો મેરો ભકતનકો ચેરો "
" મોસે સન્ત અધિક કર લેખે '

એમ તુલસીદાસજી પણ કહે છે. શ્રી નાભા સ્વામીએ પણ ભકત ભકિત, ભગવાન અને ગુરૂ એમનો અભેદ માની ભકતમાળાના આરંભ એમનુ જ મંગલાચરણ નીચે પ્રમાણે કર્યું છે —

ભકત ભકિત ભગવન્ત ગુરૂ, ચતુર નામ વપુ એક,
ઇનકે પદ વન્દન કરૌ, નાશે વિઘ્ન અનેક

આવો ભકત બનવા અનિત્ય પદાર્થોની અસત્યતા પુરેપુરી સમજીને તેના ભોગથી નિવૃત થયેલો હોવો જોઇએ. એ બાબત આ નવી ભકતમાળમા લગભગ દરેક ચરિત્રમા આવેલ છે. આ ભકતમાળમા ઘણી જગ્યાએ ભકતોના જીવનમાં ચમત્કારો માલુમ પડશે પણ તેઓ ચમત્કારના કારણથી ભકત બન્યા નથી ભકત જીવન એ ચમત્કારથી ઉંચુ જીવન છે આખુ વિશ્વ ભગવાનના રૂપમા દેખાય

એ મ્હોટામાં મ્હોટો ચમત્કાર છે, અને બીજા ચમત્કારો એ સર્વાત્મભાવનું પરિણામ છે.

જો જરાવાર પણ વિષયોમાં મન જાય તો તે માણસ ભક્ત થવાને લાયક નથી. માણસના જીવનમાં પ્રેમ અને મૃત્યુ એ બે તત્ત્વનું રહસ્ય જાણવું બહુ મુશ્કેલ છે. રોટલીના પ્રશ્ન જેટલો મુશ્કેલ છે તે કરતાં પણ આ બે તત્ત્વના પ્રશ્નો ઉકેલવા વધારે મુશ્કેલ છે. અનેક જન્મમાં રખડતો જીવ મનુષ્ય લોકમાં કંઇક અંશે વિષયોમાં સુખ દેખે છે અને એમ માની બેસે છે કે મેં પ્રેમને શોધી કાઢેલ છે પણ પ્રેમ સમજે છે કે મેં માણસની નબળાઇ શોધી કાઢેલ છે. વખત જતા માણસના કલ્પિત સુખમાં રોગથી, ચિંતાથી અને મૃત્યુથી ભંગ થાય છે; અને ઘણી વાર માણસને એમ પણ લાગે છે કે તેના પ્રેમમાં કાંઇક ભૂલ રહેલી છે. પ્રેમનું તત્ત્વ જાણ્યા વગર જેઓ સંસારમાં પડે છે તે થોડા વખત પછી સંસારથી કંટાળી જાય છે. જેઓ પ્રેમનું તત્ત્વ સમજ્યા વગર સમાજ સેવામાં અથવા દેશ સેવામાં જોડાય છે તેઓ પણ તે કામમાંથી થોડા વખતમાં કંટાળી જાય છે અને જેઓ પ્રેમનું તત્ત્વ સમજ્યા વગર સાધુ થાય છે અથવા સંન્યાસ લે છે તેઓ પણ કોઇ ઉપર લાગણી રાખવાનો પ્રસંગ આવે ત્યારે પ્રેમથી હારી જાય છે. તેથી ભગવાન ઘણી વાર અનેક પ્રકારની કસોટી તેમની સામે મૂકે છે. તેથી પ્રેમ અને મોહ વચ્ચેનો તફાવત જાણવાની જરૂર છે.

પ્રેમ સનાતન છે, મોહ ક્ષણભંગુર છે. જ્યાં સાચો પ્રેમ છે ત્યાં મિલન અવશ્ય થવાનુંજ શ્રીરામચરિત માનસમાં શ્રીતુલસીદાસજી કહે છે કે:—

'જાકો જાપર સત્ય સનેહૂ, સો તાહિ મિલે કછુ ન સંદેહૂ.'

મોહમાં ધીરજ ન હોવાથી તાત્કાલિક મિલનની અરૂજ આતુરતા રહે છે, પણ શ્રી પાર્વતીનો આદર્શ પ્રેમ હોવાથી પોતે કહે છે કે "જનમ કોટી લગી રગર હમારી, વરૌં શંભુ નહિ તો રહૌં કુમારી" કેવું ઉત્તમ ધૈર્ય. આવુ ધૈર્ય ! અનન્યતા વગર કાયમ રહેતું નથી. વળી પ્રેમ અન્યોન્ય હોય છે, મોહ ઘણી વાર એકદેશી હોય છે. કોઇને બીજાની સુંદરતા જોઇને મોહ ઉત્પન્ન થાય છે ત્યારે બીજાને ખબર નથી હોતી કે મને જોઇને આને મોહ થયો છે' Love is reciprocal. વળી પ્રેમ નિર્વિકાર હોય છે ત્યારે મોહ સવિકાર હોય છે. Love is not love which alters when it finds chance for alteration.

પ્રેમ પવિત્ર હોય છે, મોહ મલીન હોય છે. પ્રેમ રૂપ રંગ-નિરપેક્ષ કોઇ અવર્ણનીય અંતરંગ હેતુ પર આધાર રાખે છે, ત્યારે મોહ રૂપ રંગ આકૃતિ ઉપર એટલે બહિરંગ હેતુ ઉપર આધાર રાખે છે. પ્રેમ અનન્ય અને અવ્યભિચારી છે, મોહમાં વ્યભિચાર છે એટલે એક વસ્તુ ઉપરથી ઉડી બીજી વસ્તુ પર તુરતજ મોહ થાય છે. પ્રેમમાં મધ્યસ્થ રામ હોય છે, મોહમાં મધ્યસ્થ કામ હોય છે. મોહનું ધ્યેય સ્વસુખ સુખીત્વ, એટલે કેવળ સ્વાર્થ, પોતાના સુખનીજ ચિંતા, પરંતુ પ્રેમનું ધ્યેય પર સુખ સુખિત્વ એટલે સામાને સુખ કેવી રીતે પ્રાપ્ત થાય એ એકજ ચિંતા. પ્રેમમાં નિરંતર પ્રેમીના વિચાર આવે છે, અને તેના દોષ કદાપિ દેખાતા નથી.

જેમ શુદ્ધ સ્ફટીક પાસે રાતું ફુલ પડ્યું હોય તો સ્ફટીકમાં રતાશ દેખાય છે અને સ્ફટીકનું શુદ્ધ સ્વરૂપ સમજવું મુશ્કેલ પડે છે તેમ જ્યારે પ્રેમ દુનિયાની વસ્તુઓની સાથે હોય છે ત્યારે પ્રેમનું ખરૂં સ્વરૂપ સમજવું બહુ મુશ્કેલ પડે છે. ખરો પ્રેમ-નિત્ય રહે તેવી વસ્તુ માગે છે તેથી

ભગવાન સાથે એકતા માગે છે, તે માટે ભક્તમા અપૂર્વ વિહ્વળતા, ઉત્કટતા અને તાલાવેલી હોય છે ભગવાન મળ્યા પછી પણ પ્રેમ વધારવા માટે કોઇ ભક્ત ભેદ માગે છે, વિરહ અને તરફડાટ માગે છે કે જેથી પ્રેમનો અગ્નિ વધ રે સળગે ભગવાનમા તે અગ્નિ સ પૂર્ણપણે હોય છે તેથી પ્રેમમા સ ગતા બે પ્રેમી ફરી ભેગા થાય છે પ્રેમીની સાથે પહેલો સ બધ થયા પછી તેનો વિરહ ભોગવવામા પ્રેમ વધારે ઉદ્દીપન થાય છે તેથીજ ગસલીલામા પહેલા ભગવાને ભક્તોને પોતાના સ્વરૂપનો થોડો સ બધ આપ્યા પછી વિ હ એટલા માટે આપ્યા હતો કે તે ભક્તોનો પ્રેમ સળગીને પોતા ો વ્ય પ્રેમ ઝીલવાને શક્તિવાન થાય આવી ભક્તિ રાગાત્મિકા કહેવાય છે આવી ભક્તિમા ભક્ત અને ભગવાન્ બન્ને પોતાના સ્વભાવ કાઢી વ્ય પ્રેમમા એકતા પામે છે એક વાર પરમાત્મા માટે ખરી લગની લાગે તો પછી ભાવ, મહ ભવ, અધિરૂઢ ભાવ, સાત્વિક ભાવ, વિરહની દશા અને અર્વાત્મભાવ એની મેળેજ પ્રગટ થ ય છે.

ભગવાન ગીતામા કહે છે કે જે જે માણસ, જે જે ઈચ્છ થી, જેવી જેવી બુદ્ધિથી આરાધના કરે છે તેને તેવુ ફળ મળે છે વૃક્ષનો સેવા કરો તેવુ ફળ મળે આમો, લામડો કે ધઉ વાવો તો તેવુ ફળ મળે બકરી કે ગ યની સેવા કરો તો જુદુ ફળ મળે. મામલતદાર કે દિવાન કે રાજાની સેવાનું ફળ જુદુ, તેમજ દેશ સેવા અને દેવ લોકો ી સેવાનુ પણ સમજવુ શ્રી હરિ સિવ ય તમામ દેહધારી પરિમિત શક્તિવાળા છે તેથી તેના સેવકને પરિમિત ફળ મળે છે પણ જે અપરિમિત શક્તિવાળા શ્રી હરિનીજ સેવા કરે છે તેને અન ત ફળ મળે છે હરિજનની સેવા તે હરિનીજ સેવા છે પણ હરિજન કોણુ થઇ શકે છે ? જે માત્ર હરિનેજ આશ્રયે રહેત હોય તે આ પુસ્તકમાં ખરા હરિજનોનીજ કથા છે

તેમનો યોગ ક્ષેમ શ્રી હરિ ચલાવે છે તેથી તેમને બીજાની સેવાની જરૂર પડતી નથી પણ અમે જે અપૂર્ણ છીએ તે પૂર્ણના સંબંધથી પૂર્ણ થઇએ, નિત્ય સુખીની સેવાથી તેના સંબંધથી નિત્ય સુખી થઇએ તે સારૂ સેવા કરવાની છે, આવા જે હરિજન સેવા લે છે તે પણ એમ માને છે કે સેવા કરનાર હરિની સેવા કરે છે. આવી સેવા શ્રી હરિને પહોંચે છે, આવી સેવાનુ ફળ શ્રી હરિની સેવા સમાન છે. સેવા કરનાર પણ એમ માને છે કે જે હરિનું છે તે હું હરિને આપું છું. આ વાત ઘણીવાર સાંભળી હોય છે પણ તે પ્રમાણે વર્તન કરવું બહુ મુશ્કેલ છે. માટે સેવા ધર્મ એ પરમગહન છે.

આવી બાબતો સમજવા માટે ભકતોના ચરિત્રો વાંચવા અને મનન કરવાની બહુ જરૂર છે. એ હેતુથી આ પુસ્તક તૈયાર કરવામાં આવેલ છે. મોરબીના કવિ શ્રી વલ્લભજીભાઇએ કલ્યાણ માસિકમાંથી ૨૫ સારી કથાઓ પસંદ કરી તેનો અનુવાદ ગુજરાતી ભષામાં કરી આ પુસ્તક રૂપે તૈયાર કરવામાં ઘણી મહેનત લીધેલી છે તેથી જન સમાજ ઉપર તેમણે ઘણો ઉપકાર કરેલ છે. તે ઉપરાંત બીજા ૭ ભકતોના ચરિત્રો પણ વધારેલ છે. ભકતો કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરે કેવી રીતે જીતે છે અને અનેક જાતની અગવડો વેઠીને અથવા આનંદથી સ્વીકારીને પોતાની ભક્તિ ભૂલતા નથી અને દિવસે દિવસે ભક્તિ વધારતા જાય છે એ આ ભકતમાળામાં સચોટ બતાવેલુ છે. વાંચનાર આ ગ્રંથનું મનનપૂર્વક અવલોકન કરશે અને શ્રદ્ધાથી ભકતોના ગુણ પોતાનામાં ઉતારવા ધીરે ધીરે કટિબદ્ધ થઇ પ્રયત્ન કરશે એવી આશા છે. આ ગ્રંથનુ પ્રકાશન કરનાર પિતા-પુત્રને ભગવાન દીર્ઘાયુ આપે અને એમની ભક્તિમાં વધારો થાય એવી પ્રાર્થના કરી વિરમુ છુ

શ્રીકૃષ્ણ મંદીર
જ્યુબીલી બાગ,
વડોદરા.

નરહરિલાલ.

## બીજી આવૃત્તિ સંબંધી પ્રકાશકના બે બોલ.

નવી ભકતમાળની પ્રથમ આવૃત્તિ બહુ જ ઓછા વખતમાં ખપી ગઇ એ જ પુસ્તકની લોકપ્રિયતા સૂચવે છે. જનતાની માંગ વિશેષ થવા લાગી અને તે માંગને કંઇક અંશે પહોંચી વળવા માટે વિચાર હતો તેટલામાં દૈવયોગે મારાં પૂજ્ય અ. સૌ. માતુશ્રી શ્રી રશ્મિપ્રભા માણેકચંદ અડાલજા શ્રીજીને ચરણ પામ્યાં તેના પૂણ્યસ્મરણાર્થે આ બીજી આવૃત્તિ પ્રગટ થઇ છે.

જનતા આવા ભકિતરસ ભરેલા વાચનનો લાભ લે એવા હેતુથી આ પુસ્તકનું મૂલ્ય પ્રથમ આવૃત્તિ મુજબ પડતર કિંમત કરતાં ઓછું રાખ્યું છે.

આ બીજી આવૃત્તિમાં થોડાં ચરિત્રો બાદ કરી કેટલાંક નવાં ઉમેર્યાં છે. જનસમાજ આવા આધ્યાત્મિક જીવન ઉત્કર્ષક ગ્રન્થનો લાભ લેશે તો આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો આશય અને ધ્યેય સફળ થયેલો સમજીશ. આ પ્રકાશન સંબંધી મિત્રો તરફથી જે કંઇ સૂચનાઓ મળી છે તેમ જ જે સહૃદયી સ્નેહીઓ તરફથી શ્લોક મળ્યા છે તેમનો હું આભારી છું.



# નવી ભક્ત માળ

૧

## ભક્ત ગણેશનાથ

છત્રપતિ શિવાજી મહારાજના સમયની વાત છે. બાલાઘાટ જીલ્લામાં સરસી અને ઉજ્જૈની શહેરની પાસે એક ન્હાનકડું ગામડું હતું. ત્યાં ભક્ત ગણેશનાથનો જન્મ થયો હતો. ન્હાનપણથી જ ગણેશનાથનો ભગવદ્ વિષયોમાં અપૂર્વ પ્રેમ હતો. એમના માતા પિતા પરમ વૈષ્ણવ હતા અને તેથી બચપણમાંથી જ એવી શિક્ષા–દીક્ષા દેવાઇ કે બાળક મોટો થતાં હરિના ચરણોમાં તેની સ્વાભાવિક સહજ પ્રીતિ થાય. સ્તન–પાન કરાવતી વખતે જ તેની મા, કૃષ્ણ, ગોવિંદ, નારાયણ, વાસુદેવ, દામોદર કહેતાં કહેતાં બચ્ચાને ચૂમી ભરી વ્હાલ કરતી હતી. જાણે મા બચ્ચાને દૂધ સાથે જ શ્રી કૃષ્ણ–પ્રેમનું અમૃત પાઇ રહી

છે. માતાના દૂધ સાથેજ જેને હરિરસ પીવાનું સૌભાગ્ય સાંપડયું છે તે ખરેખર મહા ભાગ્યવાન છે; કારણ તે સમયનો પીધેલો પ્રેમ રોમ-રોમમાં ઓત-પ્રોત થઇ જાય છે અને તે સમસ્ત જીવનને પ્રભુમય બનાવી મૂકે છે. તે સિવાય ભગવાનમાં વિશ્વાસ થવો બહુ જ દુર્લભ છે. આ તો પૂર્વ જન્મના કોઇ મહાન પુણ્યનું ફલ જ સમજવું જોઇએ.

મહા પ્રસાદે ગોવિંદે, નામ્નિ બ્રહ્મણિ વૈષ્ણવે ।
સ્વલ્પ પુણ્યવતાં રાજન્, વિશ્વાસો નૈવ જાયતે ॥

શ્રી શુકદેવજી રાજા પરીક્ષિતને કહે છેઃ—

ભગવાનના મહાપ્રસાદમાં, ભગવાનમાં, ભગવન્નામમાં બ્રહ્મ બ્રહ્મવેત્તા અથવા વેદોમાં તથા વૈષ્ણવ પુરુષોમાં સ્વલ્પ પુણ્યવંતોને વિશ્વાસ થતો નથી. ગણેશનાથ કંઇ મોટો થતાં તેની મા તેના પગે ઝાંઝરી પ્હેરાવતી, હાથે ઘુઘુરીવાળી પ્હોંચી બાંધતી અને વાળમાં મોરના પીછાં ખોસી દઇ પોતે હાથમાં કરતાલ લઇ બહુ પ્રેમથી ગાયા કરતી :-

રામ રાઘવ ! રામ રાઘવ ! રામ રાઘવ ! રક્ષ મામ્ !
કૃષ્ણ કેશવ ! કૃષ્ણ કેશવ ! કૃષ્ણ કેશવ ! પાહિ મામ્ ॥

મા ગાતી હતી અને ગણેશનાથ નાચતા હતા. વચમાં વચમાં ગણેશનાથ પણ "લામ લાઘવ" બોલતા બોલતા કીલકારી મચાવતા હતા. આ મોટે ભાગે નિત્યનો ક્રમ

હતો. આથી ગણેશનાથની સંસ્કારગત્ ભગવદ્-ભક્તિ અત્યંત દૃઢ થઈ. ન્હાનપણથી જ ગણેશનાથનું હૃદય હરિ નામનું રસિક થયું હતું. જેના પર પરમાત્મા દયા કરે છે તેને પોતાની તરફ ખેંચી લેવાને ખાતર તે તેના સંસારના સર્વ બંધન છિન્ન-ભિન્ન કરી નાખે છે. ગણેશનાથ બોલવા-સમજવા જેવો થયો ત્યાં તો તેના માતા પિતાનો દેહાન્ત થયો. પરન્તુ જેને પરમાત્માના ચરણોમાં થોડો પણ વિશ્વાસ બેસી ગયો તેને સંસારની કોઈપણ વિપત્તિ ડગાવી શકતી નથી. ભગવાને સ્વયં કહ્યું છે—

યસ્મિન્ સ્થિતો ન દુઃખેન, ગુરુણાપિ વિચાલ્યતે ।

ગણેશનાથ શું કામ ગભરાય ? જેના મસ્તક પર પ્રભુનો હાથ છે, તેને કઈ વાતની ચિંતા ? જે દુઃખ દીએ છે તે દુઃખમાં સંભાળે પણ છે. વાસ્તવમાં આને દુઃખ કહેવું એ સંસારી જનોની મૂઢતા જ છે. વિષયોનો અભાવ તથા વિષય-સેવન કરવાની શક્તિના અભાવને જ આપણે મૂઢ જનો દુઃખ કહીએ છીએ. આ ભૂલ નહિ તો બીજું શું ? આપણે તો એમ સમજવું જોઈએ કે આ પ્રભુનો સંકેત છે. તે પોતાના તરફ આપણને ખેંચી લેવાનું આ નિમંત્રણ કરી રહેલ છે. આપણે આ દિવ્ય નિમંત્રણને સ્વિકારી સર્વ ભાવથી પ્રભુને શરણે જવું જોઈએ; કારણ શાશ્વત શાંતિ એક માત્ર હરિની જ ગોદમાં છે.

ગણેશનાથને ભગવન્નામનો દિવ્ય રસ મળી જ ગયો હતો. તે આ આપત્તિને પ્રભુનો પ્રસાદ ગણી પહેલાથીએ

અધિક પ્રેમથી હરિનું નામ લઇ મસ્ત રહેતા હતા. આસપાસ સાધુ મહાત્માઓના આશ્રમ હતા, ત્યાં જઇ ગણેશનાથ ભગવન્નામ કીર્તન કર્યા કરતા સત્સંગમાં એમનો જીવ એવો લાગ્યો હતો કે તે છોડી તેને બીજે કયાંઇ જવું ગમતું નહિ. રાત દિવસ હરિનામરસમાં તે મસ્ત રહેતા.

જે સત્સંગનો મહિમા શાસ્ત્રો અને મુનીઓએ ગાયો છે અને ગાતાં ગાતાં ધરાણા નથી તે કેટલો દુર્લભ છે. ભગવત્કૃપાથી સંસારની જૂદી જૂદી યોનીઓમાં ભટકતા પુરુષના બંધનનો નાશ થવાનો સમય આવે છે ત્યારે જ તેને સત્સંગ પ્રાપ્ત થાય છે અને જ્યારે સાધુ સમાગમ થાય છે ? ત્યારે સાધુઓનું શરણ્ય કાર્ય કારણોના નિયંતા પરમેશ્વરમાં મતિ સ્થિર થાય છે. શ્રીમદ્ ભાગવતનો શ્લોક છેઃ—

ભવાપવર્ગો ભ્રમતો યદા ભવે-
જ્જનસ્ય તર્હ્યચ્યુત સત્સમાગમઃ ।
સત્સંગમો યર્હિ તદૈવ સદ્ગતૌ
પરાવરેશે ત્વયિ જાયતે મતિઃ ॥

૧૦. ૫૧. ૬૯.

સત્સંગથી ભગવદ્ ભક્તિ ખીલી નીકળે છે. સાધુઓના સમાગમથી ગણેશનાથની ભક્તિ ઉછળવા લાગી. તે રાત દિવસ ભગવાનના નામનો જપ કરતા અને વિના સંકોચે ભગવાનનું નામ જોરથી બોલી નાચતા-ગાતા, હસતા અને

રોતા, અને લાકડાના કુંડળ પ્હેરી એક લંગોટી ભર જ રહેવા લાગ્યા. કડકડતી ટાઢ, ગરમી અને વર્ષાદમાં પણ તે એક જ લંગોટી પ્હેરી નિત્ય પ્રેમભરી વાણીથી હરિ-નામ સંકીર્તન કર્યા કરતા, ભગવાનની મૂર્તિ સામે પ્રેમ–વિન્હલ થઇ નાચ્યા કરતા અને કરૂણા ભર્યા શબ્દોમાં નિજ દેવના ચરણે પ્રાર્થના કરતાઃ—

સંસાર કૂપે પતિતોહ્યગાધે
મોહાન્ધપૂર્ણે વિષયાતિસક્તઃ ।
કરાવલમ્બં મમ દેહિ નાથ
ગોવિંદ દામોદર માધવેતિ ॥

'આ સંસારરૂપી અગાધ સમુદ્રમાં ડૂબતા મારા જેવા વિષયાશક્ત અધમનો હાથ પકડી હે નાથ! મને ઉગારી લીઓ. હે ગોવિંદ! હે દામોદર! હે માધવ! હું તમારા શરણે છું.'

ભગવન્નામ કીર્તન પ્રેમપૂર્વક કરવું એ એકજ કામ ગણેશનાથનું હતું. દિવસે તે નજીકના જંગલમાં જતા અને ત્યાં એકાંતમાં ખૂબ જોરથી કીર્તન કરતા. સાંજે ગામ તરફ પાછા ફરી હરિ-કથા સંભળાવતા. ભગવાનની લીલામાં જેને રસ લાગી જાય છે તેને સંસારના બીજા બધા રસ ફીકા લાગે છે. ભગવાનની લીલાઓમાં જે આનંદ છે તે સંસારમાં કયાંથી મળે? ગજેન્દ્ર–મોક્ષ અને દ્રૌપદી ચીર–હરણની કથા કહેતા વખતે ગણેશનાથ

એકદમ બેભાન થઇ ગદ્‌ગદ્ કંઠે આર્ત્ત-ભાવે રોઇ પડતા:—

ગોવિંદ દ્વારકા વાસિન, કૃષ્ણ ગોપીજન પ્રિય ।
કૌરવૈઃ પરિભૂતાં માં કિં ન જાનાસિ કેશવ ॥
હે નાથ હે રમાનાથ, વ્રજનાથાર્તિ નાશન ।
કૌરવાર્ણવમગ્નાં મામુદ્ધરસ્વ જનાર્દન ॥

વચમાં વચમાં વિશેષ ભાવમાં આવી તે નાચવા લાગતા અને પાસેના બધા લોકો પ્રેમ વિહ્‌વલ બની સ્વરમાં સ્વર મેળવી ગાવા લાગતા. નામ સંકીર્તનનો રસ તદ્દન જુદો જ છે. એકવાર આમાં મજા પડી, પછી તો તે જન્મ જન્માન્તર નામનો દાસ બની જાય છે. શ્રીમદ્ ભાગવતમાં એવા નામ-પ્રેમી ભક્તોનું બહુ જ સુંદર વર્ણન છે. નામ સંકીર્તન કરતાં જેને પ્રભુના પાદ પદ્મોમાં દૃઢ પ્રેમ લાગી ગયો, જેનું ચિત્ત પ્રેમમાં દ્રવીભૂત થઈ ગયું, એવો ભક્ત ગાંડાની માફક કયારેક જોરથી ખડખડ હસે છે, કયારેક સ્તબ્ધ થઇ રહે છે, કયારેક રોતા રોતા હુ હુ કરી બુમો પાડે છે, કયારેક ગાવા માંડે છે અને કયારેક સંસારની કંઇપણ પરવા રાખ્યા વિના આનંદના આવેશમાં નૃત્ય કરવા લાગે છે. કયારેક જોરથી બુમ પાડે છે, કયારેક ભગવવાનની મંજુલ મૂર્તિનું ધ્યાન કરવા લાગે છે, કયારેક લોકોના ચરણ પકડી પકડી એમને વંદે છે, વારંવાર ઉંડા નિસાસા નાંખે છે અને લોકલજ્જાની કંઇપણ દરકાર કર્યા વિના જોરથી હે હરિ! હે જગત્પતે! હે નારાયણ! આ પ્રકારના ઉચ્ચાર કરવા લાગે છે.

સંસારનો કોઇપણ નિયમ આવા દેહાધ્યાસ છૂટેલા પ્રેમી ભક્ત પર લાગુ પડતો નથી. તે તો રથાંગપાણિ ભગવાનના ચક્રપાણિ, ગોપીજન વલ્લભ, રાધા—રમણ આદિ સુંદર સુમનોહર નામોનો તથા એના અર્થોનું ગાન તેમજ એની અલૌકિક દિવ્ય લીલાઓનું સંકીર્તન કરતો પરમ ભક્ત ભય અને ઇચ્છા રહીત બની ઉદાસીન ભાવે પૃથ્વીપર વિચર્યા કરે છે. શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે —

શૃણ્વન્સુભદ્રાણિ રથાઙ્ગપાણે
જંન્માનિ કર્માણિ ચ યાનિ લોકે ।
ગીતાનિ નામાનિ તદર્થકાનિ
ગાયન્વિલજ્જો વિચરેદસંગઃ ।

૧૧. ૨. ૩૯.

માન પ્રતિષ્ઠા એ સાધનાના માર્ગમાં સૌથી મોટું વિઘ્ન છે.

મહાન પુરૂષોને મન પોતાની સાધના આગળ માન પાન કે પૂજન કંઇ હિસાબમાં નથી. માન-મોટાઇ મીઠી છરી છે, વિષભર્યો સુવર્ણ કટોરો છે. જ્યાં એકવાર પણ માન મહત્તાની વાત સાંભળી સાધકનું મન ડગ્યું, જ્યાં નિજ પ્રતિષ્ઠામાં રસ આવવા માંડયો, ત્યાંજ સાધકનું પતન થયું સમજવું.

એટલા માટે સાધનાના માર્ગે પગલે પગલે સાવધાનીની આવશ્યકતા છે. સાવધાની એજ ખરો સાધના

છે. સાધકે જોતા રહેવું જોઇએ કે કયાંઇ એના હૃદયનાં કોઇ ખૂણામાં કામના છુપાઇ તો નથી રહીને ? એણે પોતાની બરાબર સંભાળ રાખવી જોઇએ તેમજ ભગવાનનો આશરો રાખતા સદા દુર્ગુણોથી બચતા રહેવું જોઈએ. કદી ભગવાનનો દઢ આશ્રય થઈ ગયો તો તેને દુઃખ કે ભેદભાવ કંઇ રહેતા નથી. સંસારનું કોઇપણ પ્રલોભન હૃદયને લલચાવે નહિ તેનો નિત્ય ખ્યાલ રાખવો જોઇએ.

ગણેશનાથને સંસારમાંથી દઢ વૈરાગ્ય થઇ ગયો. તે સુખદુઃખ, માન–અપમાન, રાગદ્વેષ આદિ દ્વન્દ્વોથી પર થઇ ગયા. તેને કંચન કામિની તરફ એટલી ઉદાસીનતા થઇ ગઇ કે તે તેના તરફ જોતા પણ નહિ. સુંદર વસ્ત્ર, સ્વાદિષ્ટ ભોજન અને ધન સંપત્તિ ઉપરથી તો એમણે દૃષ્ટિ ખેંચી લીધી હતી.

એકવાર છત્રપતિ શિવાજી મહારાજ તીર્થયાત્રાર્થે પંઢરપૂર ગયા. સાધુ ગણેશનાથનું નામ તો સૌકોઇ જાણતા જ હતા. શિવાજી મહારાજ ગણેશનાથના દર્શન કરવા તેની પાસે આવ્યા ત્યારે તે વખતે ગણેશનાથજી કીર્તનમાં મશગુલ હતા. એને શું ખબર કે કોણ આવ્યું અને કોણ ગયું ? એકદમ તન્મય થઇ ગણેશનાથ પગે ઘુઘરા બાંધી નાચતા હતા અને ભગવન્નામ કીર્તન કરતા હતા. રાત બહુ થઇ ગઇ હતી, કીર્તન પુરૂં થયું; શિવાજી મહારાજે ગણેશનાથના ચરણોમાં પોતાનો મુકટ ધરી, હાથ

જોડી, ઘણા આદર વિનય સાથે કહ્યું-મહારાજ ! આજ કૃપા કરી મારા નિવાસમાં પધારો અને ત્યાં રાત રહો.

આ માન-પ્રતિષ્ઠાને જોઇ ગણેશનાથનું હૃદય રોઇ કકળી ઉઠ્યું. પરંતુ શિવાજી મહારાજનો આગ્રહ પણ અટળ હતો. ગણેશનાથજીને લાગ્યું કે ગયા વિના છૂટકો નથી તેથી તેણે એક યુક્તિ શોધી. તેણે ઘણા કાંકરા વીણી લીધા અને વસ્ત્રના છેડે બાંધી લીધા. આ જોઇ શિવાજી મહારાજને બહુ આશ્ચર્ય થયું અને આનું કારણ પૂછતાં ભક્ત ગણેશનાથે કહ્યું કે ભગવાનનું નામ લેવાને માટે લીધા છે.

માન-પ્રતિષ્ઠાની લાલચ જ્યારે ઘેરવા માંડે ત્યારે ભગવાનના નામનો આશ્રય લેવો જોઇએ અને બહુ જોરથી ભગવાનના નામનો જપ કરવો જોઇએ. સંસારના પ્રલોભનોથી પરમાત્મા જ બચાવી શકે છે અને એમનો હાથ તો સર્વત્ર સર્વદા ભક્તના માથા પર છે જ. ગણેશનાથજી શિવાજી મહારાજના નિવાસ સ્થળે પહોંચ્યા. ત્યાં જોયું તો ફુલસેયા બિછાવી રાખી છે, અત્તર પાન પડયાં છે, અને જૂદી જૂદી જાતના પકવાન-મીઠાઇ પીરસી રાખી છે. ગણેશનાથના હૃદયને ખેદ થયો. તેને વિચાર થયો કે હાય ! હું અહિં આવી શું કામ ફસાણો ? જેવી રીતે કોઇ સિંહ ગાયના વાછડાને પકડી પોતાની બોડમાં લઇ જાય અને વાછડો ભયભરી નજરે સિંહને વારંવાર જોયા કરે છે અને ત્યાંથી ભાગવાને માટે સમય અને તક જૂએ છે તેવી રીતે ભક્ત પણ માન-પ્રતિષ્ઠાની

રાક્ષસીથી ડરે છે અને તેમાંથી છૂટવાને માટે ભગવાનની કરૂણ પ્રાર્થના કરે છે.

ગણેશનાથને આવા સુખ-ભોગની સાથે શું નિસબત ? એને તો ત્યાં નરકની દારૂણ વેદના જોઇ અને આખી રાત રામ-રામ કહીં સમય વિતાવ્યો. ફુલની પથારી પર કાંકરા વેરી નાંખ્યા અને એક એકને વીણી હરિનું નામ લેવા મંડયા અને ભગવત્ સ્મરણ કરતાં આંસુ વહાવવા લાગ્યા. નિંદ્રા એને ક્યાંથી આવે ? સવારે જ્યારે શિવાજી મહારાજ ગણેશનાથના દર્શનાર્થે ફરી આવ્યા તો જોયું કે ગણેશ-નાથજી રોતા રોતા કાંકરા વીણતા હતા અને ભગવાનનું નામ લેતાં ફરી તે વેરતા હતા. શિવાજી મહારાજે હાથ જોડી બહુ વિનયથી પૂછયું. મહારાજ ! રાત્રે સારી નિદ્રા આવીને ? કોઇ પ્રકારની અડચણ તો નહોતી થઇને ? ગણેશનાથજીએ સ્નેહાકુલ શબ્દોમાં કહ્યું-હા ! આજની રાત મારી સફલ થઇ. આખી રાત હરિસ્મરણ થઇ રહ્યું હતું. આથી વધુ બીજું શું સુખ ? આ ઉપરાંત મહાત્મા ગણેશનાથજીએ વિષય સુખોની તુચ્છતા અને ભગવત્સુખ-ની શ્રેષ્ઠતા બહુજ પ્રેમભર્યા શબ્દોમાં શિવાજી મહારાજને સમજાવી; ત્યારે શિવાજી મહારાજની આંખ ઉઘડી.

ગણેશનાથજી અશ્રુપૂર્ણ ગદ્ગદ્ વાણીમાં કહ્યું:—

કદા વૃન્દારણ્યે વિમલ યમુના તીર પુલિને
ચરન્તં ગોવિન્દં હલધર સુદામાદિ સહિતમ્ !

અયે ! સ્વામિન્ ! મધુર મુરલી વાદન વિલો
પ્રસીદેત્યાક્રોશન્, નિમિષમિવ નેષ્યામી દિવસાન્ ॥

યમુનાજીનો સુંદર કિનારો હોય, વૃંદાવનના સુંદર વનમાં બંસી બજાવતા હલધર અને સુદામા આદિ વ્હાલા ગોપોની સાથે પોતે વિચરતા હોય. હે મારા પ્રાણનાથ ! હે મારા મદનમોહન ! ઓ મારા ચિત્તચોર ! મને એવો ક્યારે દિવસ મળશે કે હું તમારૂં આવું સ્વરૂપ હૃદયમાં ધારણ કરી ગાંડાની પેઠે કૃષ્ણ કૃષ્ણ પોકારતાં મારા જીવનનો બધો વખત પળ માત્રમાં વીતાવી દઉં.

શિવાજી મહારાજાએ હાથ જોડી ક્ષમા–યાચના કરી ત્યારે ગણેશનાથજીએ કહ્યું :—

ધર્મં ભજસ્વ સતતં, ત્યજ લોક ધર્માન્
સેવસ્ય સાધુ પુરૂષાન જહિ કામ તૃષ્ણામ્ ।
અન્યસ્ય દોષગુણચિન્તન માશુ ત્યક્ત્વા
સેવાકથારસમહો નિતરાં પિબ ત્વમ્ ॥

ધર્મનું આચરણ કર, વિષય વાસનારૂપી જે લોક–ધર્મ છે તેને તજી દે. સત્પુરૂષોનો નિરંતર સમાગમ કર, અને હૃદયમાંથી ભોગની ઇચ્છાને કાઢી નાખ. બીજાના ગુણ દોષનું ચિંત્વન કરવું છોડી દે અને શ્રીહરિની સેવા કથા રૂપી રસાયન છે તેનું નિરંતર પાન કર. બસ આમાંજ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે.

ગણેશનાથજીએ જોયુ કે સમાજમા પોતાની કીર્તિ વધતી જાય છે અને તે પોતાના સાધનમા બાધક છે તેથી તેણે સર્વ છોડી જ ગલમા રહેવુ યોગ્ય ધાર્યુ સાધનામા એક ક્ષણનો પણ અતરાય સાધુ-મહાત્માઓ સહન કરી શકતા નથી હવે ગણેશનાથ જ ગલમા એકાત વાસમા રહેવા લાગ્યા ત્યા તે અહર્નિશ પ્રભુનુ નામ કીર્તિન કર્યા કરે છે એના મધુર કીર્તનનો પ્રભાવ એવો સુદર પડયો કે ત્યાના જ ગલી પશુ પક્ષી પણ એની આસપાસ આવી બેસતા અને એકીટસે એમનુ કીર્તન સાભળી એના તાલમા તાલ મેળાવી બહુજ પ્રેમથી ગાતા હતા —

હરે રામ ! હરે રામ ! રામ રામ ! હરે હરે ! ।
હરે કૃષ્ણ ! હરે કૃષ્ણ ! કૃષ્ણ કૃષ્ણ ! હરે હરે ।

ગણેશનાથજીની ભક્તિ-સૌરભથી સમસ્ત વન મ્હેકવા લાગ્યુ લોકો એમને સાક્ષાત "પાણ્ડુરગ" કહેવા લાગ્યા ત્યા એવુ બનતુ હતુ કે ગણેશનાથ જેને સ્પર્શ કરતા તે પ્રભુ પ્રેમમા પાગલ થઇ જતા એવા પ્રેમઘેલાઓની સખ્યા વધતી ચાલી કેટલાક લોકોને મજાક કરવાનુ સૂઝયુ તેઓ ગણેશનાથની પાસે જઇ કહેવા લાગ્યા કે તમે આ વૃક્ષને તમારો શિષ્ય બનાવો તો અમે તમને સિદ્ધ મહાત્મા સમજીએ ગણેશનાથને આ કટાક્ષની શુ પરવા ? પરતુ આમા કઇ બીજુ જ થવાનુ હતુ કીર્તનની ધુનમા મગ્ન થઇ જ્યારે તે નાચવા લાગ્યા ત્યારે અચાનક એને હાથ તે જરી પુરાણા વૃક્ષને અડી ગયો લોકોએ

જોયું કે સૂકાયેલ જૂનું ઝાડ ફરી લીલું થઇ ગયું. ગણેશનાથજીએ કહ્યું "આ બિચારૂં જૂનું ઝાડ બહુ લાંબા વખતથી ભૂખ્યું મરે છે, તેને ભોજન આપવું જોઇએ." તે સમય ત્યાં જે કાંઇ અન્ન-જલ હતું તે બધું દેવાને તેણે જ્યાં હાથ લાંબો કર્યો ત્યાં લોકોએ જોયું કે વૃક્ષનું થડ એક જગ્યાએ એવી રીતે ખુલ્લી ગયું કે જાણે કોળિઓ લેવાને મોઢું ઉઘાડયું. લોકો આશ્ચર્યમાં પરી ગયા અને ફરી ગણેશનાથની સાથે મળી,

"વિઠ્ઠલ-વિઠ્ઠલ" ગાવા લાગ્યા.

પ્રભુના પ્રેમનો મતવાલો જે ઠેકાણે રહે છે ત્યાંના પરમાણુઓમાં પણ કૃષ્ણપ્રેમ ભર્યો રહે છે અને ત્યાં સર્વ કોઇ હરિ! હરિ! ની તાલ પર નાચી રહે છે. એક વાર ગણેશનાથજી કીર્તન કરી રહ્યા હતા. ગાતાં ગાતાં તે બેશુદ્ધ થઇ ગયા અને ખૂબ જોરથી 'વિઠ્ઠલ-વિઠ્ઠલ-હરિ-હરિ-ગોવિંદ-ગોવિંદ' પોકારવા લાગ્યા. પછી શું પૂછવું? ત્યાંના પત્થરા પણ ખુબ જોરથી ઉછળવા લાગ્યા અને લોકોએ જોયું અને સાંભળ્યું કે તેઓ પણ ગણેશનાથના થતા કીર્તનથી મુગ્ધ બની આનંદમગ્ન થઇ નાચવા લાગ્યા. સમસ્ત પ્રકૃતિ પ્રભુના રાસમાં એકત્ર થઇ આનંદ અને પ્રેમથી મુગ્ધ બની નાચી રહી હતી.

પ્રભુના નામનો આ પ્રભાવ છે. સંસારના સર્વ ચર અચર પ્રાણી આ અમૃતનું પાન કરવાને વ્યાકુલ છે. જ્યાંસુધી

આપણને આ નામનું અમૃત મળ્યું નથી ત્યાંસુધી આ બધી દોડ ધામ છે. હરિના રસમાં રસબસ તરબોળ થઇ જતાં તો બધું આ સર્વ કાંઇ હરિ હરિજ થઇ જશે અને તે સમય આપણે અધિકાધિક પ્રેમથી નામનો રસ પીતાં પ્રભુને સાક્ષાત જોતાં અંદર બહાર તેનેજ નિહાળતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં ગાયા કરશું:—

હરે ર્નામ હરે ર્નામ હરે ર્નામૈવ કેવલમ્।
કલૌ નાસ્ત્યેવ નાસ્ત્યેવ નાસ્ત્યેવ ગતિરન્યથા॥

ગણેશનાથ તથા અન્ય ભક્તોના ચારિત્રનું શ્રવણ-મનન કરવાનું આજ પરિણામ છે, ભક્તોના ચારિત્રથી હૃદય પવિત્ર થઇ હરિનું નિરંતર નિવાસ સ્થાન બની જાય છે.

---

**નોંધ :**—ગણેશનાથની ભક્તિની શરૂઆત તેમના માબાપની મદદથી થઇ હતી. હાલના કાળના ઘણા માબાપોને પોતાને જીવનના ધ્યેયની ખબર હોતી નથી, તેથી બાળકોને કેવા બનાવવા તે સુજતું નથી. હાલના માબાપ સારી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી માબાપ થતાં નથી પણ ભૂલમાં માબાપ થઇ જાય છે અને મોટી ઉમરે જ્યારે છોકરાં વડીલોનું કહેવું માનતા નથી ત્યારે છોકરાંનું વલણ માબાપને સમજાતું નથી.

ભગવાન માણસને નિત્ય શોધે છે પણ હાલના માણસો ભગવાનના હાથમાં આવતા નથી. તેઓના હૃદય અનેક દિશામાં સંતાઇ ગયા છે. ભક્તિ એ એક મહાન પુરૂષાર્થ છે. તેનું મુખ્ય સાધન શરણાગતિ છે અને મુખ્ય ફળ સર્વાત્મભાવ છે.

૨

## શ્રી હરિભક્ત હિમ્મતદાસ

ભગવાન શ્રીકૃષ્ણ પ્રતિ અટલ અનુરાગ ઉત્પન્ન થાય એજ માનવ જીવનનો પ્રથમ ઉદ્દેશ છે. આ ઉદ્દેશની સિદ્ધિ પૂર્વ સંચિત સુકૃત અને ભગવત-કૃપા પર જ નિર્ભર છે. જ્યારે મનુષ્ય નિષ્કામ ભક્તિ કરે છે ત્યારે ભગવત્-કૃપા તેના પર વરસે છે. નિષ્કામ ભક્તિ ઉત્પન્ન થવા માટે શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે શ્રી ગીતાજીમાં આ પ્રમાણે કહ્યું છે;—

યત્કરોષિ યદશ્નાસિ યજ્જુહોષિ દદાસિ યત્ ।
યત્તપસ્યસિ કૌન્તેય, તત્કુરુષ્વ મદર્પણમ્ ॥

ગીતા ૯. ૨૭

આમ સર્વસ્વ ભગવાનને અર્પણ કરી પ્રત્યેક જીવ પ્રભુ શરણનો અધિકારી થઇ શકે છે.

પ્રાચીન કાળમાં મનુષ્ય દીર્ઘાયુષી થતો અને યજ્ઞાનુષ્ઠાન, તપશ્ચર્યા આદિથી ભગવાનને પ્રસન્ન કરી શકતો પરંતુ આ કલિયુગમાં તે ભક્તવત્સલ ભગવાન કેવલ પ્રેમથી પ્રગટ થઇ નિજ ભક્તને દર્શન દઇ કૃતાર્થ કરે

છે. આ પ્રેમની સાચી ઉપાસિકા કેવલ ગોપીઓજ હતી કે જેમણે પરા-ભક્તિ દ્વારા જગદ્ગુરૂ ભગવાન શ્રીકૃષ્ણને વશ કરી નિત્ય દિવ્ય રસોનું પાન કર્યું હતું. આ પછી આ પ્રેમ ભકિત માર્ગનું અનુસરણ કરવાવાળા ભક્ત શિરોમણિ સુરદાસ, તુલસીદાસ, નરસિંહ મ્હેતા, સાધુ તુકારામ ઇત્યાદિ થયા. આ સર્વના સુંદર ચરિત્રો આદિ-ભક્તમાળમાં વર્ણવ્યા છે. આધુનિક હરિભક્તોમાં આ શ્રેણીના એક મહાત્મા હિમ્મતદાસજી બ્રાહ્મણ કુળમાં ૧૬ મી શતાબ્દિમાં પન્ના રાજ્ય તાબાના બરાયછ નામના ગામડામાં થઇ ગયા છે.

હિમ્મતદાસજીના પૂર્વજોની ભગવત્-ભક્તિમાં વિશેષ રૂચિ હતી અને તેઓનો સમય નિત્ય સાધુ-સત્સંગ, કથા પુરાણ, હરિચર્ચા આદિમાં વ્યતીત થતો હતો. આથી હિમ્મતદાસજીને પણ ન્હાનપણથી સાધુસેવા અને હરિ કીર્તન કરવાનો અનુકૂલ અવસર પ્રાપ્ત થતો હતો. આથી એના હૃદયમાં ન્હાનપણથી જ પ્રેમાંકુર થયો હતો અને નિત્યની હરિચર્ચા શ્રવણ કરતા કરતાં તે અંકુર વધી એક સુંદર વિશાળ પ્રેમવૃક્ષના સ્વરૂપે પ્રગટી નીકળ્યો.

યુવાવસ્થામાં એનો વિવાહ થયો હતો. હરિકૃપાથી પત્નિ સુશીલ અને પતિપરાયણ મળી હતી એને દયારામ નામનો એક પુત્ર હતો કે જે શ્રીમદ્ ભાગવતનો સારો જાણકાર હતો.

હિમ્મતદાસજીને ભગવત-ગુણ-કીર્તનમાં વિશેષ પ્રેમ હતો. પોતે ઝાંઝ બજાવતાં ભગવદ્ગુણાનુવાદ કરતાં કરતાં

બહુ વિહ્‌વલ થઇ જતા હતા. એકવાર પન્નામાં વિરાજતા શ્રી જુગલકિશોર ભગવાનના દર્શન કરવાની એમની ઇચ્છા થઇ. તે સમય એમણે શ્રી જુગલકિશોરજીનાં દર્શન નિત્ય કરવાનું માનસિકવ્રત પણ લીધું. પછી હિમ્મતદાસજી દરરોજ ઝાંઝ બજાવતા, ભગવત ભજન કરતા કરતા, દશ મૈલ પગે ચાલી પન્ના સુધી ભગવાનના દર્શન કરવા જતા હતા.

એક દિવસ ઝાંઝ બજાવતા ભક્તરાજ ભગવદ દર્શનાર્થે પન્ના જતા હતા, ત્યાં એમને માર્ગમાં ચાર ચોર મળ્યા. તેમાંથી એક બાવાજી પાસે જઇ કહેવા લાગ્યો :— "બાવાજી ! શું ધમાલ કરી રહ્યા છો ? અમે ચોર છીએ તમારી પાસે જે હોય તે આપી દીઓ."

બાવાજી તો એમની વાત સાંભળી ન સાંભળી કરી ઝાંઝ બજાવતા ભગવદ્ કીર્તન કરતા આગળ ચાલવા લાગ્યા. ત્યાં તે ચોરે તેના હાથમાંથી ઝાંઝ ઝૂંટાવી લીધા અને કહ્યું "તારી પાસે જે હોય તે બતાવ" બાવાજીને તો ભગવદ્ દર્શનની લાગી પડી હતી. ત્યાં વળી આ વિઘ્ન આવી ઉભું. તે તો બિચારા મનમાં જ નિજ ઇષ્ટદેવ શ્રી જુગલકિશોરજીનું ધ્યાન કરી કહેવા લાગ્યા. "હે પ્રભુ ! આજ આ દાસે શું અપરાધ કર્યો છે કે આ માર્ગમાંજ અડચણ ઊભી થઇ" થોડીવાર પછી તેણે ચોરોને કહ્યું— "ભાઇઓ ! મારી પાસે આ ઝાંઝ સિવાય કંઇ પણ નથી. તે તો તમે છીનવી લીધા છે. હું ઝાંઝ બજાવતો દરરોજ

શ્રીજીના દર્શનાર્થે જાઉં છું." ચોરો પણ સમજી ગયા કે આ કોઇ સાધુ છે, માલદાર આસામી નથી. આમ છતાં તેઓ ઝાંઝ લઇ ચાલતા થયા. બાવાજીને ઝાંઝ જવાથી બહુ દુઃખ થયું. તેના મનમાં થયું કે ઝાંઝ વિના શ્રી હરિનું કીર્તન કેમ થશે ? આજ મોડું પણ ઘણું થયું છે, કોણ જાણે ભગવાનના દર્શન થશે કે નહિ ? આમ વિચાર કરતાં બાવાજી ચૂપચાપ ખાલી હાથે પ્રભુનું ધ્યાન કરતાં આગળ ચાલ્યા. થોડે દૂર ગયા હશે ત્યાં તો ભગવત્-ઇચ્છાથી ચારે ચોર અંધ થઇ ગયા અને બાવાજીની દિશામાં બહુ જોરથી, પોકારી કહેવા લાગ્યા— "બાવાજી ! ઓ બાવાજી ! અમે સૌ આંધળા થઇ ગયા છીએ. અમારી આંખો દેખતી કરો અને આ તમારા ઝાંઝ લઇ જાઓ." બાવાજી આ સાંભળતાં જ ઝાંઝ મળવાની હોંશમાં તુરત પાછા ફર્યા. ચોરોએ એનો પગરવ સાંભળ્યો કે તુરત તેઓ તેના ચરણે જઇ પડયા અને વિનયપૂર્વક કહેવા લાગ્યા—"મહારાજ ! અમારો મહા અપરાધ થયો છે, ક્ષમા કરો, અમે તમને ઓળખ્યા નહિ." બાવાજીને આ આકસ્મિક ઘટનાથી અત્યંત આશ્ચર્ય થયું અને દયાથી દ્રવિત થઇ બોલી ઉઠયાં :—

ચોરીસે મુખ મોડીઓ ચોરનકો નંદલાલ ।
હમરી વસ્તુ દિવાયકે, ચોરન કરો નિહાલ ॥

આ કહેતાં ચોરોની આંખો જેવી હતી તેવી થઇ ગઇ. એમણે બાવાજીને ઝાંઝ પાછા સોંપી દીધા અને

એમને ગુરુસ્વરૂપ માની ચોરીનો ધંધો ત્યાગ કરી ભગવત સેવા પૂજામાં શેષ જીવન ગાળવાનો સંકલ્પ કરી લીધો. મોડું થઇ જવાથી બાવાજી બહુ ઉતાવળા ચાલવા લાગ્યા. પરંતુ પન્ના પહોંચે તે દરમિયાન તો શ્રી જુગલકિશોરજીના સંધ્યા-આરતિ-શયન-દર્શન ઇત્યાદિ થઇ ચૂકયા હતા. જ્યારે પોતે મંદિરમાં દાખલ થાય છે ત્યાં તેના ચોકીદારે કહ્યું-"બાવાજી ! હવે તો પટ બંધ થઇ ગયો છે. આ વખતે તમને દર્શન નહિ થાય ત્યારે બાવાજીએ શ્રીજીનું ધ્યાન કરી આ સાખી ઉચ્ચારી:—

> કપટિન કોં લાગે રહેં હિમ્મતદાસ કપાટ ।
> પ્રેમિનકે પગ ધરત હી, ખુલત કપાટ અપાટ ।

આમ કહેતાં જ મંદિરનો પટ એની મેળે ખૂલી ગયો. તે સમય એમને શ્રીજીના પ્રત્યક્ષ દર્શન થયા. તે જ વખતે તેણે પ્રેમ વિહ્વલ બની આ સ્તુતિ કહી.

> લાગે રહો નિસિ વાસર નામ સો,
> છાયે રહો છબિ દેખ વિહારી;
> બૈઠે રહો દરબાર ગુપાલકે,
> નીકે લગૈ ગુન નાન ઉચ્ચારી;
> તીનહુ લોકકે નાયક હૈ• પ્રભુ,
> રામલલા વૈદેહિ દુલારી;
> હિમ્મતદાસ સદા ઉરમેં,
> વસવો કરો રાધિકા કુંજવિહારી.

આ સિવાય ગીત ગોવિંદના પદ તથા તેવાંજ બીજા ભજન ગાઇ પોતે શ્રીજીની સ્તુતિ કરવા લાગ્યા. સ્તુતિ કરતાં કરતાં મંગળ આરતીનો સમય થયો. આ વખતે મહન્ત ગોવિંદ દીક્ષિતજી જે મંદિરના અધિકારી હતા તે આવી પહોંચ્યા. તેમને આ સમાચાર ચોકીદારે કહ્યા ત્યારે તે આશ્ચર્ય ચકિત થઇ ગયા અને હિમ્મતદાસજીની પાસે જઇ તેના દર્શન કરી દંડવત્ પ્રણામ કર્યા. ત્યારબાદ તે મંગલા આરતીની તૈયારી કરવા લાગ્યા.

પ્રાતઃકાળ થતાં નિત્ય નિયમાનુસાર પન્ના નરેશ ભગવાનના દર્શનાર્થે આવ્યા હતા. એમણે પણ મહાત્માજીના પ્રેમથી શ્રીજીના મંદિરના પટ આપોઆપ ખૂલી ગયાના સમાચાર સાંભળી મહાત્માજીના ચરણે સાષ્ટાંગ પ્રણામ કરી આ પ્રમાણે પ્રાર્થના કરીઃ—"મહારાજ ! આપને બરાયછ ગામથી નિત્ય આવવા જવામાં બહુ કષ્ટ પડે છે તો આપ અહિંજ નિવાસ કરો, હું આપને એક ગામ અર્પણ કરૂં છું, તેનો સ્વીકાર કરો."

મહાત્મા હિમ્મતદાસજીને તો પૂર્ણ સચ્ચિદાનંદ પુરૂષોત્તમના દર્શન થઇ ચૂક્યા હતા. હવે એમને શી ઓછપ ? તે પન્ના નરેશના પ્રલોભનમાં ન આવ્યા. મંગલા-આરતીના દર્શન થયા બાદ બાબાજી પોતાને ગામ પાછા ફર્યા.

તેમના આશ્રમ પર સાધુ-અતિથિઓનો સારો સત્કાર થતો હતો. તેથી તેમને સદા દ્રવ્યનો સંકોચ ભોગવવો

પડેલો હતો. પોતે પોતાના ગામના પરમેશ્વરી નામના વાણીઆને ત્યાંથી પોતાના ઘર માટે તેમજ સાધુ સમાજની સેવા અર્થે સામાન ઉધાર મંગાવી લેતા હતા અને પછી તેનો હિસાબ કરી પૈસા ચૂકવી આપતા હતા. એક વાર એવું બન્યું કે કોણ જાણે ક્યાંથી એક સાધુઓની જમાત તેને ત્યાં આવી ચડી. તેમને અતિથિઓ ઉપર તો બહુજ પ્રેમ હતો. તરત બાવાજીએ પ્રેમથી આદર સહિત તેમનો આસનાદિથી સત્કાર કર્યો. બાદ ભોજનાદિનો પ્રબંધ કરવા તે વાણીઆની દુકાને ગયા. વાણીઆએ બાવાજીને આદરપૂર્વક દુકાનમાં બેસાડી પોતાનો હિસાબ સમજાવ્યો પણ તે આ વખતે બીજા જ કામે આવ્યા હતા. બાવાજીએ સાધુઓના સત્કાર અર્થે વાણીઆ પાસે સામાન ઉધાર માંગ્યો. વાણીઆએ કહ્યું–"મહારાજ! તમારા પર મારા ઘણા રૂપીઆ નીકળે છે. પાછલો હિસાબ પૂરો નહિ થાય ત્યાં સુધી હું હવે ઉધાર નહિ દઇ શકું." વાણીઆનું કહેવું પણ વ્યાજબી હતું.

ભક્ત હિમ્મતદાસજી નાસીપાસ થઇ ઘેર આવ્યા અને આ સમાચાર પોતાની સ્ત્રીને કહ્યા. સ્ત્રીની પાસે તે વખતે ઘરેણામાં એક નાકની નથ બાકી હતી. તેણીએ સાધુ સેવા નિમિત્ત નથને ગિરવી રાખી કામ આટોપી લેવાનો આગ્રહ કર્યો. મહાત્માજીને તે વખતે સુખ દુઃખ બન્ને સાથે હતા. સુખ એ હતું કે સાધુ સેવામાં હવે કંઇ ન્યૂનતા નહિ રહે અને દુઃખ એ હતું કે કેવળ એકજ

ઘરેણું સ્ત્રીની પાસે હતું તે આજ સપાસ થાય છે. પરંતુ બીજો શું ઉપાય? સાધુ સેવા વ્રતધારીઓને તન, મન, ધનથી સેવા કરવાનીજ લાલસા રહે છે. કાંઇ વધારે વિચાર ન કરતાં મહાત્માજી નથ લઇ વાણીઆ પાસે ગયા અને કહ્યુ "ભાઇ! આ નથ ગિરવી રાખી આજનું કામ પતાવી દે. તારો હિસાબ પછી કરી દઇશ." વાણીઆએ નથ લઇ મહાત્માજીને બધી સામગ્રી આપી. બહુ આનંદ પૂર્વક સાધુ સેવા થઈ. પ્રસાદ લઇ સાધુ ભજનાનંદમાં લાગી ગયા. પ્રાતઃકાળ થતાં સાધુ પોતાના રસ્તે ચાલ્યા ગયા.

મહાત્માજી નિત્ય નિયમાનુસાર નદી કિનારે ગયા. એની સ્ત્રીનો એવો નિયમ હતો કે તે સવારે ઉઠતાં પ્રથમ શ્રીજીનું આંગણું વાળી સાફ કરે; પૂજાના પાત્ર ધોઇ સર્વ સામગ્રી એકત્ર કરી પછી તે ઘર કામમાં લાગતી. તે પ્રમાણે પોતાના નિત્ય કાર્યમાં લાગી રહી હતી. અહિં શ્રીજીએ લીલા રચી. પ્રભુ હિમ્મતદાસજીનું સ્વરૂપ ધારણ કરી વાણીઆને ઘેર ગયા અને કહ્યું—"ભાઇ! તમારા રૂપિઆ લઇ લ્યો ને મારી નથ મને સોંપી દીઓ." વાણીઆએ પોતાનો ચોપડો જોઇ કહ્યું—"તમારા ખાતે કાલની રકમ સહિત પોણુ ત્રણસેં રૂપીઆ નીકળે છે તે આપી દીઓ એટલે આજ સુધીનો આપણો તમારો હિસાબ ચૂકતે થઇ જાય." રૂપીઆ દઇ દીધા. બાવાજીને નથ મળી ગઇ. તે નથ લઇ પ્રભુ હિમ્મતદાસજીને ઘેર ગયા. ત્યા જઇ સ્ત્રીને કહ્યું—"આ નથ લઇ જાઓ અને

પહેરી લીઓ." સ્ત્રી તે સમયે ચોકો કરી રહી હતી. ચોકો દેતાં દેતાં તેણીએ કહ્યું— "હમણાજ તો તમે ધોતી લોટો લઇ નદીએ ગયા, એટલી વારમાં તમે આ નથ ક્યાંથી લાવ્યા ? " હિમ્મતદાસ-રૂપ-ધારી પ્રભુએ તુરત જવાબ દીધો. "વાહ ! હિમતદાસને રૂપીઆની શી ખોટ છે ! આ નથ લઇ લીઓ-પહેરી લીઓ." સ્ત્રીએ અંદરથીજ કહ્યું "હું શ્રીઠાકુરજીનું મંદિર સાફ કરું છું, ઓટલા પર મૂકી રાખો". ભગવાને કહ્યું—"નહિ, સુવર્ણનું ઘરેણું પૃથ્વી પર રાખવું ઠીક નહિ. આવો, જલ્દી પહેરી લીઓ". સ્ત્રીએ પ્રાથના કરી-"મારા હાથ તો ગોબર ભર્યા છે તો આપજ કૃપા કરી પહેરાવી દીઓ." ત્યારે પ્રભુ નિજ કરકમલથી તે નથ તે ભાગ્યશાળી બ્રાહ્મણ પત્નીને પહેરાવી દઇ બ્હાર આવી અંતર્ધ્યાન થઇ ગયા.

એ સમયમાંજ બાવા હિમ્મતદાસજી પણ સ્નાન કરી ઘેર આવ્યા. પોતાની સ્ત્રીને નથ પહેરેલી જોઇ તે બોલ્યા "લદ્રે ! આ નથ તને ક્યાંથી મળી? ". સ્ત્રીએ કહ્યું— "મહારાજ! કેમ હાંસી-મશ્કરી કરો છો ! હમણાજ તમે તો પહેરાવી ગયા છો. આ અવસ્થાએ આવી મશ્કરી સારી ન લાગે." બાવાજીને બહુ આશ્ચર્ય થયું. તેણે ફરી કહ્યું— "મેં તને આ નથ ક્યારે પહેરાવી ?". સ્ત્રીએ કહ્યું— "મહારાજ! હજી તો મેં સારી રીતે હાથ પણ ધોયા નથી. તમે પોતેજ તમારા હાથે નથ પહેરાવી બહાર ગયા." બાવાજી કંઇ પ્રશ્ન કર્યા વગર તુરત વાણીયા પાસે ગયા.

અને કહ્યું—" મારી નથ તમે કોને વેચી ? "તેણે કહ્યું—" મહારાજ! તમે શું કહો છો ? હજી થોડીજ વાર થઇ છે તમે પોતેજ તમારી નથ લઇ ગયા છો. આ જુઓ ચોપડો, આ તમારો હિસાબ ચુકતે કર્યાની સહી." બાવાજી આ ચોપડો જોઇ આનંદ પુલકિત બની ગદ્દગદિત કંઠે બોલ્યા—"ભાઇ ! પરમેશ્વર ! તું મહા ભાગ્યવાન છે, તને આજ લીલામય ભગવાનના દર્શન થયા. તારૂં પરમેશ્વરદાસ નામ આજ સાચું થયું"

આવું કહી બાવાજી ઘેર આવ્યા અને સ્રીને કહ્યું "પ્રિયે ! તને અને તે વાણીયાને આજ શ્રીજીનાં દર્શન થયા. કોણ જાણે એવો મ્હેં શું અપરાધ કર્યો છે કે મને ન થયા. એમ કહેતાંજ બાવાજીના નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યા અને તે ભગવાનના વિરહથી વ્યાકુળ બની પૃથ્વી પર આળોટવા મંડયા. તે દિવસ તેણે કંઇ ખાધું નહિ. આખો દિવસ તે ધ્યાનમગ્ન બેસી રહ્યા. બીજા દિવસે પ્રાત:કાલે તેણે આકાશ વાણી સાંભળી. " આજથી સાતમા દિવસે તને વૃંદાવનમાં દર્શન થશે. " આવું સાંભળતાંજ મહાત્માને અદભૂત સ્ફૂર્તિ થઇ. પોતે તુરત ઉઠી ઝાંઝ બજાવતા—કીર્તન કરતાં શ્યામા—શ્યામની ધૂન લગાવતાં ચાલી નીકળ્યા. સાતમા દિવસે તે પહોંચ્યા. ત્યાં વૃંદાવન વિહારી શ્રીકૃષ્ણ મહારાજ ભુવન—મોહન નટવર વેષ ધારણ કરી પ્રગટ થયા. બન્નેનો સાક્ષાત્કાર થયો. મહાત્માજીનું શરીર આનંદ પુલકિત બની ગયું, પ્રેમાશ્રુ વહેવા મંડયા,

તન, મનનું ભાન ભૂલાયું. પોતે ભાન વિનાના મુનિજન-દુર્લભ-પ્રભુ-પદ-પંકજમાં પડયા.

ભગવાને મહાત્માજીને ઉઠાડી હૃદય સરસા ચાંપ્યા અને તેના માથા પર નિજ કરકમલ રાખી તેની અલૌકિક પ્રસંશા કરતાં કહ્યું—"તેં સાત દિવસ માર્ગમાં કંઇ ખાધા વિના ઘણું કષ્ટ ભોગવ્યું છે. ચાલો આવો, આ કદંબ વૃક્ષની છાયામાં ભોજન કરો, પછી વૃંદાવનમાં દર્શન કરો." પ્રભુ આજ્ઞા માથે ચડાવી તેમણે થોડો મહા પ્રસાદ ગ્રહણ કર્યો. ભગવાનના દર્શન સુખથી તેમની પૂર્ણ તૃપ્તિ પ્રથમથીજ થઇ હતી. બાલ-ભોગ પૂરો થતાં ભગવાને કહ્યું—હું તમને ફરી મળીશ. "હવે તમે આનંદથી વૃંદાવનના દર્શન કરો." એમ કહી પ્રભુ ત્યાંજ અદ્રશ્ય થઇ ગયા.

ભગવાનના ફરી દર્શનના ઉત્સુક મહાત્માજી વૃંદાવનની કુંજોમાં વિચરવા લાગ્યા. જ્યાં તેની નજર પડતી ત્યાં તેને જુગલમૂર્તિ શ્રી શ્યામા-શ્યામ દેખાવા લાગ્યા. ત્યારે તેણે કહ્યું—

જુગલરૂપ દરસેં સખે, મરકર વિપિન મયૂર,
હિમ્મત વ્રજપરસેં વિના, જિયત જગતમેં ધૂર.

બીજે દિવસે પોતે મનોહર ઘાટના દર્શન કરતાં કરતાં શ્રી યમુનાજીના તટ પર પ્હોંચ્યાં. ત્યાં તેણે શ્રીજી મહારાજને નવલ હિંડોળે ઝૂલતા જોયાં ત્યાં તુરત પોતે જઇ શ્રીજીને ઝૂલાવતાં ગાવા લાગ્યા.

નવલ કુંજ યમુના નિકટ, હીર જડિત હિંડોર,
હિમ્મતદાસ ઝૂલાવહી, ઝૂલત જુગલ કિશોર.

આ પ્રમાણે ત્રિલોક્ય મોહિની મૂર્તિના દર્શન કરી મહાત્માજી આનંદમગ્ન થઇ ગયા હતા. ત્યાં અકસ્માત શ્યામસુંદર અદ્રશ્ય થઇ ગયા. ત્યારબાદ મહાત્માજી ભગવાનના દર્શનની લાલસાથી મથુરાજી થઇ ગોકુળ આવ્યા. ત્યાં ભગવાને તેમને ગ્વાલરૂપે દર્શન દીધા. તે ઉપરાંત બાવાજી વ્રજના સર્વ પૂજ્ય સ્થળોના દર્શન કરી, વારંવાર વ્રજ રજ સ્પર્શ કરી માથે ચડાવી શ્રી વૃંદાવન વિહારીની અનુપમ છટામાં મસ્ત બની પ્રફુલિત હ્રદયે ઘેર આવ્યા. આ પ્રકારે મહાત્માજી નિજ સમસ્ત જીવન કેવળ ભગવત ભજન તથા હરિ કીર્તનમાં વીતાવી ભગવદ્ સ્વરૂપ બન્યા.

---

**નોંધ :**—બીજાની સેવા કરવી એ સાધુઓનો એક મુખ્ય ધર્મ ગણ્યુ છે. સાધુઓ બીજાને પોતાના માની તેમની સેવા કરે છે. તેમને સેવામાં પરોપકાર ભાવ લાગતો નથી. જેમ ગૃહસ્થો પોતાના કુટુંબની સેવા કરે છે પણ તેમાં પરોપકાર કર્યો એમ લાગતું નથી. તેમ સાધુઓ આખા જગતને પોતાનું માની સેવા કરે છે અને પોતાનું ધન એ પણ બીજાની સેવામાં કામ લાગવું જોઇએ એમ માને છે. જે પોતાનું છે તે બધાનુ છે એમ માનીએ તો જે બધાનું છે તે પોતાનું થાય છે. આ બાબતમાં હિમ્મતદાસજી હિંમતવાળા હતા જે પોતાનું હતુ તે તેમણે પ્રભુનું માન્યું હતું, તેથી જે પ્રભુનું હતુ તે તેનું થઇ ગયું હતું. તેણે પ્રભુને પોતાના કરી લીધા હતા. જે પોતાનું કરી લીધુ હોય તેની સાથે વ્યવહાર થઇ શકે છે.

## ૩

## ભક્ત લોચનદાસજી

બંગલામાં બર્દવાન જીલ્લાના કોગ્રામ નામક સ્થાનમાં ભક્તવર શ્રી લોચનદાસજીનો જન્મ થયો હતો. એના પિતાનું નામ કમલાકર અને માતાનું નામ સર્વાનન્દી દેવી હતું. લોચનદાસજી પોતાના માતપિતાનું એકના એક સંતાન હતા. તેમજ તેનું મોસાળ પણ તેજ ગામમાં હોવાથી તેના નાના–નાની તેના પર અત્યંત પ્યાર કરતા. આ પ્યાર–લાડથી લોચનદાસનું બાલ્યજીવન વિશેષ હસવા–ખેલવામાં જ ગયું હતું. એને ભણવાની તક મળી નહોતી. સારી સ્થિતિના હોવાથી તેમજ માતાપિતા તથા નાના–નાની બહુ લાડ કોડથી ઉછેરતા હતા છતાં લોચનદાસનું મન કોઇ પૂર્વ સંસ્કારના અંગે વિષયમાં લાગતું જ નહિ. તે રમતમાં માટીના મ્હેલ બનાવતા અને પાછા ભાંગી નાંખી કહેતાં "જુઓ! આ સંસાર પણ આવો જ છે, આજ છે કાલ નથી." ખરી રીતે જોતાં વાત પણ એમજ છે. બાળકો માટીના ઘર બનાવે છે, પાછા બગાડી ભાંગી નાંખે છે, તે જોઇ માતાપિતા હસે છે અને તે ખેલમાં બાલકોને મશગુલ મસ્ત જોઇ તેમજ તેઓ પરસ્પર

રમતમાં માટીના ઘર માટે લડી પડે છે, કોઇ રૂવે છે, કોઇ હસે છે તે જોઇ મોટી ઉમ્મરના માણસો તેમને મૂર્ખ ગણે છે, પરંતુ પોતાની સ્થિતિ પર વિચાર કરતા નથી. સંસારના સર્વ જડ પદાર્થ તો માટીના જ છે. પાર્થિવ પદાર્થોમાં કઇ ચીજ માટી વિના બની છે? હીરા–મોતી, સોના–ચાંદી, મહેલ–મંદિર, મોટર–વિમાન, મેવા–મિશ્રી એ બધા માટીનાજ બન્યા છે. તમે બચ્ચાઓ પર હસો છો, તેમને મૂર્ખ ગણી ચીડાવો છો પરંતુ તમે પોતે આ માટીની ચીજો મેળવવાને તેમજ તેના ભોગ અર્થે દિવસ રાત રખડો છો, પ્રાણીઓની હિંસા કરો છો અને બીજાઓની સાથે વેર બાંધો છો. તમારા આ માટીના પદાર્થો માટે તો કેટલા કારખાના બન્યા છે. માટીના પદાર્થો માટે જ લડાઇ લડવાની આ કોર્ટ કચેરીઓ બની છે. તમે ખુદ માટીનાં પૂતળા માટીની બનેલ વસ્તુઓ પર દિવાના બની ગયા છો. જરા વિચાર કરો, બાળકના માટીના ઘર જરાવારમાં ભાંગી ભૂકો થઇ જાય છે તેમજ તમારા આ સર્વ પદાર્થ જોત જોતામાં નાશ થઇ જશે. મૃગજળ નજરે આવે છે પણ તેનાથી તરસ છીપાતી નથી. તેવું આ જગત છે. ”

લોચનદાસના માતાપિતાને પૌત્રનું મુખ જોવાની ઇચ્છા થઇ તેથી તેઓએ અગીયાર વર્ષની અવસ્થામાં જ લોચનદાસના વિવાહ કરવા ગોઠવણ કરી. લોચનદાસે ઘણી ના પાડી પણ આખર માતાપિતાની આજ્ઞાને વશ થઇ



મૃગજળ નજરે આવે છે પણ તેનાથી
તરસ છીપાતી નથી; તેવું આ જગત છે.

રમતમા માટીના ઘર માટે લડી પડે છે, કોઇ રૂવે છે, કોઇ હસે છે તે જોઇ મોટી ઉમ્મરના માણસો તેમને મૂર્ખ ગણે છે, પરંતુ પોતાની સ્થિતિ પર વિચાર કરતા નથી. સમારના સર્વ જડ પદાર્થ તો માટીના જ છે. પાર્થિવ પદાર્થોમા કઇ ચીજ માટી વિના બની છે? હીરા-મોતી, સોના-ચાદી, મહેલ-મંદિર, મોટર-વિમાન, મેવા-મિશ્રી એ બધા માટીનાજ બન્યા છે. તમે બચ્ચાઓ પર હસો છો, તેમને મૂર્ખ ગણી ચીડાવો છો પરંતુ તમે પોતે આ માટીની ચીજો મેળવવાને તેમજ તેના ભોગ અર્થે દિવસ રાત રખડો છો, પ્રાણીઓની હિંસા કરો છો અને બીજાઓની સાથે વેર બાધો છો. તમારા આ માટીના પદાર્થો માટે તો કેટલા કારખાના બન્યા છે. માટીના પદાર્થો માટે જ લડાઇ લડવાની આ કોર્ટ કચેરીઓ બની છે. તમે ખુદ માટીનાં પૂતળા માટીની અનેક વસ્તુઓ પર દિવાના બની ગયા છો. જરા વિચાર કરો, બાળકના માટીના ઘર જરાવારમા ભાગી ભૂકો થઇ જાય છે તેમજ તમારા આ સર્વ પદાર્થ જોત જોતામા નાશ થઇ જશે મૃગજળ નજરે આવે છે પણ તેનાથી તરસ છીપાતી નથી તેવુ આ જગત છે ”

લોચનદાસના માતાપિતાને પૌત્રનું સુખ જોવાની ઇચ્છા થઇ તેથી તેઓએ અગીયાર વર્ષની અવસ્થામા જ લોચનદાસના વિવાહ કરવા ગોઠવણ કરી લોચનદાસે ઘણી ના પાડી પણ આખર માતાપિતાની આજ્ઞાને વશ થઇ



મૃગજળ નજરે આવે છે પણ તેનાથી
તરસ છીપાતી નથી' તેવું આ જગત છે.
( પાનું ૨૮ )

વિવાહ કર્યો. સાક્ષાત લક્ષ્મી જેવી વહુનું મુખ જોઇ લોચનદાસના માતાપિતા બહુ ખુશી થયા પરંતુ તેનું મન તેની તરફ ગયું નહિ. તેની મનોવૃતિ જ્યાં લાગી હતી ત્યાંથી હઠી નહિ.

શ્રીખંડ નામક સ્થાનમાં શ્રી ચૈતન્ય મહાપ્રભુના ભક્ત પંડિત પ્રવર નરહરિજી મહારાજ રહેતા હતા. જેવા તે પ્રેમી ભક્ત હતા તેવાજ તે સર્વ શાસ્ત્રના જાણકાર વિદ્વાન હતા. તે સમય શ્રીખંડમાં રાસ થયા કરતો હતો. દૂર દૂરથી ભક્તલોક આવી રાસોત્સવમાં ભાગ લેતા હતા. લોચનદાસ પણ ગામના કેટલાક બાળકો સાથે શ્રીખંડ ગયા અને ત્યાં ભક્તવર શ્રી નરહરિજીના સત્સંગનો લાભ લેવા લાગ્યા. લોચનદાસજી શ્રી નરહરિજી પાસેથી દીક્ષા લઇ તેના શિષ્ય બન્યા.

એમની રહી–સહી સર્વ આસક્તિ નાશ પામી. એમનો વૈરાગ્ય શ્રી કૃષ્ણાનુરાગમાં પરિણમ્યો. ખરી રીતે જોતાં વૈરાગ્યવાન પુરૂષજ શ્રી કૃષ્ણના પ્રેમનો અધિકારી છે. સંસાર ભોગમાં આસક્ત વિષયી મનુષ્યોને શ્રીકૃષ્ણનો યોગિજન–દુર્લભ–પ્રેમ કેવી રીતે પ્રાપ્ત થાય ?

લોચનદાસ ત્યાંજ રહ્યા અને બહુ ત્વરાથી સાધન માર્ગે અગ્રેસર બન્યા. માતાપિતા, બાલિકા, પત્ની, ગામ,- ઘર, બંધુ બાંધવ સર્વને ભૂલી શ્રી ભગવાનના પ્રેમમાં નિમગ્ન થયા. સદ્‌ગુરૂ નરહરિજી પણ અધિકારી શિષ્યની ઉન્નતિમાં વિશેષ કાળજી રાખવા લાગ્યા. શ્રી નરહરિજી બહુ પ્રસિદ્ધ

અને પ્રતિષ્ઠિત વિદ્વાન હતા. પોતાનો પુત્ર એનો શિષ્ય થયો તે જાણી કમલાકર તથા સર્વાનન્દીને બહુ આનંદ થયો પરંતુ તેઓ તેમને ઘેર લાવવા ઇચ્છતા હતા, કારણ તેની વહુ હવે ઉમ્મર લાયક થઇ હતી. સોળ વર્ષ થઇ ચૂકયા હતા. આઠ વર્ષ અગાઉ વિવાહ વખતે તેણીએ પતિનું મોઢું જોયું હતું. ત્યારબાદ તે પોતાના પિતાના ગામમાં નૈહરમાં રહેતી અને જ્યારે તે પાછી પોતાના સાસરે આવી ત્યારે તેણે ત્યાં પોતાના પતિને જોયા નહિ. વિવાહ બાદના લાંબા સમયમાં પતિએ તેને કંઇ સંદેશો કે કંઈ ખબર મોકલ્યા નહતા. એથી એને બહુ માનસિક વેદના થઇ હતી. તે સદા ઉદાસ રહેતી હતી અને રાતે એકાંતમાં ઊના આંસુ વહાવી હૃદયને શાંત કરતી હતી. પુત્રવધૂની આ સ્થિતિ જાણી લોચનદાસના પિતા માતાને બહુ ચિંતા થઇ. તેઓએ તેને કંઇક શાંતિ મળે એ હેતુથી પીઅર મોકલી દીધી અને કમલાકરે પંડિત નરહરિજી પાસે જઇ તેને આ બધી સ્થિતિ વાકેફ કરી. નરહરિજીનું હૃદય દ્રવિત થયું. તેણે લોચનદાસને બહુ સમજાવ્યો પણ નહિ માનવાથી અંતે તેણે તેને પરાણે તેના સાસરે આમોદપુર મોકલ્યો. લોચનદાસ ગુરૂ-આજ્ઞાને માથે ચડાવી આમોદપુર ગયા. બહુ વર્ષ પહેલા તે આવ્યા હતા તેથી તેને સસરાના ઘરની યાદી રહી નહોતી. વિધાતાનું વિધાન કંઇ ઓરજ હતું. ગામમાં પ્રવેશ કરતાં જ તેને એક સુંદરી યુવતી મળી. તેણે તેને માતાજી કહી બહુ વિનિત ભાવથી પોતાના સસરાના ઘરનું ઠેકાણું પૂછયું.

યુવતીએ એક વાર એની તરફ જોઇ આંગળીના ઇસારાથી એક ન્હાની ગલી દેખાડી નીચું મોં કરી પોતાના રસ્તે ચાલી ગઇ. લોચનદાસ સાસરે પહોંચ્યા.

બહુ દિવસ વીત્યા બાદ વૈરાગી જમાઇ ઘેર આવ્યા જાણી અતિ આનંદ થયો. સ્વાગત–સત્કાર–કુશળ પ્રશ્નાદિ બાદ સ્નાન–ભોજન થયું. રાત તો પડીજ ગઇ હતી. લોચનદાસ સાસુની આજ્ઞાથી એક ઓરડામાં ગયા અને ત્યાં જઇ જુએ છે તો ત્યાં તેજ યુવતી ઉભી છે કે જેને અહિં આવતાં રસ્તો પૂછયો હતો અને માતાજી કહી સંબોધી હતી. યુવતી પણ સમજી ગઇ કે પેલા અપરિચિત મુસાફરજ મારા હૃદયનો આરાધ્ય દેવ છે. પતિના મુખમાંથી નીકળેલા "માતાજી" શબ્દ યાદ આવતાંજ ધર્મભીરૂ તરૂણી કંપી ગઇ–એનું મોઢું પડી ગયું. વિષાદની છાયા એના મુખ પર પ્રત્યક્ષ દેખાવા લાગી, અને તરતજ તે હૃદયનું દુઃખ તેની આંખોમાંથી અસંખ્ય અશ્રુરૂપે પ્રગટ થયું. યુવતી સાડીના છેડાથી આંખો લૂછી જરા દૂર ઉભી રહી. લોચનદાસ પણ આ બધું સમજી ગયા. યુવાન પત્નીની આ કરૂણ દશા જોઇ દયાર્દ્ર લોચનદાસનું હૃદય ચીરાઇ ગયું, એના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

સમયની ગતિ રોકાતી નથી. રાત તો લગભગ વીતી ગઇ પરંતુ પતિ–પત્ની બન્ને ચૂપચાપ ઉભા છે અને બન્નેના નેત્રોમાંથી આંસુની ધારા વહે છે નિશાનાથ–ચંદ્રને અસ્તાચલ તરફ જતાં જોઇ સૂર્યદેવના સત્કારાર્થે

અરૂણોજ્જલ વસ્ત્રોથી તન ઢાંકતા ઉષાદેવી પધાર્યા ત્યારે લોચનદાસની ઉંઘ ઉઘડી. ધર્મભીરૂ લોચનદાસે વિધાતાનું અનિવર્ય વિધાન બતાવી પત્નીને સમજાવી.

તેણીએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું–"સ્વામિન! મારા તો આપ જ આરાધ્ય દેવ છો, તમારા સિવાય હું બીજા કોઇ ઇશ્વરને જાણતી નથી. મેં તો સૂતા જાગતાં સર્વદા આપનું જ ચિંતન કર્યું છે. હું ભોગની ભૂખી નથી. મને તમારૂં શરીર નથી જોઇતું હું તો હૃદય ચાહું છું. જેને તમે મા કહી–તેની સાથે તમે પત્ની તરીકેનો વ્યવહાર કરી ધર્મપંથથી ચ્યૂત થાઓ એમ હું ઇચ્છતી નથી. મારી તો માત્ર એકજ પ્રાર્થના છે કે મને તમે સદા સાથે રાખો. તમને સ્પર્શ કરવાનો મારો અધિકાર ભલે ન હોય છતાં તમારી સેવા કરવાનો અધિકાર તો છેજ. તમે નિશ્ચય રાખો, હું કામની દાસી નથી, હું તો પ્રેમની ભૂખી છું, ઇશ્વર તમારા અને મારા પવિત્ર વ્રતને નિભાવશે. તમે કાંઇ શંકા ન કરો" આવી કેટલી વાતો સતીએ પતિના ચરણ પાસે બેસી કહી. પરંતુ એની વાતોમાં ક્યાંય નહોતી ઉગ્રતા, ન કામ લોલુપતા, ન વિષાદ, ન અધીરતા કે ન ભોગવાસના હતી. માત્ર એક સાથે રહેવાની ઇચ્છા–પ્રાર્થના–કે જેનો લોચનદાસે સ્વીકાર કર્યો. પવિત્ર શીલવ્રત ધારી ઉભય પતિ–પત્ની પરમાત્માને પંથે પડવા સૂર્યોદય પહેલાંજ ચાલી નીકળ્યા.

અહા! કેવો ઉંચો ભાવ! એકવાર ભૂલથી પણ જેને-

મા કહી દીધી, વિવાહિતા પત્ની હોવા છતાં હૃદયને વજ્ર કરી, એની સાથેનો પત્નીનો વ્યવ્હાર છોડી દેવો અને પત્નીએ એ વાતને સહર્ષ સ્વીકારી લેવી એ કેટલી ધર્મ પ્રિયતા! ક્યાં તે પુણ્યકાળ અને ક્યાં આ જનો ઇન્દ્રિયોની ગુલામી ભરી લંપટતા અને વિષયવાસનાયુક્ત વ્યભિચાર પૂર્ણ આ યુગ.

પિતામાતાના મૃત્યુ બાદ લોચનદાસ પોતાની બધી ધન દોલત ગરીબોને વ્હેંચી ગામ બહાર એક પર્ણકુટી બનાવી સતી પત્ની સાથે ત્યાં રહી ભગવદ્–ભજન કરવા લાગ્યા. બન્નેની ખીલતી જુવાની અને બન્ને રાતદિવસ પાસે રહેતા છતાં એમનું વ્રત સદા અટલ રહ્યું. તેઓ કદી આત્મ–વિસ્મૃત થયા નહિ. તેઓ ધર્મપથથી કદી એક ડગલું પણ ખસ્યા નહિ. ઉભય ભગવદ્ પ્રેમમાં જ મગ્ન મસ્ત રહેતા હતા. લોચનદાસજી શ્રી ચૈતન્ય મહાપ્રભુના ચરણના પ્રગાઢ પ્રેમી હતા. તેથી તેમણે શ્રી ચૈતન્ય લીલાનું વર્ણન કરવાની ઇચ્છાથી " ચૈતન્ય મંગળ " નામના બંગલા મહાકાવ્યની રચના કરી. લોચનદાસજી કુટિયામાં બેઠા બેઠા એકાંતમાં " ચૈતન્ય મંગળ " નું ગાન કરતા હતા અને સતી પત્ની પાસે બેસી એકાગ્ર મનથી હર્ષાશ્રુ વહાવતી સાંભળતી હતી. કોઇ કોઇ વખત તે પણ સાથે સાથે ગાવા લાગતી. આ પ્રકારે યુવતી પત્ની લોચનદાસની સાધન સંગિની થઇ. એમનો દાંપત્ય પ્રેમ શ્રીકૃષ્ણ પ્રેમના રૂપમાં પલટાઇ ગયો અને એ પ્રેમની સુધાધારા

વિશ્વને પાવન કરવા લાગી લોચનદાસનુ ચિત્ત આનંદ પૂર્ણ બન્યુ એમનો ગ્રન્થ "ચૈતન્ય મંગળ" વૈષ્ણવોની પરમપ્રિય અને મહામૂલ્ય સંપત્તિ છે એમા શ્રી ચૈતન્ય દેવની પ્રાય સર્વ લીલાનુ બહુ મધુર ભાષા અને સુંદર ભાવોમા વર્ણન કર્યું છે આ સિવાય લોચનદાસજીએ "દુર્લભસાર, વસ્તુતત્ત્વસાર," "આનંદલતિકા," પ્રાર્થના, શ્રી ચૈતન્ય પ્રેમવિલાસ, "દેહ નિરૂપણ" અને રાગ લહરી નામક સાત ગ્રન્થોની સુંદર રચના કરી છે

આ સાતેય વૈષ્ણવોના પ્રિય ગ્રન્થ છે એમનુ આખુ જીવન ભજન કીર્તન અને ગ્રન્થ નિર્માણમા વીત્યુ છે ૬૬ વર્ષની અવસ્થાએ સંવત ૧૬૪૫ ના પોષ માસમા એમનુ ભગવત્ સ્મરણ કરતા કરતા જ દેહાવસાન થયુ કોગ્રામની કુનુઇ નદીના તીરપર એની સમાધિ છે લોચનદાસજીની પત્નીનુ પણ સમસ્ત જીવન ભગવદ્ ભજનમા જ વીત્યુ.

---

નોધ—ભક્તિ માર્ગ એ ભગવાન સાથે સંબંધ સાધવાનો માર્ગ છે તે માર્ગમા જ્ઞાનમાર્ગ કરતા વધારે સુખ છે પણ વધારે જોખમ પણ છે ભક્તિમાર્ગનુ મુખ્ય સાધન શરણાગતિ છે, દીનતા છે પણ ધ્યાન ન રહે તો એ શરણભાવ અને દીનતા ભગવાન તરફ રહેવાને બદલે વિષયો તરફ રહે છે તેથી ઘણા પડી જાય છે જેઓ આ માર્ગે ચડયા હોય તેમને ભક્ત લોચનદાસનો દૃષ્ટાંત બહુ ઉપયોગી છે શ્રીરામકૃષ્ણ પરમહંસની પેઠે પત્નીને મા માની આખી જીંદગી સાથે ગાળવી એ બહુ ઉંચી કોટીની ભક્તિ છે અને તેનુ ફળ પણ ઉત્તમ પ્રકારનુ મળે છે

૪

## ભક્ત જગન્નાથદાસ ભાગવતકાર

ભક્ત જગન્નાથદાસ બ્રાહ્મણ જાતિના હતા અને શ્રી જગન્નાથપુરીમાં રહેતા હતા. તે વિદ્યા, વિનય અને સાધુ-સ્વભાવના હોવાથી તેમનાં તરફ લોકો બહુ પ્રેમ અને માનની નજરથી જોતા હતા. જો કે બહારથી જોતાં તેને કંઇ દુઃખ ન હતું પરન્તુ તે સદા ચિન્તામાં જ ડૂબ્યા રહેતા. ચિન્તા કોઇ સંસારિક ભોગ વસ્તુ પ્રાપ્ત કરવાની નહિ પરંતુ ભગવાન પ્રાપ્તિની જ હતી. તે ચોવીસે કલાક એના વિચારોમાં રહેતા અને વારંવાર ભગવાનને પ્રાર્થના કરતા હતા કે—હે પ્રભો ! આ અપાર ભવસાગરથી પાર કરવાવાળા તમે એક માત્ર કર્ણધાર છો. જ્યાં લગી તમારી કૃપા થતી નથી ત્યાં લગી કોઇપણ ઉપાયથી જીવનો ઉદ્ધાર થઇ શકતો નથી. નાથ ! હું દીન, હીન, શક્તિહીન પામર પ્રાણી છું. મારામાં તાકાત નથી કે હું વિષયોમાંથી મનને હઠાવી તમારા ચરણોમાં લગાવું. હું તો વિષય મોહિત છું, મોહના સાગરમાં ડૂબી રહ્યો છું. તમે હાથ પકડી મને બહાર કાઢો તો હું નિકળી શકું. દયામય !

મારા જેવો દીન બીજો કોણ છે કે જે પોતાની દીનતા પ્રગટ કરવામાં પણ અસમર્થ છે, દીનબન્ધુના ચરણે જઈ એટલું પણ નથી કહી શકતો કે " હું દીન છું. " અભિમાન સદા સર્વદા દીનતાનું બાધક બની રહે છે. મને હવે કોઈપણ માર્ગ દેખાતો નથી. " કરૂણાનિધે ! આ પતિત પ્રાણી માથે દયા કરો. તમારૂં ભજન કરવાની શક્તિ આપો અને કોઈ દિવસ તમારા દર્શનની ઝાંખી કરાવી કૃતાર્થ કરો. " આવા પ્રકારની પ્રાર્થના અને ચિન્તન કરતાં ઘણોય સમય ચાલ્યો ગયો. એક દિવસ રાત્રિના સમયે એકાંતમાં જગન્નાથદાસ પથારીમાં પડયા પડયા, મનમાં ને મનમાં જ પ્રાર્થના કરવા લાગ્યા—"પ્રભો ! ઘણા દિવસ થઈ ગયા, હવે તો તમારી કૃપાનું એક કિરણ મારા પર નાંખો. હું અધિકારી નથી તેથી મને ભક્તિ તથા પ્રેમ દેશો મા પરંતુ તમે તમારો એવો મહિમા તો બતાવો કે જેનાથી હું દૃઢ વિશ્વાસ રાખી તમારૂં ભજન કરી શકું. હે દયામય ! હું તમારે શરણ છું. તમારા સિવાય લોક પરલોકમાં મારૂં કોઈ નથી. મારો કાં તારો. હું જે કંઇ છું તે તમારો જ છું. " આમ કહેતાં કહેતાં તેમજ મનમાં પ્રભુનું ધ્યાન કરતાં કરતાં જગન્નાથદાસજીને નિદ્રા આવી ગઈ. આજ દયામયનું હૃદય દ્રવિત થયું. ભગવાન મહા કોમલ હૃદય અને ભક્ત વત્સલ છે, એકજ શબ્દથી તે દ્રવિત થઇ જાય છે. જરૂર તે શબ્દ દ્રવિત ચિત્તમાંથી નીકળ્યો અને સાચો હોવો જોઈએ. જે દિવસે, જે ક્ષણે, પ્રાર્થનામાં

ભક્તનું ચિત્ત પીગળી જાય છે અને તે ભગવાનની કૃપા પર પૂરો વિશ્વાસ રાખી પોતાને એમના ચરણમાં સમર્પી દીએ છે—હા, તેજ ક્ષણે ભગવાન એની પ્રાર્થના પૂરી કરી દીએ છે. આજ જગન્નાથની મનોકામના પૂર્ણ કરવા શરણાગત ભયહારી ભગવાન શંખ, ચક્ર, ગદા પદ્મધારી ચત્રર્ભુજ સાકાર સ્વરૂપે સ્વપ્નામાં પ્રત્યક્ષ પ્રગટ થયા અને હસતાં બોલ્યા—"પ્યારે ! જગન્નાથ ! તું એટલો શાને ગભરાય છે ? અરે ! જેણે એકવાર જ સાચા હૃદયથી મારો આશ્રય લીધો છે તેને પછી ભય ક્યાં છે ?

સન્મુખ હોહિ જીવ મોહ જબહિ; કોટી જનમ અઘનાસો તબહિ.

આ મારૂં વ્રત છે. આજ તારો ઉદ્ધાર થઇ ગયો, તું નિર્ભય થઇ ચૂકયો.. હવે તું મારૂં એક કામ કર. "ભાગવત" ભવસાગર તરવાનું એક સુદૃઢ નૌકા છે. મારા ભાવથી પૂર્ણ થઈને જ મારા જ સ્વરૂપ વ્યાસ દેવે એની રચના કરી છે. રાજા પરીક્ષિત શુકદેવ મુનિદ્વારા આ ભાગવત સાંભળી સહજ જ ભવસાગર તરી ગયા. ભાગવત મારૂં સ્વરૂપ છે તેથી તું તારી પ્રાકૃત ભાષામાં આ મહા પુરાણનો સમશ્લોકી અનુવાદ કર. આનાથી તું તો પવિત્ર થશે જ તેમજ તું અનેક પ્રાણીઓને પણ પવિત્ર કરી શકીશ. જલ્દીથી આ કામ કરી જગતનું મંગલ કર અને તું મંગલ મય બન." આવા પ્રકારની આજ્ઞા સાંભળી સ્વાપ્નામાં જ જગન્નાથદાસે કહ્યું—"નાથ ! હું મહા મૂર્ખ છું. તમારી આજ્ઞાનું પાલન હું કેવી રીતે કરી કરી શકીશ ? અપાર મહિમા

ભર્યા શ્રીમદ્ભાગવત-ગ્રન્થનો પ્રાકૃત ભાષામાં મારાથી અનુવાદ શી રીતે થઈ શકશે ? ”

ભગવાને ઉત્તર દીધો-“બેટા, ગભરા નહિ. મારી શક્તિથી શું થઇ શકતું નથી ? તું નિર્ભય ચિત્તથી ગ્રન્થ શરૂ કરવા બેસ અને હું તારા હૃદય કમલ પર બેસી જે કંઇ કહું તે તું લખતો જા.” આટલું કહી ભગવાન અંતર્ધાન થઈ ગયા. જગન્નાથની નિદ્રા તૂટી. તે એકાએક ઉભા થયા. પ્રભુના દર્શન થવાથી આજ એને આનંદનો પાર નથી. પરમવિશ્વાસુ ભક્ત કાગળ કલમ લઇને પ્રભુની આજ્ઞા મુજબ બેઠા, પણ લખે શું ? આંસુના પ્રવાહથી એના સર્વ અંગ ભીંજાઈ ગયા. બાહ્યદ્રષ્ટિ બંધ થઇ. અંતર્દ્રષ્ટિથી જોયું તો હૃદયમાં ભગવાન અંતર્વિહારી વિષ્ણુની તેજોમયી દિવ્ય છબી વિરાજિત દેખાણી. સર્વ ઇન્દ્રિયો ક્રિયા શૂન્ય બની. લેખિની ચાલવા લાગી અને જોતજોતામાં તો પાના-ને પાના લખાતા ગયા. બીજે દિવસ સવારે એજ પ્રમાણે થયું. એમ દરરોજ થતાં થોડા સમયમાં પરમસ્મરણીય ભાષામાં સંપૂર્ણ ભાગવતનો પદ્યાનુવાદ થઇ ગયો. અત્યંત અઘરામાં અઘરા મૂળ શ્લોકોપર પણ કોમલકાંત પદાવલી રચાઇ ગઇ. તે પછી જગન્નાથદાસે પ્રભુની આજ્ઞાનુસાર આ કલ્યાણકારી ભાગવત ગાઇ મનુષ્યોના પાપ-તાપ નિવારવાનું શરૂ કીધું. જગન્નાથદાસ ભાગવતનું

કીર્તન કરતાં આખા દેશમાં ફરવા લાગ્યા. એમનું પ્રેમ અને માધુર્યભર્યું ગાયન સાંભળી માત્ર મનુષ્ય જ નહિ-પશુપક્ષી પણ મુગ્ધ થઇ ગયાં. એક તો મધુર સ્વરનું સંગીત સ્વાભાવિક જ લોકોનાં મન હરે છે, તેમાં વળી આ કેવળ નિષ્કામ ભાવથી ભગવાનની આજ્ઞાનુસાર જીવોના કલ્યાણાર્થે ગવાય અને તે પણ શ્રીમદ્‌ભાગવત જેવા પ્રેમામૃત પૂર્ણ ગ્રન્થનો સાર હોય, તેથી સમસ્ત પ્રાણીઓ પ્રસન્ન થઇ આકર્ષાય એમાં આશ્ચર્ય જ શું ? જગન્નાથદાસ રસ્તામાં ચાલતા ચાલતા ભાગવતનું ગાન કરતા ત્યારે તેનાં નેત્રોમાંથી આનંદના અશ્રુની ધારા વહેતી, પ્રેમના આવેશમાં વાણી ગદ્ ગદ્ થઇ જતી, શરીર લથડવા માંડતું અને તેનો પ્રત્યેક અંગમાં ભક્તિના તરંગ ઉછળતા દેખાતા. પ્રેમ અને કરૂણાભર્યા મધુર સ્વરે દિશાઓ ગાજી ઉઠતી, એને આ અવસ્થામાં જોઈ બાલક-વૃદ્ધ પુરૂષ કે સ્ત્રી સર્વના મન ખેંચાતા અને સૌ કોઇ બહુ આદર સત્કાર સાથે પોતાના ઘેર તેડી જઇ તેને ઘેરી બેસતા અને પોતાના પ્રિય બંધુ સમાન ગણી એના મુખથી ભગવાન શ્રી કૃષ્ણના પરમમધુર ચરિત્રો સાંભળી કૃતાર્થ થતા. આજ એકના તો કાલ કોઇ બીજાના એમ ઘરેઘર જગન્નાથદાસના ભાગવતનું ગાન ગૂંજવા લાગ્યું અને સૌ કોઈ ભગવાનની મધુર લીલાનો આનંદ લૂંટવા લાગ્યા.

દુષ્ટોને તો હરિચર્ચા ગમતી નથી તેમજ તેઓને કોઇનું સન્માન પણ સુખદાયી થતું નથી. જગન્નાથ-

દાસજીનો થતો આદર સત્કાર એવા લોકોની નજરમાં ખૂંચવા લાગ્યો, એમની નિંદા–પ્રિય જીભ્હાઓ જગન્નાથ-દાસની નિંદા કરવા તૈયાર થઇ રહી. કોઇની પ્રશંસા સાંભળી તેની નિંદા કરવી, સારામાં પણ નરસાનું આરોપણ કરવું તથા વિના કારણ પણ બીજાનું ખરાબ કરવું એ દુષ્ટો—ખલોનો સ્વભાવ હોય છે. કાગડાઓ સ્વભાવથી જ ઉત્તમ વસ્તુઓને ભ્રષ્ટ કરે છે. કુતરાઓ પવિત્ર વૃક્ષો, વેલાદિ સ્થળો પર પેસાબ કરે છે, ઊંદરો કંઇ સ્વાર્થ વિના માણસોના વસ્ત્રો કાતરી નાંખે છે અને સર્પો લોકોને વિના કારણ ડસે છે—તેમાં તેઓને કંઇ લાભ નથી થતો. આજ પ્રમાણે દુષ્ટજન સાધુની નિંદા કરવામાં તેમજ તેમના પર દોષ નાંખવામાં સુખ માને છે.

આ સ્વભાવને અંગે દુષ્ટોના હૃદય જગન્નાથદાસને મળતા માનસન્માન જોઇ બળવા માંડયા. તેઓએ એક પ્રપંચ રચ્યો. તેઓમાંના કેટલાકે રાજા પ્રતાપરૂદ્ર પાસે જઈ ફરિયાદ કરી કે “ મહારાજ ! આપની આ પુણ્યક્ષેત્ર પુરીનગરીમાં આજકાલ બહુ અનર્થ થઇ રહ્યો છે. જગન્નાથદાસ નામનો એક પંખંડી બ્રાહ્મણ તુલસીમાલા પહેરીને અંગે તિલક છાંપા લગાવી નગરની નરનારીઓને ઠગતો ફરે છે. જ્યાં ત્યાં નાચે છે, ગાય છે, સ્ત્રીઓમાં જઇ બેસે છે. ભોળા હૃદયની સ્ત્રીઓના ધન અને ધર્મ હરવામાં તે બહુજ ચતુર છે. એના અંગે પવિત્ર પુરી પાપ–પુરી થઇ ગઇ છે. આપને અમારી વાતનો વિશ્વાસ ન

હોય તો આપ ખાનગી માણસોને મોકલી આ વાતનો પત્તો મેળવો. આ અનર્થ જેમ બને તેમ જલદી દૂર થવો જોઇએ.

રાજાને આ લોકોની વાતો પર વિશ્વાસ બેસી ગયો. એમણે દૂતો મારફત ખબર કઢાવી. દુષ્ટોએ તેઓને સાથે લઇ સેંકડો સ્ત્રી–પુરૂષોના ઘરમાં બેઠેલા જગન્નાથદાસજીને ભાગવતનું ગાયન ગાતા દેખાડ્યા અને તેમને કંઇ લાલચ આપી તેઓની મારફત કહેવરાવ્યું કે "મહારાજ :— ફરિયાદ સાચી છે. જગન્નાથદાસ ખરેખર બહુ અનર્થ કરી રહ્યાં છે અને તેની સ્થળે સ્થળે પૂજા થઇ રહી છે."

રાજવીઓ રાજ–મદના અંગે પ્રાયઃ અંધા બહેરા થઇ જાય છે. પ્રતાપરૂદ્રે તુરત જગન્નાથદાસને પકડી બોલાવ્યો અને કહ્યું—"અરે ! જગન્નાથ ! તું ઉપરથી તો સાધુ બની ફરે છે અને તારૂં આચરણ તો દુષ્ટ છે. તું દિવસ રાત સ્ત્રીઓમાં બેસી કોણ જાણે શું ગાયા કરે છે. બધું સાચું કહી દે નહિંતર સમજી લે કે તારા જીવનના દિવસ પૂરા થઇ ગયા છે."

રાજાના ક્રોધભર્યા વચન સાંભળી જગન્નાથદાસે ક્ષણભર ભગવાનનું ધ્યાન કરી નિશ્ચિત ભાવથી કહ્યું—"મહારાજ ! દ્વેષીઓની વાત સાંભળી કંઇ જાતે તપાસ કર્યા વિના કારણ વગર નિરપરાધીને સતાવવા એ રાજાનું કર્તવ્ય નથી. હું તો ભાગવતનું ગાન કરૂં છું અને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય-શુદ્ર કે અત્યંજ કોઇ પણ મને પ્રેમથી બોલાવે છે.

તેને ત્યાં જઇ ભાગવત સંભળાવું છું. હું બાલક વૃદ્ધ કે સ્ત્રી પુરૂષનો કંઇ પણ વિચાર કરતો નથી. ભગવાનની દયાથી હું બ્રહ્મચારી છું. પુરૂષોમાં હું પુરૂષ છું અને સ્ત્રીઓમાં હું સ્ત્રી જેવો છું. મને જોઇ કોઇના મનમાં વિકાર થતો નથી. ભગવત્કૃપાથી મારા મનમાં પણ કોઇ ખરાબ ભાવ કદી આવ્યો નથી. જ્યાં દ્વેષ બુદ્ધિ હોય છે ત્યાં સીધી વાત પણ ઉલટી દેખાય છે. રાજા પ્રતાપરૂદ્રે પહેલેથી જ જગન્નાથદાસને દુરાચારી માની લીધો હતો તેથી એમના કહ્યાનો ઉલટો અર્થ કરી દાંત પીસી રાજાએ કહ્યું—માલુમ પડે છે કે તું ઘણો જ દુષ્ટ છે. કેવી વાત તું કરે છે? તું પુરૂષોની પાસે પુરૂષરૂપે રહે છે અને સ્ત્રીઓની પાસે જતાં જ તું સ્ત્રીરૂપ બની જાય છે. કેમ જાણે તું મહા સિદ્ધ ન હોય? તારી એ સિદ્ધી મારે જોવી છે. મને પણ દેખાડ તારૂં સ્ત્રી–રૂપ. કદી ન દેખાડી શકયો તો યાદ રાખજે કે તને બ્રાહ્મણ જાણીને પણ તારા પર દયા નહિ કરૂં. આવું કહી રાજા પ્રતાપરૂદ્રે ગુસ્સાના આવેશમાં જ સિપાઇઓને કહ્યું—" જાઓ, આ કપટી દુરાચારીને લઇ જાઓ. હાથકડી કરી બેડી નાખી એને કેદખાનામાં પૂરી દીઓ." જગન્નાથદાસજીએ એવી વાત કદી કરી નથી કે હું ખરેખર સ્ત્રીરૂપ બની જાઉં છું. એમનો તો ભાવ જૂદો જ હતો પરંતુ રાજાને એ વાત સમજાવવાનો અવસર જ ન મળ્યો તેમજ આવા વખતે તેને સમજાવવાની ચેષ્ટા કરવામાં લાભ ન જોયો. ક્રોધના વખતે મનુષ્યની

બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે. તે સમયે તેને કોઇ સમજાવવા લાગે તો તેના ગુસ્સાનો પારો એકદમ ઊંચે વધી જાય છે. પ્રતાપરૂદ્ર મહેલમાં ચાલ્યા ગયા અને સિપાઇઓએ જગન્નાથદાસજીને બાંધી કેદખાનામાં લઇ જઇ પૂરી દીધા.

પ્રેમી ભક્તોને સ્વર્ગ કે નરક એકજ છે. તે પોતાના સ્વામીની ઇચ્છા ગણી દરેક જગ્યાએ તેને પોતાની સાથે સમજી તે સદા આનંદમગ્ન રહે છે.

ભક્ત જગન્નાથ કેદખાનામાં પરમ આનંદથી પ્રભુનું ધ્યાન કરવા લાગ્યા. તે પ્રેમનો મતવાલો કયારેક હસતો કયારેક રોતો, કયારેક ઉચ્ચ સ્વરથી કીર્તન કરતો, કયારેક બન્ને હાથ ઊંચા કરી નાચતો અને કયારેક ચૂપચાપ· સમાધિસ્થ બની શાંત બેસી રહેતો. એક વાર કોણ જાણે એના મનમાં શું ભાવ આવ્યો, તે કરૂણાની યાચના કરતા કરતા બહુજ ઉગ્ર સ્વરે ભગવાનની પ્રાર્થના કરવા મંડયા. તેણે કહ્યું–"પ્રભો ! રાજાએ મારી વાતનો ઉલટો અર્થ કર્યો છે. એમનો ઉલટો અર્થ સાચો થવોજ જોઇએ. તમારે ત્યાં સ્ત્રી પુરૂષનો કંઇ ભેદ નથી તેમજ નથી જીવમાં સ્ત્રીત્વ કે પુરૂષત્વ. આ તો તમારી માયા છે. આ પુરૂષ શરીરને એક વાર સ્ત્રી શરીર બનાવી દેવું એ તમારે તો સાધારણ રમત છે પરંતુ એથી રાજાને બહુ જ વિશ્વાસ આવી જશે અને તમારા ગુણગાનમાં વધારે સુગમ થશે. કદી વાંધો ન હોય તો એવું કરી આપો, માયા પતિ !"

પ્રાણનાથ પ્રભુએ જગન્નાથદાસજીનો પોકાર સાંભળ્યો. જગન્નાથદાસ પ્રાર્થના કરતાં કરતાં બેશુદ્ધ થઇ ગયા. જુએ છે ત્યાં સ્વયં પ્રભુ સામા ઉભા છે. જેલની કોટડી અસીમ તેજથી પ્રકાશિત થઇ ગઇ છે. ભગવાને હસતા હસતા પોતાના ભક્તભયહારી કરકમલ જગન્નાથદાસના શિર પર રાખી કહ્યું–"વત્સ! તારી એ ઇચ્છા છે તો ભલે એમ થાઓ, ભક્તોના મનોરથ પૂરા કરવા એ તો મારૂં કામ જ છે. મારી પોતાની તો કાંઇ ઇચ્છા હોતી નથી. ભક્તોની ઇચ્છાને હું મારી પોતાની ઇચ્છા માની લઉં છું. જો હવે તારૂં પુરૂષ શરીર મટી સ્ત્રી શરીર થઇ ગયું. ફરી તું આને પુરૂષ શરીર કરવા ઇચ્છશે ત્યારે તે પુરૂષ શરીર બની જશે." ભગવાન આમ કહી અંતર્ધ્યાન થઇ ગયા. જગન્નાથદાસનું સ્વપ્ન પૂરૂં થયું પરંતુ સ્વપ્નની ઘટનાને પ્રત્યક્ષ સાચી જોઇ એને આશ્ચર્ય અને આનંદનો પાર ન રહ્યો. પ્રભુનો મહિમા અને એની ભક્ત વત્સલતાનો વિચાર કરતાં જગન્નાથદાસ ગદ્‌ગદ્‌ થઇ ગયા. કૃતજ્ઞતા! એમનું હૃદય ભરાઇ આવ્યું. ભગવાનના કરકમલના સ્પર્શનું સ્મરણ કરતાં તે પોતાને કૃતાર્થ સમજ્યો. એમણે મનમાં જ કહ્યું–અહો! જેની ચરણ ધુલિના સ્પર્શથી પત્થરની અહલ્યાનો ઉદ્ધાર થયો, જેના ચરણ સ્પર્શથી શેષનાગનું મસ્તક વિચિત્ર મણિઓથી વિભૂષિત થયું, મોટા મોટા રૂષિ મુનિ જેનું ચરણોદક આગ્રહપૂર્વક શિર પર ધારણ કરે છે તેના કરકમલનો સ્પર્શ મને

પ્રાપ્ત થયો, મારા સદ્ભાગ્યની તુલના આજ કોણ કરી શકશે ? ભગવાનનું સ્મરણ કીર્તન અને પ્રાર્થના કરતાં કરતાં રાત વીતી ગઇ. સિપાઇઓએ દરવાજા ઉઘાડયા. જગન્નાથદાસ બહાર નીકળ્યા, પરંતુ પુરુષના બદલે સુંદરી-સ્ત્રીને જોઇ સિપાઇ ચકિત થઇ ગયા. જગન્નાથદાસજીએ એમને આશ્ચર્યચકિત જોઇ કહ્યું-ભાઇઓ ! કાલ રાતે તમોએ કોટડીમાં પૂર્યો હતો તે જગન્નાથદાસ હું જ છું. પ્રભુની લીલા મહા વિચિત્ર છે. એમની કરૂણાથી મને આ સ્ત્રીત્વ પ્રાપ્ત થયું છે. તમે મને હમણા જ રાજાની પાસે લઇ જાઓ. સિપાઇ રાજાને પૂછી સ્ત્રીરૂપ જગન્નાથદાસને રાજમહેલમાં લઇ ગયો. રાજા એની કમનીય કામિની મૂર્તિ અને રમણીય સુલભ અંગ પ્રત્યંગો જોઇ આશ્ચર્યમાં ડૂબી ગયો. તે વિચાર કરવા લાગ્યો કે "આ શું વાત છે ?" આ એજ જગન્નાથ છે કે તેણે કંઇ છળ કરી કોઇ સ્ત્રીને મોકલી દીધી છે. કદી વાસ્તવમાં તે જ છે તો આ સર્વ શકિતમાન ભગવાન શ્રી હરિનો મહિમા છે. મેં આવા ભક્તને કેદમાં નાખી મહા અપરાધ કર્યો છે. પરંતુ આમ બને કેવી રીતે ? સંભવ છે કે આમાં કાંઇ ચાલાકી પણ હોય. આમ વિચાર કરી બરાબર સારી રીતે તપાસ કરી રાજાએ કહ્યું—તારૂં સ્ત્રીરૂપ બરાબર છે. એમાં મને કાંઇ સંદેહ નથી પરંતુ તું એજ જગન્નાથદાસ છે એ વાતની મને શી ખાત્રી ? સંભવ છે કે તે કોઇ રીતે જેલમાંથી ભાગી ગયો હોય અને તેના બદલે તને અહિં મોકલી

દીધી હોય. તેથી તું હમણા મારા સામે ફરી પુરૂષરૂપ પ્રાપ્ત કરે તો હું સમજું કે તારૂં સ્ત્રીરૂપ બરાબર છે. રાજાની વાત સાંભળી જગન્નાથજીએ આંખો બંધ કરી મનોમન પ્રભુને પ્રાર્થના કરી. તુરત જ વસ્ત્રભૂષણ સહિત એમનું સ્ત્રીરૂપ અદ્રશ્ય થયું અને એજ કરતાલ હાથમાં ધરી જગન્નાથદાસ હરિકીર્તન કરવા લાગ્યા. રાજા સહિત સમસ્ત રાજ-પરિવાર અને રાજ-સભામાં રહેલા સર્વે કોઇ આશ્ચર્યચકિત થઇ ગયા. રાજાએ ચરણોમાં પ્રણામ કરી પોતાના અપરાધ માટે ક્ષમા માગી અને સારી રીતે આદરસત્કાર કરી કહ્યું—ભક્ત ચૂડામણિ ! મારો અપરાધ' તમે માફ કર્યો હોય તો તેના પ્રમાણરૂપે તમે મને ભાગવત—સંગીત સંભળાવી મારા કર્ણ અને મનને પવિત્ર કરો અને મને પાપ—પુંજથી છોડાવો.

ભક્ત તો સ્વભાવથી જ ક્ષમાશીલ તેમજ શાંત હોય છે. એણે રાજાને સાન્તવના દઇ ભાગવત સંભળાવવું શરૂ કર્યું. આખી રાજસભા એમના ભાગવતનું ગાન સાંભળી મુગ્ધ થઇ ગઇ. કથા સમાપ્ત થયા બાદ રાજાએ ફરી પ્રણામ કરી કહ્યું—પ્રભો ! હું આજ તમારા શરણે છું. મારાપર દયા કરો અને મને તમારો શિષ્ય ગણો. ત્યાર બાદ ચન્દાર્ક નામના સ્થળે એમના માટે એક કુટિર બનાવવામાં આવી. જગન્નાથદાસજી હરિગુણ ગાતા ગાતા ચાલી નીકળ્યા. આ તરફ રાજાએ દુષ્ટ બુદ્ધિવાળા સાધુ નિંદક દુષ્ટોને બોલાવી એમને યોગ્ય દંડ દીધો.

મહાન ભક્ત જગન્નાથદાસજી નશ્વર શરીર છોડી પ્રભુની પરમસેવામાં પધાર્યા તેને આજ ચારસો વર્ષ ઉપર થઇ ગયા છે, પરંતુ આજ પણ જગન્નાથપુરીમાં સમુદ્ર તીરપર શ્રી હરિદાસ ઠાકુરની સમાધિ પાસે જ એમનું સમાધિ મંદિર વિદ્યમાન છે, આજ પણ એના દ્વારા રચાયેલ ભાગવત–ગ્રન્થ ઓરીસા નિવાસીઓના ઘર–ઘરમાં દેવતાની પેઠે પૂજાય છે. લોક ગુરૂમંત્રની મારફત તેમનું સ્વાધ્યાય કરે છે, વાંચે છે અને પરમભક્તિભાવથી એની વ્યાખ્યા થયા કરે છે.

---

**નોંધ:**—ભક્તિ માર્ગવાળા પ્રભુને વિરૂદ્ધ ધર્મને આશ્રય આપવાવાળા માને છે તેથી જે કામ સાધારણ રીતે બની ન શકે તેવું હોય તે ભગવાન પોતાની લીલા માત્રથી–ઇચ્છા માત્રથી કરી શકે છે. પ્રહ્લાદને માટે જેણે અગ્નિ શીતળ કરી આપ્યો, તેમને જગન્નાથદાસને સ્ત્રી બનાવવામાં રમત જેવું હતું. સર્વ વ્યાપક ભગવાનને અવતાર લેવા માટે બહુ નાનું શરીર ધારણ કરવું પડે છે અને તે ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે અવતાર લે છે, છતાં તે વખતે પણ તેમના આનંદમય સ્વરૂપને કાંઇ ઉણપ લાગતી નથી. જીવને પોતાના કર્મ ભોગવવા માટે કર્મની સત્તાથી જન્મ આપે છે. ભગવાન પોતાની ઇચ્છાથી જન્મ લે છે. આપણે પણ બાળકોને રમાડવા આપણી ઇચ્છાથી બાળક જેવા બનીએ છીએ ત્યારે આપણે નાના બની જતા નથી, પણ જ્યારે આપણા કર્મથી બાળકને તાબે થઇ જઇએ અને છોકરાંઓ મા બાપને સતાવે ત્યારે કર્મની અસર જણાવા લાગે છે. જીવમાં એ બે પ્રકારની દશા રહે છે પણ ભગવાન જ્યારે નીચી દશામાં આવે છે ત્યારે પોતાની ઇચ્છાથી આવે છે તેથી તે પ્રાણી માત્રના હૃદયમાં રહી પોતાની લીલાનો અનુભવ લે છે.

૫

## ભક્ત મનકોજી બોધલા પટેલ.

ભક્ત મનકોજી બોધલા બરાર પ્રાન્તના પ્રસિદ્ધ શહેર ધામન ગામના પટેલ હતા. એની સ્ત્રીનું નામ મામાતાઈ હતું. મામાતાઇના દેહ-અંતર સર્વ સુંદર હતાં. તે પતિવ્રતા સ્ત્રી તન—મનથી પતિનું અનુસરણ કરતી હતી. એમને યમાજી નામનો એક ઇન્દ્રિય-નિગ્રહી તેમજ ભોગોમાં વૈરાગ્યવાન પુત્ર હતો, તેમજ ભાગીરથી નામની સર્વ-સુલક્ષણા એક કન્યા હતી. વિષય ભોગમાં તો ચારેનાયે મન નહોતા. રાતદિવસ ભગવાન શ્રી પંઢરીનાથનું ભજન કરવું, ઘરના સર્વકામ એની પ્રીતિ અર્થે યથાયોગ્ય કરવા, એ એમનું પ્રિય કાર્ય હતું. ઘરમાં પૂરતું ધન હતું, અન્નાજના કોઠા ભર્યા હતા અને ગૌશાળામાં ગાય, ભેંસ અને બળદોની હાર બાંધી રહેતી હતી. પ્રત્યેક એકાદશીના દિવસે પંઢરપુર જઇ ભગવાનના દર્શન કરવાનો બોધલા ભકતનો નિયમ હતો. એકાદશીના દિવસે ચંદ્રભાગામાં સ્નાન કરી ભગવાનના દર્શન કરવા, રાત્રિએ જાગરણ કરવું અને બારસને દિવસે ચંદ્રભાગાના કાંઠે બ્રાહ્મણભોજન અને ગરીબોને અન્ન—દાન દઇ તેરસના દિવસે ઘેર પાછું આવવું.

આ નિયમ વર્ષોથી ચાલ્યો આવતો હતો. એક સમય દેશમાં ભયંકર દુકાળ પડયો. મનુષ્ય અન્ન વિના અને પશુ ચારા વિના મરવા પડયા. સર્વ ભૂતોમાં પોતાના ભગવાનને જોનારા બોધલાથી આ જોઇ શકાયું નહિ. એણે એકાંતમાં પોતાની પત્ની મામાતાઇને કહ્યું–પ્રિયે ! દેશમાં ઘોર દુકાળ પડયો છે. આજ આપણો ભગવાન દરિદ્ર અને ભૂખ્યા જીવોનું રૂપ ધારણ કરી આપણી પાસે પૂજા માંગે છે. આપણા ઘરમાં જે કંઇ ધન, ઘરેણું અને અન્ન છે તે સર્વ તેનું છે. આજ એની ચીજથી એની પૂજા કરવાનો સુઅવસર છે. આ તક હાથથી ખોવી ન જોઇએ. ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, પશુઓને નીણ, નગ્નને વસ્ત્રો, રોગીઓને દવા અને નિરાશ્રીતોને આશ્રય દેવો એજ ભગવાનની સાચી પૂજા છે. પરંતુ આ પૂજામાં પણ અભિમાન થવું ન જોઇએ. કોઇનો પણ અસત્કાર ન થવો જોઇએ, મીઠી વાણીથી સર્વનો સત્કાર કરતાં ભગવાનને યથાયોગ્ય ભેટ અર્પણ કરવી જોઇએ. સર્વમાં રમણ કરવાવાળો મારો રામ આવી પૂજાથી બહુ જ પ્રસન્ન થાય છે, એટલા માટે તમે આજથી આ પૂજામાં લાગી જાઓ. જરા પણ વાર કરવી એ આ વખતે અધર્મ છે. પતિની આજ્ઞાનું અનુસરણ કરવાવાળી નિર્લોભી સતી મામાતાઇને પતિની વાતથી ઘણી જ પ્રસન્નતા થઇ અને તે ઉદાર હાથે ગરીબ અને દુઃખીઓની સેવામાં તન, મન–ધનથી લાગી ગઇ. બોધલાનું ઘર ગરીબ નર–નારીઓનું

આશ્રમ-ધામ બની ગયું. આખ્ખા દેશમાં આ વાત પ્રસરી ગઇ. ખાંડ પર કીડી માખીઓની માફક ચારે દિશામાંથી ભૂખ્યા નર-નારીઓના ટોળા ને ટોળા આવવા લાગ્યા અને તેમને ઘણીજ પ્રસન્નતાથી સત્કારપૂર્વક મામાતાઇ અન્ન-વસ્ત્ર વ્હેંચવા માડતી. તેના ઉત્સાહ અને આનંદનો પાર નહતો. આવી રીતે બહુ દિવસ વીતી ગયા. દેતાં દેતાં તો કુબેરનો ખજાનો ખાલી થઇ જાય છે ત્યાં ઓધલાનું ઘર કઇ ગણત્રીમાં ? અન્નના બધા ભંડાર ખાલી થઇ જવાથી ઓધલાએ સંપત્તિ વ્હેંચવા માંડી. એણે પોતાનાં બધાં ઘરેણાં, ઝવેરાત વેચી નાંખ્યા અને તેનું અન્ન ખરીદી ગરીબોને વ્હેંચી દીધું. કપડાં અને વાસણ પણ ઘરમાં રાખ્યા નહિ. છેવટે પોતાના ખાવા માટે એક દિવસનું પણ અન્ન ઘરમાં રહ્યું નહિ. પશુઓના માટે ચારો પણ ન રહ્યો ત્યારે પશુઓને પણ દઇ દીધા. દરિદ્રતા દેવી પૂરેપૂરી ઓધલાના ઘરમાં વસી. ઓધલા પોતાની સ્ત્રી સહિત મજુરી કરી પોતાનું તેમજ કુટુમ્બનું ગુજરાન કરવા લાગ્યા. આ અવસ્થામાં ઓધલા અને તેની પત્ની મામાતાઇને જે સંતોષ અને આનંદ હતો તેની તુલના મોટા મોટા બંગલામાં રહેવાવાળા સર્વ પ્રકારના ભોગ-સંપન્ન કોઇપણ મહા ધનવાન વ્યક્તિના આનંદ સાથે થઇ શકે નહિ. ઓધલા અને તેની પત્નીનો આનંદ સાત્વિક, નિર્મલ અને આદર્શ હતો કારણ તેનો હેતુ મહાન ત્યાગ અને ભગવત્-સેવાનો હતો. ધનવાનોનો

વૈભવ મુખ મેળવવામાં પોતાના પાપના અંગે ક્ષણિક ભોગ અને અભિમાન ભયરૂપ છે. ભોગનો આનંદ જુદી જાતનો છે અને ત્યાગનો આનંદ એનાથી વિલક્ષણ કોઇ જુદી જ જાતનો હોય છે. ભોગના સુખનું પરિણામ નરક તેમજ દુઃખ છે, પરંતુ ત્યાગના આનંદની પરિસમાપ્તિ ભગવાનના પરમધામ અને નિત્ય પરમ આનંદમાં થાય છે. ત્યાગનો આનંદ જ અસલી આનંદ છે. ભોગાનંદ તો આનંદની છાયા છે—માયામાત્ર છે. તેથી જ ભગવાનનો ભક્ત ભોગી નહિ થતાં ત્યાગી બને છે. તે જ્ઞાનના અભિમાનથી પણ ડરે છે. કારણ તે જાણે છે કે અભિમાનથી ભગવાન મળતા નથી, ભગવાનની પ્રાપ્તિ તો પ્રેમથી થાય છે અને પ્રેમ અભિમાન હોય ત્યાં થતો નથી.

બોધલાના પ્રેમથી પ્રસન્ન થઇ ભગવાને એકાંતમાં તેને દર્શન દીધા, જેથી એના આનંદનો પાર રહ્યો નહિ.

એકાદશી પર બોધલાને પંઢરપુર જાવું છે પરંતુ તેની પાસે એક પણ પૈસો નથી, સ્ત્રીને બહુ ચિંતા થઇ. બોધલાએ કહ્યું "તું ચિંતા શું કામ કરે છે? હું જંગલમાંથી સૂકા લાકડાનો એક ભારો લઇ જઇશ અને તેને પંઢરપુરમાં વેચી મારૂં કામ ચલાવી લઇશ." આમ કહી નિયમમાં દ્રઢ બોધલાજી ચાલતા થયા. માર્ગમાંથી સૂકા લાકડા વીણી એક ભારો બાંધી માથા પર રાખી લીધો અને નિશ્ચિંત ભાવે પ્રેમપૂર્વક શ્રી ભગવાનનું

કીર્તન કરતા કરતા બોધલા ભક્ત પંઢરપુર જઈ પહોંચ્યા. તેના હૃદયમાં આજ ઘણો જ આનંદ છે. ભગવાનની દયાથી પોતાને ભોગ (માયા)થી મુક્ત થયેલો જાણી તેનો આનંદ સમાતો નથી. પંઢરપુર જઇ લાકડાનો ભારો ત્રણ પૈસામાં વેચી દીધો અને પૈસા લઇ ચંદ્રભાગાના તીરપર ગયા. એક પૈસો ત્યાના ઘાટ બ્રાહ્મણને દીધો અને બે પૈસાની પૂજાની સામગ્રી લઇ ભગવાનનું દર્શન અને પૂજન કર્યું. દિવસે ઉપવાસ કરી રાતે જાગરણ કર્યું, સવારે જંગલમાંથી ફરી એક લાકડાનો ભારો લાવ્યા અને તે ત્રણ પૈસામાં વેચી ચંદ્રભાગાના કિનારે ગયા અને ત્રણ પૈસાનો લોટ લઇ નિત્યના નિયમાનુસાર બ્રાહ્મણને ભોજન કરાવવાની ઇચ્છાથી બ્રાહ્મણની રાહ જોવા લાગ્યા. બેઠા બેઠા બપોર થઇ ગયું, કોઇપણ બ્રાહ્મણ આવ્યો નહિ. તેણે કેટલાક બ્રાહ્મણોને કહ્યું, પરંતુ ખાલી લોટ લેવાની કોઇએ પણ હા પાડી નહિ. બોધલા ભક્ત મનમાં ને મનમાં ચિંતા કરવા લાગ્યા:- "ખરૂં છે કે બ્રાહ્મણ ખાલી લોટ લઇ શું કરે ? મારી પાસે નથી મીઠું, નથી શાક, નથી દાળ કે ઘી, તેમજ દક્ષિણા દેવાને એક કોડી પણ નથી. ચંદ્રભાગાના કિનારા પર સારી દક્ષિણાઓ દઇ બ્રાહ્મણોને જમાડનારા મોટા મોટા શ્રીમંતો આવે છે ત્યાં મારા જેવા ગરીબનો ખાલી લોટ કોણ લેવા આવે !" આમ વિચાર કરતાં બોધલાની આંખોમાં આંસુ આવી ગયા. બોધલાનું હૃદય દુઃખિત થયું, ત્યાં ભગવાન દ્રવિત થયા અને ભક્તની પ્રેમભરી

ભેટ સ્વીકારવાને એક વૃદ્ધ દરિદ્રી બ્રાહ્મણના વેશમાં ભગવાન ત્યાં પ્રકટ થઇ બોધલાને કહેવા લાગ્યા—"અરે ઓ! ભગત! મને બહુ ભૂખ લાગી છે, તારી પાસે જે કંઇ હોય તે મને દઇ દે." બોધલો બ્રાહ્મણનું વચન સાંભળી ભગવાનની મહા કૃપા સમજ્યો. આખર ભગવાને બ્રાહ્મણને મોકલી તો આપ્યો. તેને શું ખબર કે બ્રાહ્મણના વેશમાં સાક્ષાત નારાયણ જ તે પ્રેમભર્યો લોટ લેવાને આવ્યા છે. બોધલાને વિચાર થયો–ક્યાંઇક ખાલી લોટની વાત સાંભળી આ પણ નહિ લીએ તો બહુ માઠું થશે, તેથી કહ્યું—'મહારાજ! મારી પાસે માત્ર થોડો જ લોટ છે, બીજું કંઇ પણ નથી.' ભગવાને કહ્યું—'અરે ભાઇ! જે કાંઇ હોય તે જલ્દી દેતો શું કામ નથી? હું ક્યાં દાળ, ચોખા તેમજ ઘી, સાકર માગું છું, મને તો ભૂખ લાગી છે, લોટની બાટી બનાવી હમણા ખાઇશ. લાવ, જલ્દી દે.' બોધલાએ લોટ દઇ દીધો.

બોધલાનો નિયમ હતો કે બ્રાહ્મણને પોતાની સામે જ જમાડી દક્ષિણા દઇ વિદાય કરવો, પરંતુ ખાલી લોટ દઇ આજ બ્રાહ્મણને એમ કહેવાની બોધલાની હિંમત થઇ નહિ. અંતર્યામી ભગવાન બોધલાનું મન જાણી ગયા અને બોલ્યા—'ભાઇ! ઉભો કેમ છું? તું જોતો નથી મારો ભૂખે જીવ જાય છે, જલ્દી ક્યાંયથી બે ચાર છાણા લાવી દે તો હું હમણા તારી સામે જ બાટી બનાવી

ખાઇ લઉ.' ઓધલાની મનોકામના પૂરી થઇ, તે પ્રસન્ન થયો અને યાત્રીઓ પાસેથી થોડા છાણા માગી આવ્યો.

બ્રાહ્મણે ચંદ્રભાગમા સ્નાન કર્યું અને લીલા કપડા સુદ્ધા તે બાટી બનાવવા બેસી ગયો. ઓધલા કયાકથી આગ લઇ આવ્યાં. બ્રાહ્મણે લોટ બાંધવાનું શરૂ કર્યું. ધન્ય છે! સર્વલોક મહેશ્વર ભગવાન, જે સમસ્ત ઐશ્વર્યનો આધાર છે, લક્ષ્મિજી જેની ચરણ સેવાથી ઘડી પણ દૂર રહેવાનું ઇચ્છતી નથી, મોટા મોટા મહાપુરૂષ જેનું નામ સ્મરણ કરવામાં પોતાનું સૌભાગ્ય સમજે છે, વેદ જાણનારા ઋષિઓ જેની પ્રીતિઅર્થે અગ્નિમા આહુતિઓ અર્પણ કરે છે, આજે ભક્તે દીધેલા લોટને તે પોતાના હાથે બાંધે છે. ભગવાનનું આવું વ્રત જ છે આથીજ તે વિદુરની ભાજી અને શબરીના બોરથી પ્રસન્ન થયા હતા. પ્રેમથી અર્પણ કરેલું એક પાદડું પણ તેને પ્રિય છે. તે ગીતાજીમા સ્વયં ઘોષણા કરી રહ્યા છે—

પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।
તદહં ભક્ત્યુ પહૃતમશ્નામિ પ્રયતાત્મન: ॥

ગીતા—૯—૨૬

પત્ર, પુષ્પ, ફલ, જલ જે કંઇપણ ભક્ત પ્રેમપૂર્વક મને અર્પણ કરે છે તે પ્રેમી ભક્તનો અર્પણ

કરેલો પદાર્થ હું સ્વયં પ્રગટ થઇ ખાઉં છું." મહાલક્ષ્મી બ્રહ્માંડના ઐશ્વર્યની અધીશ્વરી છે; એની કૃપા વિના કોઇને કંઇપણ પ્રાપ્ત થતું નથી પરંતુ પ્રભુને વ્હાલા ભક્તોએ અર્પણ કરેલા દુર્લભ પદાર્થમાં તો તે પણ ભાગ લેવાને લલચાય છે. દેવી રૂક્મિણીજીએ સુદામાજીના ચોખાની કણી ભગવાનના હાથથી ઝુંટવી લીધી હતી. આજ અહિં પણ રૂક્મિનીજીનો જીવ લલચાયો. તુરત દાંત વિનાની ડોસી બની તે વૃદ્ધ બ્રાહ્મણના પાસે જ બેસી ગઇ અને કહેવા લાગી—'મને છોડી તમારા યજમાને દીધેલા અન્નને શું તમે એકલા ખાશો?' ભગવાન મંદ મંદ હસવા લાગ્યા, રસોઇ બનતી હતી.

બોધલાને વિચાર આવ્યો કે 'આ લોટથી તો એક પણ માણસનું પેટ ભરાવું મુશ્કેલ હતું. હવે આ બે શું ખાશે?' તેને ખબર નહોતી કે આખા વિશ્વનું પેટ ભરવાવાળા વિશ્વંભર આ જ છે. બાટીઓ તૈયાર થઇ, લક્ષ્મિજીના હાથથી બનેલી તે બાટીઓ આગળ અમૃત પણ તુચ્છ હતું.

ભગવાનની આજ્ઞાથી ત્રણ પાત્રો પીરસાઇ ગઇ, ભગવાને કહ્યું—'ભગતજી ! તું પણ સાથે જ પ્રસાદ લઇ લે.' બોધલાએ વિચાર્યું 'આ બેનુ યે પેટ નહિ ભરાય ત્યાં હું શું ખાઇશ ?' તેણે કહ્યું—'ભગવાન ! તમે અને માતાજી ભોજન કરી લ્યો. હું બચ્યો, વધ્યો, જૂઠન પ્રસાદ લઇ લઇશ.' ભગવાને કંઇ માર્મિક રીતે હસીને કહ્યું

—'બહુ સારૂં.' જગન્નાયક અને જગજ્જનની બન્નેએ પેટભરી ખાધું અને બોધલાના જોત-જોતામાં જ તેઓ અદ્રશ્ય થઇ ગયા.

બોધલાના પાત્રમાં બાટીઓ ભરી હતી. તે આશ્ચર્યમાં ડૂબી ગયો. એને નિશ્ચય થઇ ગયો કે બ્રાહ્મણ રૂપમાં સાક્ષાત્ મારા સ્વામી જ પધાર્યા હતા. તે ગદ્ગદ્ થઇ ગયો અને પ્રસાદ આરોગી સ્તુતિ કરતો મંદિરમાં પહોંચ્યો.

મંદિરમાં જઇ બોધલાએ ભગવાનના દર્શન કર્યા ત્યાં એને સ્પષ્ટ માલુમ પડયું કે ભગવાન મંદ મંદ હસી રહ્યા છે. બોધલાએ ગદ્ગદ્ થઈ કહ્યું—"ભગવાન! ધન્ય છે આપની કૃપાને! તમે પ્રેમની આગળ બીજું કંઇપણ જોતા નથી. તેથી જ તો મોટા મોટા ધનવાનોની વિશાળ ચતુર્વિધ ભોગ્ય સામગ્રી છોડી તમે પ્રેમવશ થઇ મારા ખાલી લોટથી રીઝી ગયા, તમે મને કૃતાર્થ કર્યો."

ભગવાને કહ્યું—'હું તો બધી જગ્યાએ જવા માગું છું, પરંતુ મોટા મોટા જમણવારોમાં મારો ભાવ જ કોણ પુછે છે?' બોધલાએ કહ્યું—'મહારાજ! એમ તે ક્યાંય બનતું હશે?' ભગવાને કહ્યું—'સારૂં, કાલેજ જ તું આ કૌતુક જોઇશ. અમુક શેઠને ત્યાં કાલે હજાર બ્રાહ્મણ જમવાના છે, તેના માટે જાતજાતની મીઠાઇઓ આજથી જ બની રહી છે, બ્રાહ્મણોને નિમંત્રણ દેવાઇ ગયું છે, હું પણ ત્યાં જવાનો છું, તું દૂર ઉભો બધું નાટક જોયા કરજે!' બોધલાએ કહ્યું—"બહુ સારૂં પ્રભુ!"

બીજે દિવસે બરાબર સમય પર બોઘલા ત્યાં જઇ પહોંચ્યા. જુએ છે તો ત્યાં પંગત બેસી ગઈ છે, હજાર પાત્રો પીરસાઇ ગઇ છે, શેઠનો મુનિમ નોતરેલા બ્રાહ્મણોના નામ નોંધમાં જોઇ રહ્યો છે, આમાં કોઇ ફાલતુ માણસ પેસી ન જાય તેની ખબર રાખતા શેઠ ઉભા છે; એટલામાં ત્યાં એક વૃદ્ધ કુબડો બ્રાહ્મણ કેડે એક સણીયાનો ટુકડો લપેટી લાકડીના આધારે ચાલતો આવી પહોંચ્યો. તેણે શેઠજીને કહ્યું—'શેઠજી ! બહુ ભૂખ લાગી છે.' શેઠજીએ કહ્યું—'તને શું નોતરૂં આપ્યું છે ? અહિં તો નોતરેલા બ્રાહ્મણોના સિવાય કોઇ બીજું જમી શકે નહિ.' બ્રાહ્મણે કહ્યું—' શેઠજી ! હું ગરીબ છું, બહુ જ ભૂખ્યો છું, તમારે ત્યાં તો પૂરા હજાર બ્રાહ્મણ જમશે, એક વધુ થઇ ગયો તો શું થયું ? શેઠજીએ ધમકી આપીને કહ્યું-'નહિ, નહિ, એમ વિના બોલાવ્યા આવનાર ભિખારીઓને ખવરાવવા માંડીએ તો પછી ક્યાંથી પુરૂં થાય ? જાઓ, જાઓ, અહિં કંઇ નહિ મળે.' બ્રાહ્મણે કહ્યું—' ભૂખને માર્યે પ્રાણ જાય છે, ચલાતું નથી, હું તો ખાઇને જ જવા માગું છું.' આમ કહી બ્રાહ્મણ એક પાત્ર પર જઇ બેઠો. આ જોઇ શેઠજી ગુસ્સામાં બહાર આવી પોકારવા લાગ્યા—' છે કોઇ ! આ બુઢ્ઢાને પકડી બહાર કાઢો.' જમાદાર દોડ્યો, વૃદ્ધ બ્રાહ્મણને પકડી ઘસડવા લાગ્યો. બ્રાહ્મણે કહ્યું—'ભૂખે મરૂં છું, બાપ્પ દયા કરો.' શેઠજીનો ગુસ્સો બહુ વધી ગયો. તેણે કહ્યું—' કાઢો

એને ધક્કો દઇ બહાર, એનો બાપ અહિં થાપણ મૂકી ગયો છે. તે અહિં લેવા આવ્યો છે. કમબખ્ત ! ક્યાંનો છે ? મહાસેતાન છે. એમને એમ પીરસ્યા ભાણા પર જઇ બેઠો, જાણે બાપનું ઘર ન હોય !, બોધલા દૂર ઉભા રહી આ તમાસો જોઇ રહ્યા છે. શેઠના ચોકીદારોએ બ્રાહ્મણને ઘસેડી બહાર કાઢયો. બ્રાહ્મણ બહાર નિકળી બોધલાની તરફ જોઇ હસ્યા અને બોલ્યા—" જોયું ને ? અહિંઆ અમારા જેવાને કોણ જમાડે છે ? ઠીક, હવે બીજો તમાસો જો. "

જોતજોતામાં બહુ જોરથી આંધી આવી, છાપરા ઊડી ગયા, પાતરો પણ ક્યાંઇ ઉડી ગઇ, સીંકાઇ નષ્ટ થઇ ગઇ. બ્રાહ્મણો જીવ બચાવી ભાગ્યા. શેઠજીનું બ્રાહ્મણ ભોજન નાશ પામ્યું. ભગવાને કહ્યું–' વ્હાલા બોધરાજ ! હું અભિમાની અને દંભી માણસોનું પકવાન પણ ખાતો નથી, મને તો તારા જેવા ભક્તની દીધેલી લૂખી સૂકી રોટી મીઠી લાગે છે, અભિમાનનું ફળ તો તેં જોઇ લીધું. '
બોધલાને ભગવાનની કૃપા પ્રાપ્ત થઇ, તે ન્યાલ થઇ ગયા.

ભગવાનને પ્રણામ કરી બોધલા ત્રીજા દિવસે પોતાના ગામ તરફ ગયા. બે દિવસથી કંઇ ખાધું નહોતું, ભૂખ અને તરસના માર્યા, પ્રાણ વ્યાકુળ થઇ ગયા. વિશ્વંભર ભગવાનથી ભક્તનું દુઃખ જોઇ શકાયું નહિ. એણે તો ભક્તના યોગક્ષેમનો ઇજારો જ લઇ રાખ્યો છે. ત્યાં

એકાએક રસ્તામાં એક સુંદર બાગ બની ગયો. સ્વયં વૈકુંઠનાથ માળી બન્યા અને જગજ્જનની મહાલક્ષ્મિ રૂક્મિણીજી માલણ બની. કુવા પાસે કોષ ચાલી રહ્યા છે. બોધલાએ ત્યાં જઈ જોયું – ' આ નવો બગીચો ક્યારે થયો ? હું આ રસ્તે અનેક વાર આવ્યો ગયો છું, અહિં તો એક ઝાડ પણ નહોતું, માયાને લીધે પાછો વિચાર થયો–' હું ભૂલ્યો હઇશ. ' બોધલા ભૂખ—તરસથી વ્યાકુલ હતા પણ બીજાના બગીચામાં કેમ જવાય ? તેથી દુઃખસુખને સમ ગણનારા બોધલા ભગવન્નામનું કીર્તન કરતા આગળ ચાલ્યા. માલણ બનેલ રૂક્મિણીજી માથે ભાત લઈ નિકળ્યા. એમાં રોટલી, તાજું દૂધ અને જાતજાતના મીઠા ફળ હતાં. જલ્દીથી બોધલા પાસે જઈ, ભાત નીચે ઉતારી માલણે નમ્ર સ્વરથી કહ્યું– ' ભગતજી ! તમે થાકયા હો એમ જણાવ છો, બગીચામાં આવી જરા આરામ કરો, માલિક તમારી ત્યાં રાહ જુએ છે, હું આ બધું લાવી છું, તે ખાઈપી તમે જજો. તમે પંઢરપુરના યાત્રાળુ છો તેથી માલિકે તમને ભક્તિપૂર્વક બોલાવ્યા છે, તે બળદોને સંભાળી રહ્યા છે–નહિ તો તે પોતે આવત, તમારી ચરણરજથી અમારી ઝુંપડી પવિત્ર કરો. બોધલા માના મધુર વચન સાંભળી ગદ્‌ગદ્ થઇ ગયા. તે બગીચામાં ગયા. ચતુર માળીએ તેનો બહુ જ સત્કાર કર્યો, તેમજ રોટલી–દૂધ, ફળ વિગેરે ખવરાવી–ઠંડુ પાણી પાઇ પછી વિદાય કર્યા.

ઓધલા જ્યાં બગીચામાંથી બહાર નિકળ્યા ત્યાં તો આખો બગીચો તેમજ માળી-માલણ જાદુની માફક અદ્રશ્ય થઇ ગયા. ઓધલાને કૃપાનાથની કૃપાનો એક વિશેષ પ્રત્યક્ષ—પરિચય થયો. તે ગદ્‌ગદ્‌ સ્વરે ભગવત્નામ-કીર્તન કરતા ઘેર પહોંચ્યા.

આ વખતે ઓધલાની ખેતી બહુ સારી થઇ. ઘણી જ જાર થઇ છે. ઓધલો ખેતીની રખેવાળી કરે છે એટલામાં જોયું તો કેટલાક પંખીઓ જાર ખાઇ રહ્યા છે. ઓધલા એને ઉડાવવા લાગ્યા પણ બીજી જ ક્ષણે એના મનમાં આવ્યું કે જે ભગવાન એક દાણામાંથી આટલી જાર આપી ખેતર ભરી દીએ છે તેણે જ આ પંખીઓને પણ અહિં મોકલ્યા છે તો પછી હું એને કેમ ઉડાડું ? આમ વિચારી ઓધલા નિશ્ચિંત મનથી બેસી કીર્તન કરવા લાગ્યા. પંખીઓ થોડુંઘણું ખાઇ એની મેળે ઉડી ગયા. થોડીવાર પછી મામાતાઇ ખેતરમાં આવી. એણે જોયું તો ખેતર કાંઇ ખાલી જણાય છે, એટલે જાણ્યું કે સ્વામીએ ભિખારીઓને જારના ડુંડા તોડી આપી દીધા હશે. ઘરમાં ગરીબાઇ તો હતી જ. કંઇ ઓછા વિશ્વાસથી સ્હેજ ખેદ થયો. તેણીએ કહ્યું-તમે આમ ખેતર પણ ભિખારીઓને લૂંટાવી દેશો તો બધા શું ખાશું ? અને વિઘોટી પણ કયાંથી ભરશું ? હવે તમે હાથથી કોઇને કંઇ દીધું તો તમને પંઢરીનાથના સોગન છે, આમ કહેતી સ્ત્રી ચાલી ગઇ.

બોધલા પટેલ ખેતરમાં બેઠા હતા, યાત્રાળુઓનો સંઘ પંઢરપુર જતો હતો, સાધૂ ભૂખ્યા હતા. તેણે કહ્યું–'ભગતજી ! તમે અમને બધાને દુકાળના વખતે બચાવ્યા હતા, આજ અમને બહુ ભૂખ લાગી છે. તમને ઠીક લાગે તો બે–ચાર ડુંડા તોડી દીઓ, અમે આગમાં શેકી ખાઈ લઈશું. બોધલાએ કહ્યું—'મારી સાધ્વી સ્ત્રીએ મને સોગન આપ્યા છે તેથી હું તોડીશ નહિ. તમે પોતે ભલે તોડી લ્યો.' એકદમ રજા મળતાં સાધૂ ખેતરમાં ઘૂસી ગયા, સેંકડો સાધૂ હતા. જરા વારમાં તો ખેતર સાફ થઇ ગયું. બોધલા નિશ્ચિંત મનથી ભગવાનના ગુણ ગાઇ રહ્યા હતા. સાધૂઓ તો ખાઇપી ચાલતા થઇ ગયા. પાછળથી બોધલાનો દીકરો એની મા સાથે આવ્યો અને ખેતરને ઉજડ જોઇ બન્નેને બહુ દુ:ખ થયું પરંતુ તે દુ:ખ ક્ષણિક હતું. જ્યારે તેઓએ બોધલાના મોઢેથી સાંભળ્યું કે પંઢરીના ભૂખ્યા યાત્રાળુએ અન્ન ખાધું છે ત્યારે ખેતરનું અન્ન બહુ સારા કામમાં વપરાણું જાણી તેઓને પણ સંતોષ થયો. ગામમાં ખબર પડી ગઇ કે બોધલાના ખેતરમાં કંઇપણ રહ્યું નથી, લોકો જુદી જુદી જાતની કલ્પના કરવા લાગ્યા, કોઇએ કહ્યું–'બોધલો બહુ ભક્ત છે, તેની ઉદારતાથી ભગવાન તેના પર રાજી છે,' બીજાએ કહ્યું—'ત્યારે તો ભગવાન એને મનમાન્યું આપી દીએ છે. પાંચે આંગળી એકસમાન નથી હોતી–ગામમાં બોધલાની ઇર્ષ્યા કરનારા કોઇ દુષ્ટ પ્રકૃતિના

માણસો પણ હતા. તેમાંથી કોઇએ કહ્યું–'જોઇશું' હવે ભગવાન એને કેમ બચાવે છે. વિઘોટી દેતી વખતે બેટાની આંખ ઉઘડી જશે, દુષ્ટોએ પ્રપંચ રચ્યો, તલાટી પાસે જઇ કહ્યું—જ્યાંલગી બોધલાની વિઘોટી નહિ ભરાય ત્યાંસુધી અમે બધા કંઇ પણ દેશું નહિ, તમે એની વિઘોટી પહેલાં વસુલ કરો. તેઓએ ગામમાં પણ સૌને કહી દીધું કે જે કોઇ અમારા મતને મળતા ન થાય તેણે બોધલાની વિઘોટી ભરી દેવી. અમલદારે બોધલાની પાસે હવાલદારને મોકલ્યો અને વિઘોટી જલ્દી ભરી દેવાનું કહ્યું. બોધલાના ઘરમાં નહોતા રૂપિઆ કે નહોતું કંઇ ઘરેણું તેમજ અનાજે પણ નહોતું, તે વિઘોટી કયાંથી ભરે? કાલનો વાયદો કરી તેણે હવાલદારને કાઢયો. મામાતાઈ પાસે કંઈ પૈસા હતા તે લઈ રાત્રે નગાઉ નામની એક પૈસાવાળીને ઘેર ગયા અને કહ્યું— 'માતા! વ્યાજના પૈસા પહેલાં લઈ મને આટલા રૂપિઆ ઉધાર આપો.' તેણીએ હા પાડી અને કાલ સવારે લઈ જવાનું કહ્યું–તેણીએ જમીનમાં રૂપિઆ દાટી રાખ્યા હતા પણ જ્યારે એને ખબર પડી કે બોધલાના ખેતરમાં કંઈ રહ્યું નથી ત્યારે રૂપિઆ ડૂબી જવાના ભયથી તેનું પણ મન બદલી ગયું, બીજે દિવસે તેણે બોધલાને સારૂ જવાબ દઈ દીધો. ગામમાં બીજો કોઈ શાહૂકાર નહોતો. બોધલા બીજું શું કરે? ચૂપચાપ ભગવાનના' નામ–ગુણોનું ભજન કરના બોધલા રૂપિઆ

ઉધાર લેવા માટે રલેરાસ નામના પાસેના ગામડામાં ગયા. આ તરફ લોકોએ ગડબડ મચાવી દીધી કે "ભોધલો ભાગી ગયો."

હવાલદાર જપ્તી લઇ આવ્યો અને એણે મામા-તાઇને બે બાળકો સહિત ઘરમાંથી બહાર કાઢી તાળું વાસી દીધું અને ગાય-બકરીઓને કબજે કરી લીધા. ભક્તની આ વિપત્તિ ભગવાન પંઢરીનાથ જોઇ શકયા નહિ. એણે ,,ધામણ" ગામના બિઠયા ઢેઢનું રૂપ ધારણ કરી રૂપિઆ લઇ વસુલખાતાના અધિકારી પાસે જઈ પ્રણામ કરી નમ્રતાથી કહ્યું—'સરકાર! આ વિઘોટીના રૂપિઆ મનકોજી ભોધરાજ પટેલે મોકલ્યા છે. આ લઇ રસીદ આપો.' અમલદારે રૂપિઆ લઇ રસીદ આપી દીધી. ઘરનું તાળું ખોલાઇ ગયું—જપ્તી ઉઠી ગઇ. હવે ગામ-વાળાઓને પણ લાચાર થઇ વિઘોટી તરત ભરવી પડી. પરંતુ તેઓને બહુજ આશ્ચર્ય થયું હતું કે આ મુશ્કેલીના વખતમાં ભોધલાને આટલા રૂપિઆ કયાંથી મળી ગયા?

ભોધલાને "રલેરાશ" માં રૂપિઆ ઉધાર મળી ગયા. તે રૂપીઆ લઇ અમલદારની પાસે ગયો અને મોડું પહોંચવાથી તે ક્ષમા-પ્રાર્થના કરવા લાગ્યો. અમલદારે કહ્યું—હમણાંજ તેં મોકલેલા રૂપિઆ "બિઠયો ઢેઢ" દઇ ગયો છે. તારા ઘરના માણસોએ રૂપિઆ મોકલી દીધા હશે, જઇ તપાસ કર.' ભોધલાને વિચાર થયો કે ઘરમાં તો

એક પૈસો પણ ન હતો, ત્યા વિઘોટીના રૂપિઆ કયાંથી આવે ? એણે જઈ ઘરે પૂછયું તો મામાતાઇએ કહ્યુ કે- અમને કાઈ ખબર નથી, અમે તો જાણ્યું કે તમેજ કયાંથી રૂપિઆ લઇ મે કલ્યા હશે એટલે જમી ઉઠી ગઈ.' ત્યારે ખિઠયા ઢેઢને બોલાવી પૂછયું તો એણે કહ્યુ—મારી પાસે તો એક કોડી પણ નથી, હું તે તમારી વિઘોટી કયાંથી ભરૂં તેમજ આજ હુ ઘરથી બહાર પણ નિકળ્યો નથી.' હવે બોધલા સમજી ગયા કે આ બધી લીલા મારા શ્યામસુંદરની છે. બોધલા, મામાતાઈ અને એના બન્ને બાળકો ભગવાનના પ્રેમમાં મસ્ત બની નાચવા લાગ્યા. લોકોએ આશ્ચર્ય પામી આવીને કહ્યું કે બોધલાનું ખેતર જારથી ભર્યું છે

**નોધઃ**—આપણને ભગવાન મળ્યા હોય તેનું એક મૂખ્ય ચિન્હ એ છે કે આપણા જીવનના બધા બનાવો પ્રત્યે આપણુ વલણ ફરી જાય છે. ભગવાન સૌને નિત્ય ચાહે છે, તે આખા જગતનું રક્ષણ કરે છે આપણે આપણને ચાહીએ છીએ તે કરતાં અતિશય વધારે ભગવાન આપણને ચાહે છે તેથી જો ભાગવાનનો નિત્ય સંબંધ અનુભવમા લાવવો હોય તો નીચે પ્રમાણે ૭ પ્રકારની શરણાગતિ રાખવી જોઇએ

૧ ભક્તિને અનુકુળ સ કલ્પ કરવા.
૨ પ્રતિકુળ સંકલ્પનો ત્યાગ કરવો
૩ ભગવાન આપણુ રક્ષણ કરશે એવો વિશ્વાસ રાખવો.
૪ માત્ર ભગવાનનોજ સ્વિકાર કરવો.
૫ ભગવાન સાથે સ ગ કરવો
૬. ભગનવાન તરફ દીનતા રાખવી.

વળી જે આપણુ છે તે ભગવાનનું છે એમ જ્યાંસુધી માની નહિ શકાય ત્યાં સુધી જે ભગવાનનું છે તે આપણું થશે નહિ. બોધલા ભક્તે જે પોતાનુ હતુ તે ભગવાનનું માન્યું હતુ તેથી જે ભગવાનનુ હતું તે તેનુ થઇ ગયું હતું.

૯

## ભક્ત રઘુ કેવટ.



રઘુ કેવટ જાતિનો હતો. તે જગન્નાથપુરીથી દશ કોશપર આવેલા પિપલીચટી ગામમાં રહેતો હતો: એના ઘરમાં વૃદ્ધ માતા અને યુવાન પત્ની સિવાય બીજું કોઇ નહતું. રઘુ રોજ સવારમાં ઊઠી જાળ લઇ જતો અને માછલીઓ પકડી બજારમાં જઇ વેચતો. જે પૈસા મળે તેનો ખાવા-પીવાનો સામાન લઇ તે ઘેર પાછો આવતો. એના પૂર્વ સંસ્કાર સારા હોવાથી તે ધીવરજાતિનો હોવા છતાં તેનું મન વારંવાર ભગવાન તરફ ખેંચાતું અને તે મનમાં ને મનમાં અનેકવાર સર્વ શક્તિમાન અનાથ-નાથ પ્રભુનું સ્મરણ કર્યા કરતો.

માછલીઓ જ્યારે એની જાળમાં પકડાતી અને તરફડવા લાગતી ત્યારે તે બહુ ધ્યાનપૂર્વક તેમના તરફ જોતો, તેના મનમાં દયા આવતી અને આ કામપર

ગ્લાનિ થતી પરંતુ જીવન-નિર્વાહનું બીજું કોઇ સાધન ન હોવાથી આ દયા-ભાવ વિસારવા પ્રયત્ન કરતો, "બધાએ એમ કરે છે, ભગવાને માછલીઓને એ માટે જ બનાવી છે નહિ તો તે ખાવાના કામમાં કેમ આવે ! માછલીઓને સ્પર્શેન્દ્રિય નથી હોતી તેથી એને કાપવામાં દુઃખ થતું નથી." આવા પ્રકારની મચ્છીમારોની દલીલો મનમાં લાવતો, છતાં એનાથી એને સંતોષ થતો નહોતો. ધીરે ધીરે રઘુના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થવા લાગ્યો. એણે એક દિવસે એક લાયક ગુરૂ પાસેથી દીક્ષા લીધી. તુલસીની માળા ગળામાં પ્હેરી. રોજ પ્રાતઃકાળે સ્નાન કરી ભગવાનના નામનો જપ કરવો, ભાગવત સાંભળવું અને સત્સંગ કરવો એ એનું નિત્ય કામ થયું. આમ કરતાં કરતાં એનું અંતઃકરણ શુદ્ધ થતું ગયું. એને પાક્કી ખાત્રી થવા માંડી કે જીવ માત્રમાં ભગવાન બિરાજી રહ્યા છે. હવે જીવ-હિંસાથી એનું મન બહુ જ હઠી ગયું. અગાઉ બહુ જીવ-હિંસા કરી હતી અને હમણા પણ જાતિના ધંધા અંગે તથા ભરણપોષણ માટે તેને મન મારીને પણ થોડી ઘણી હિંસા કરવી પડતી. એના માટે એના હૃદયમાં પશ્ચાતાપની * આગ સળગવા લાગી. એને વિચાર થયો કે—'હું કેટલો બધો પાપી છું કે જેમનો જન્મ જ જીવોને દુઃખ આપવા અર્થે મનાય છે.' તે એકાંતમાં રોઇ ભગવાનને પ્રાર્થના

* પશ્ચાતાપ એટલે જીવનનો ફરી વિચાર કરવો.

કરવા લાગ્યો. હાય ! દીનાનાથ ! તમે મને શું કામ આ ધીવર—જાતિમાં જન્મ દીધો ? જીવહત્યા જ મારી જીવિકા છે. હાય ! હાય ! મારી શું ગતિ થશે ?

બિચારી ગરીબ માછલીઓ ! જ્યારે હું તેમને જાળમાં પકડું છું અને કાપું છું ત્યારે તે કેટલી તરફડે છે. મને નિર્દયને એની દશાપર જરાપણ વિચાર આવતો નથી. હે દયાનય ! કોણ જાણે મારો નિવાસ કેવા ભયાનક દુઃખદાયી નરકોમાં થશે, શું આ હિંસાથી મારા પાપી થયેલા હૃદયમાં કદી તમારો નિવાસ નહિ થાય ? શું તમે આ પાપીપર દયા ન કરી શકો ? પ્રભો ! તમે પતિતપાવન છો, કૃપા કરી આ અધમને પાપમાંથી છોડાવી અપનાવો. રઘુ પશ્ચાતાપભર્યા હૃદયથી વારંવાર આવા પ્રકારની કરૂણ પ્રાર્થના કરતો. સાચી પ્રાર્થનામાં બહુ બલ હોય છે. રઘુના અંતઃકરણમાં દૈવીભાવ આવી ઘર કરવા લાગ્યા. હવે માછલી પકડવાનું કામ એનાથી થઇ શકયું નહિ. ધીરે—ધીરે તે કામ એના હાથથી આપ છૂટી ગયું. જીવોના દુઃખથી દુઃખી થતો રઘુ પોતાના તેમજ કુટુમ્બના ભૂખના દુઃખની વાત ભૂલી ગયો. કેટલાક દિવસ તો અગાઉ એકઠા કરેલા દાણાથી રઘુનું કામ ચાલ્યું પણ તે સંચય કયાં સુધી ચાલે ! થોડા જ દિવસમાં અનાજ ખૂટી ગયું, ઉપવાસ થવા લાગ્યા પણ ઉપવાસપર કેટલા દિવસ માણસનું જીવન ટકી શકે ? ઘરમાં રાડ પડી ગઇ. રઘુ પેટની ભૂખ અને

માતા તથા પત્નીના તિરસ્કારથી બહુ નિરાશ થયો. માતા તથા પત્નિના દુઃખે એનું હૃદય પીગળ્યું, બિચારો શું કરે ? આખર હારી એણે વજ્ર જેવું હૃદય કરી જાળ લીધી અને તળાવની તરફ ચાલ્યો. મનમાં બહુ જ દુઃખ થઇ રહ્યું હતું. એણે ભગવાનને મનમાં જ કહ્યું—'હાય ! પ્રભુ ! શું આ અધમ કેવટને માટે જીવન—નિર્વાહનો બીજો કોઇ ધંધો ન મળી શકે ? હે દીનબંધુ ! હું શું કરૂં ? મને મારી ફિકર નથી, વૃદ્ધ માતા અને નિરપરાધી અબળા સ્ત્રીનું દુઃખ મારાથી જોઇ શકાતું નથી, હું જીવું છું ત્યાંસુધી તેમને મારાથી કેમ છોડી શકાય ? તમે જ શાસ્ત્રોમાં કુટુમ્બના ભરણપોષણની આજ્ઞા કરી છે, અમારા લોકનું ભરણપોષણ જીવહિંસા કર્યા વગર થતું નથી, હવે હું શું કરૂં ?'

આમ પ્રાર્થના કરતાં કરતાં રઘુ એક તળાવે જઈ પહોંચ્યો અને ઇચ્છા નહિ છતાં માતા અને સ્ત્રીના દુઃખથી દુઃખી થતાં તેણે ભગવાનનું નામ લઇ જાળ પાણીમાં નાંખી, થોડા વખતમાં જાળમાં એક મોટી લાલ માછલી આવી તરફડવા લાગી, એને તરફડતી જોતાં રઘુના દુઃખનો પાર નહિ રહ્યો. તે માથાપર હાથ મૂકી વિચાર કરવા લાગ્યો "હાય ! હું મહાન પાપી છું, પાપી પેટખાતર જીવોને હું કેટલું દુઃખ આપું છું !" એટલામાં જ એને એ વાત યાદ આવી ગઇ કે સર્વ જીવોમાં ભગવાન રહ્યા છે. તે ભાવમગ્ન થઇ ગયો. તે

માછલીમાં તેને ભગવાન દેખાવા લાગ્યા. તેણે કહ્યું–'આ તો શંખાસુરને મારવાવાળા સાક્ષાત્ મત્સ્ય ભગવાન છે ત્યારે કોઇ એનો વધ કેમ કરી શકે ? આ વખતે જ એની ભૂખી મા અને સ્ત્રીની કરૂણામૂર્તિ એની આંખો સામે ખડી થઇ, તે તેમના દુઃખને જોઇ વ્યાકુળ બન્યો. એણે છાતી મજબૂત કરી માછલીને જળમાંથી બહાર કાઢી અને જમીનપર રાખી કહેવા લાગ્યો–હે મત્સ્યરૂપધારી ! મારા દુઃખની વાત સાંભળ. હું ધીવર છું, માછલી મારવાનો મારો સ્વભાવ છે, તે કોઇ રીતે બદલાતો નથી, તેથી તને આજ મારવી પડે છે. તું કદી મત્સ્યાવતાર લેનારો હરિ હો અગર બીજો કોઇ હો. મારા હાથથી આજ તું બચી નહિ શકે. મારો આ સ્વભાવ તેં જ બનાવ્યો છે અને તારા જેવા જીવો મારી મારીને પેટ ભરવાની વ્યવસ્થા પણ તારાથી જ થઇ છે, આમ કહી રઘુ બે હાથથી જોરથી માછલીનું મ્હોં ફાડવા લાગ્યો. તે વખતે એક અદ્ભુત ચમત્કાર થયો. રઘુને એના અંદરથી સ્પષ્ટ અવાજ સંભળાયો. 'રક્ષા કર, નારાયણ ! રક્ષા કર.' રઘુ ચકિત થઇ ગયો. તેનું મન બદલી ગયું. અપૂર્વ આનંદથી તેનું હૃદય ભરાઇ ગયું. તે માછલીને લઇ એક ઘોર જંગલમાં ચાલ્યો. ત્યાં એક પર્વત હતો. પર્વતમાંથી નાના મોટા સેંકડો ઝરણાં વહી રહ્યા હતા. તે ઝરણાંના જલથી ત્યાં ઘણા જળના કુંડ ભર્યા હતા. રઘુએ ત્યાં જઇ એક મોટા કુંડમાં માછલીને છોડી દીધી

જળ મળવાથી માછલીને જેટલો આનંદ થયો તેનાથી એ અધિક આનંદ અને સંતોષ રઘુને થયો. રઘુ ભગવાનના પ્રેમમાં પાગલ જેવો બની ગયો. માતા અને સ્ત્રીને ભૂખથી તરફડતા ઘેર છોડી આવ્યોછું તે વાત પણ તે ભૂલી ગયો. રઘુ ત્યાં બેસી હાથ જોડી કહેવા લાગ્યો—'માછલીના અંદરથી આ પ્રિય નારાયણનું નામ મને કોણે સંભળાવ્યું, તે મને એકવાર દર્શન કેમ દેતા નથી ? માત્ર શબ્દ–રૂપ દર્શનથી જ કામ ચાલશે નહિ, સાક્ષાત્ પોતાની દિવ્યમૂર્તિના દર્શન કરાવવા પડશે. તારો અમૃતમય સ્વર સાંભળી હું સમજી ગયો છું કે તું બહુ જ સુંદર છે. હવે તું કૃપા કરી તારી અસીમ સૌંદર્યમયી છબી મને જલ્દી દેખાડ, એકવાર તો દેખાડી જ દે. હું અહિં પણ લઉં છું કે તારા દર્શન થયા વિના હું અહિંથી નહિ ઉઠું.' આમ કહી રઘુ 'નારાયણ' મંત્રનો જપ કરવા લાગ્યો. ત્રણ દિવસ વીતી ગયા પરંતુ રઘુ નામ સ્મરણમાં એટલો તલ્લીન થઇ ગયો હતો કે કેટલો સમય થઇ ગયો તેનું તેને ભાન જ ન રહ્યું. રાતદિવસ ભૂખ અને તરસથી અજાણ રઘુ નારાયણના ધ્યાનમાં તન્મય થઇ ગયો. અંતર્યામી ભગવાનથી કંઇપણ છૂપું રહેતું નથી, તે ભાવના ભુખ્યા છે. જ્યાં સાચો ભાવ દેખે છે ત્યાં તે ચાલ્યા આવે છે. આજ 'નારાયણ' એક વૃદ્ધ બ્રહ્માણના રૂપે રઘુની સામે પ્રગટ થઇ રઘુને પોકારી કહેવા લાગ્યા "અરે તપસ્વી

તું કોણ છે ? આ ઘોર વનમાં એકલો શું કામ તપસ્યા કરી રહ્યો છે ? તારું નામ શું છે ? તું કઇ જાતિનો છે અને કયાં રહે છે ? અહિં કયારે અને કેમ બેઠો છું ? ”

ભગવાનના વચન સાંભળતા જ રઘુની આંખો ખુલ્લી ગઇ તેણે પોતાની પાસે એક વૃદ્ધ બ્રાહ્મણને ઉભેલો જોઇ પ્રણામ કરી કહ્યું–‘ બ્રાહ્મણ દેવતા ! તમારા ચરણોમાં આ દાસ પ્રણામ કરે છે. હું કોણ છું ? શું કામ બેઠો છું ? આ બધી બાબતો જાણવાનું તમને શું પ્રયોજન છે ? તમે તમારે રસ્તે પડો, વાત કરવાથી મારા કામમાં વિઘ્ન આવે છે, તો ક્ષમા કરી પધારો ’ રઘુની વાત સાંભળી બ્રાહ્મણવેશે ભગવાને કહ્યું–‘ ભાઇ હું તો ચાલ્યો જઇશ પણ તું એટલો તો વિચાર કર, કયાંય માછલીની અંદરથી કોઇ બોલી શકે છે ? માછલીની બોલી પણ મનુષ્યના જેવી તો નથી, તને કંઇ ભ્રમ થયો છે. જ્યારે કોઇ ચીજ છે નહિ ત્યારે દર્શન કોના થાય ? તું અહિં ખાલી શું બેઠો છે ? રઘુને બ્રાહ્મણના વચન સાંભળી બહુ આશ્ચર્ય થયું, તેને વિચાર આવ્યો–‘ માછલીની ઘટના આણે કેવી રીતે જાણી અને જાણી તો ફરી તે આવી વાતો શું કામ કરે છે ? કદાચ મારી પરીક્ષા કરતા હોય. કંઇક વિચારી રઘુએ કહ્યું–‘ મહારાજ ! હું શું એ વાતને નથી જાણતો ! કે એક પ્રભુ જ સર્વ જીવોમાં વ્યાપેલ છે. વ્યાપેલ છે ઉપરાંત તે અનેક રૂપોમાં પ્રગટ થઈ રહ્યા છે. સમજો કે હું મહા પાપી છું,

જીવોના લોહીથી મારા હાથ અને મારૂં હૃદય રંગાયા છે, આમ છતાં શું ભગવાન મારા જેવા પાપીપર દયા નથી કરતાં? તમે કહો માછલીની બોલી મનુષ્યના જેવી નથી તે ઠીક છે, પરંતુ એ તો બતાવો—માછલીના શરીરમાંથી કોણ બોલી રહ્યું છે? એ બોલનારા તો મારા પ્રભુ જ છે, તે કઇ બોલી નથી બોલી શકતા? શું તમે મારી પરિક્ષા કરી રહ્યા છો? પ્રભો! કૃપા કરી મને એવો ઉપાય બતાવો કે જેથી મને તે સર્વ વ્યાપક કરૂણામય ભગવાન નારાયણના પ્રત્યક્ષ દર્શન થાય. તમે જ તો તે નારાયણ નથી ને? મને ભ્રમમાં નાંખો નહિ, નાથ! પ્રગટ થાઓ હવે, શું કામ આ અધમને તલસાવો છો? ભક્તની અચલ ભક્તિ જોઇ ભગવાન બહુજ પ્રસન્ન થયા. તેની આંખોમાં પ્રેમાશ્રૂ છલકાયા અને રઘુ કેવટને કૃતાર્થ કરવાને તે ગંભીર સ્વરે બોલ્યા—"બેટા રઘુ! તારી એક નિષ્ઠાને ધન્ય છે, હું તારી ખાતરજ વૈકુંઠ છોડી આ નિર્જન વનમાં દોડી આવ્યો છું, મેં જ માછલીના અંદરથી તને નારાયણ નામ સંભળાવ્યું હતું. બોલ! હવે તને વિશ્વાસ થયો કે નહિ?"

રઘુએ કહ્યું–'ભગવાન! તમે જે કહો છો તે બધું સત્ય છે પરંતુ હું તદ્દન અજ્ઞાની છું. મને હજુ તમારી ભક્તિના પ્રતાપથી તે દિવ્યનેત્ર નથી મળ્યા કે જેથી હું તમને પ્રત્યેક રૂપમાં ઓળખી શકું. મારી સામે તો તમે તમારા તે શંખ–ચક્ર–ગદા–પદ્મધારી ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ

થાઓ. હે દયાનિધે ! હું અંધ છું મારૂં હૃદય પાપ કલુષિત છે, મને ભક્તિરૂપી આંખ આપો અને પડદો દૂર કરી તમારૂં દિવ્યદર્શન કરાવો. તમે માછલીના વેશમાં દર્શન દઇ મને મારા ઘરબાર, કુટુમ્બ, દેશ, આહાર, નિદ્રા આદિના બંધનમાંથી છોડાવ્યો, હવે બ્રાહ્મણવેશમાં દર્શન દઇ શું પ્રાણ છોડાવવા માંગો છો? સારી વાત છે. જ્યાં લગી તમારા વૈકુંઠ વિહારી સ્વરૂપનું દર્શન નહિ થાય ત્યાંલગી હું અન્ન, જલ ગ્રહણ નહિ કરૂં.

હે કરૂણામય ! જ્યારે તમે સ્વભાવિક કરૂણાની પ્રેરણાથી જાતિ, કુલ, શૌચ, સદાચાર અને પુણ્ય આદિનો વિચાર નહિ કરતાં આ અધમને અપનાવ્યો છે, ત્યારે પછી તમારી વિશ્વમોહિની મૂર્તિના દર્શન કરાવવામાં કેમ અચકાવ છો? આમ કહેતાં કહેતાં રઘુ ભગવાનના ચરણોમાં લોટી પડયો.

ભક્તની પ્રેમભરી વાણી સાંભળતાં જ ભગવાને પોતાના દિવ્ય ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થઇ તેને દર્શન દીધું અને વર માંગવાનું કહ્યું. ભક્તવત્સલ ભગવાનના દિવ્ય-દર્શન પામી રઘુ કૃતાર્થ થઇ ગયો. મુગ્ધ હૃદયે એક દૃષ્ટિ લગાવી તે દિવ્ય રૂપસુધાનું પાન કરવા લાગ્યો. વરદાન શું માંગે! તેના નેત્રોમાંથી આનંદના આંસુ વહાવતાં તેણે ગદ્ગદ્ વાણીથી કહ્યું–' અહો ! હું બહુ જ અડભાગી છું. મારા સરખું ભાગ્યવાન જગતમાં બીજું કોણ

છે? દેવતા પણ જેના દર્શનને ઝંખી રહ્યા છે તેજ વૈકુંઠનાથ પ્રભુ હું અધમ હિંસાજીવી ધીવરને માટે પથ્થર-કાંટાભર્યા આ ઘોરજંગલમાં ઉભા છે, આનાથી અધિક દયા બીજી શી હોય ?

ધન્ય છે પ્રભુ! તમારી કરૂણાને અને ભક્ત-વત્સલતાને હવે મારે બીજું શું માંગવાનું અને પામવાનું રહ્યું ? તમે આશીર્વાદ દીઓ કે જેથી મારૂં હૃદય નિરંતર તમારા ધ્યાનમાં જ તલ્લીન રહે અને આ નેત્ર સદા-સર્વદા સર્વત્ર તમારી દિવ્યમૂર્તિનું દર્શન કર્યા કરે.

ભગવાને બીજું પણ વર માગવાનું કહ્યું. ત્યારે બિચારો રઘુ શું કરે ? એણે વિચાર કર્યો. ભક્તિ તથા ભગવાનના દર્શનથી અધિક વરદાન બીજું કયું હોય! આ બન્ને વસ્તુ તો ભગવાને દયા કરી દીધી જ છે. હવે હું શું માગું? હા! મારો જીવ-હિંસાનો સ્વભાવ બદલી જાય એ બહુ આવશ્યક છે. જો કે આજ મારા મનમાં જીવહિંસાની ભાવના પણ નથી, પરંતુ જાતિ સ્વભાવ તથા પૂર્વાભ્યાસથી કદાચિત ફરી કોઇ કુકર્મ થઇ જાય એટલા માટે આ સ્વભાવજ બદલી નાંખવો જોઇએ. તે વિચારી તેણે કહ્યું, પ્રભો ! માંગવાનું તો કંઇ પણ રહ્યું નથી પરંતુ તમારો આગ્રહ છે તો હું એક બહુ નજીવી ચીજ માંગુ છું, હું ધીવર જાતનો હોવાથી માછલી મારવાનો જ મારો વંશગત સ્વભાવ છે, અમારા લોકોને બીજી વાત

સુઝતી જ નથી. જે બિચારા ભૂલમાં પડેલા લોક તમારા નામપર અથવા તમારી જ માતૃમૂર્તિ જગજ્જનનીના નામપર યજ્ઞ કે પૂજામાં મૂંગા પશુઓનો હોમ કરે છે તે તો કામનાને વશ થઇ પાપાચરણ કરે છે. તેઓ એ વાત ભૂલી જાય છે કે કોઇ પોતાનું જ અંગ કપાયાથી પ્રસન્ન થાય તો ભગવાન પણ જીવોની હત્યાથી પ્રસન્ન થઈ શકે. એના માટે તે જીવહત્યા કરે છે પરંતુ અમારા લોકનો તો ધંધો જ એવો છે. પ્રભો! મારો આ સ્વભાવ જ નિકળી જાય, ભોજનની ખાતર મારે કદી જીવહિંસા ન કરવી પડે અને અંતકાળમાં આ જીભ તમારૂં નામ રટતી રહે તથા તે વખતે તમારૂં દિવ્યસ્વરૂપ દૃષ્ટિ સામે દેખતાં દેખતાં જ મારો પ્રાણ નિકળે; બસ, આટલું જ વરદાન દીઓ.' ભગવાને ભક્ત રઘુના મસ્તકપર હાથ રાખી 'તથાસ્તુ' કહ્યું. ભક્ત હરિ હરિ પુકારતો બેશુદ્ધ થઇ ગયો, ભગવાન પણ અંતર્ધાન થઇ ગયા.

પ્રભુના અંતર્ધાન થવાથી ભક્તને એકવાર તો બહુ દુઃખ થયું, પરંતુ તેને તો હવે સર્વત્ર પ્રભુ દેખાવા લાગ્યા. પારસના સ્પર્શથી લોઢું સોનું થઇ જાય છે, તેવી રીતે ભગવાનના સ્પર્શથી રઘુ આનંદમય બની ગયો. તે હરિનું નામોચ્ચારણ કરતો હરિમય બનેલો ભગવાનની પ્રેરણાથી ઘેર પહોંચ્યો. ઘેર પહોંચતાં જ ગામના લોકો એને ઠપકો દેવા લાગ્યા. લોક કહેવા

મંડયા-' તું બહુ જ મૂર્ખ અને નિર્દયી છે, બિચારી અબળાઓને છોડી તું કયાં મરી ગયો હતો ? હરિ હરિની બૂમો પાડે છે, જોઇશું હરિ તારૂં પેટ ભરી દેશે તે. બિચારા જમીનદાર સાહેબ નહિ હોત તો આ બન્ને સ્ત્રીઓ ભૂખે મરી જાત. તારા મનમાં જરાપણ દયા નથી. જરા જોતો ખરો તારા માટે રોતા રોતા આ અબળાઓની શું દશા થઇ છે. ? રઘુએ ઇશ્વરને ધન્યવાદ દીધો. અને વિચાર આવ્યો કે, હું ઘરમાં રહ્યો હત તો જમીનદાર સાહેબ મારો ભાવ પણ કદી પૂછત નહિ. મારી પાછળ તેણે બન્ને અબળાઓ માટે અન્નની યોગ્ય ગોઠવણ કરી દીધી, આ બધું મારા પ્રભુની પ્રેરણાથી જ થયું છે.

રઘુએ કોઇને કંઇ જવાબ આપ્યો નહિ. લોકો પોત-પોતાના મનમાં ઉભરા કાઢી ચાલતા થયા. રઘુએ માતાના ચરણમાં પ્રણામ કર્યો. માતા અને પત્ની ગૂમાવેલા વ્હાલા પુત્ર અને પતિને પામતાં આનંદ વિહ્‌વલ બની ગયા. રઘુ હરિસ્મરણ કરવા લાગ્યો. તેમને પણ ભગવાનનું નામ જપવાનું કહ્યું. આ વખતે રઘુનું પૂરૂં પરિવર્તન થઇ ગયું હતું માતા અને પત્નીપર પણ તેના વચનનો બહુ પ્રભાવ પડયો, તેઓ પણ શ્રી ભગવાનના નામનો જપ કરવા લાગ્યા.

રઘુ દરરોજ બહુ વ્હેલો ઉઠી શૌચ-સ્નાન કરતો અને ભગવાનનું ભજન કરતો, પછી કીર્તન કરતો, ગામમાં ઘુમતો કોઇ પાસેથી કંઇ માગતો નહિ, પરંતુ લોકો સ્વાભાવિક જ

તેના તરફ આકર્ષાતા અને તેને બોલાવી-બોલાવી દેવાનું ઇચ્છતા. આ એ અંતર્યામીનીજ પ્રેરણા હતી. રઘુને પ્રતિદિન માંગ્યા વિના જ ત્રણે જણાને પૂરતી ભોજન સામગ્રી અનાયસે મળી જતી. રઘુ તે લઇ માતાને દઇ દેતો. પુત્રને આવી રીતે આવા ન્હાના ગામમાંથી દરરોજ વિના માંગે આવશ્યક ભોજન સામગ્રી મળી જતી હતી એ જોઇ માતાના મનમાં બહુ આશ્ચર્ય થતું, આનંદ પણ થતો. માતા અને પત્ની મળી ભોજન બનાવતા. ઠાકુરજીને ભોગ લગાવી પ્રસાદરૂપે ત્રણે જણ ભોજન કરી પ્રસન્નતાપૂર્વક ભગવાનનું ભજન કરતા. ભક્ત રઘુ હવે પૂર્ણ સાધુ સ્વભાવનો થયો છે. કોઇને કંઇ કહેવું નહિ તેમજ કંઇ સાંભળવું નહિ. કોઇના મનમાં ઉદ્વેગ થાય એવી કોઇપણ ક્રિયા કરવી નહિ. દિવસરાત શ્રી હરિનું નામ-કીર્તન કરવું અને ભગવાનમાં મન જોડી રાખવું એજ એનું કામ થઇ રહ્યું. નામ-કીર્તન કરતાં કરતાં રઘુને પ્રેમ-સમાધિ થઇ જતી, ગામના કેટલાક દુષ્ટ બાળકો રઘુની છેડ કરતા, તેની પાછળ પાછળ દોડતા, પરંતુ રઘુ કંઇપણ જવાબ દેતો નહિ. આથી છોકરાઓ ઉલટા જોરમાં આવ્યા. કેટલાક દુષ્ટ છોકરા ગાળો દેવા લાગ્યા અને કોઈ પાણા ફેંકવા મંડયા. રઘુ તો પર્વત સમો અચળ રહ્યો. કોઈ કંઈપણ કરે તેની તે પ્રેમસિન્ધુમાં ડૂબેલને તો કંઈ ખબર રહી નહિ. રઘુની એવી સ્થિતિ થઈ ગઈ કે જ્યારે તેને બાહ્ય જ્ઞાન રહેતું હતું ત્યારે પણ તેને ગાળ કે મારની અસર

થતી નહોતી. ક્રોધ, ક્ષોભ અને દુઃખ જાણે એના હૃદયમાંથી સદાના માટે પલાયન થઈ ગયા હતા. પછી પ્રેમસમાધિની અવસ્થામા જ્યારે બહારનું ભાન જ નહોતું રહેતું ત્યારે તો ક્રોધ કે ક્ષોભ થાય જ કયાથી? પરંતુ રઘુની આ ઉદાસીનતાથી છોકરાનો ઉપદ્રવ બહુ વધી ગયો. કોઇ કારણ વિના જ રઘુને સતાવવો, મારવો, એ ગામના દુષ્ટ છોકરાની એકજાતની રમત થઈ પડી. રઘુ જ્યાં જાય, ત્યા તેની પછવાડે છોકરાઓની ટોળી જવા લાગી. સારા છોકરા તો માત્ર દાંત કાઢી અટકી જતા પણ બદમાશોને ધૂળ–પત્થર ફેંકયા વિના મઝા પડતી નહિ.

ગામના સારા માણસો છોકરાઓને એમ નહિ કરવા રોકતા ત્યારે સારા છોકરા તો ખમી જતા હતા પરંતુ તોફાની છોકરા કોઈનું પણ માનતા નહિ. એક દિવસ રઘુ ગામમાંથી ભીખ લઈ પોતાને ઘેર જઈ રહ્યો હતો. ત્યાં કોઈ દુષ્ટ છોકરાએ પાછળથી આવી તેની પીઠપર એક કાંટાવાળી લાકડી મારી રઘુએ કંઈપણ કહ્યું નહિ, ત્યારે છોકરાએ લાકડી ફેરવી ફેરવી મારવા માંડયું. રઘુનું શરીર લોહીલોહાણ થઈ ગયું. લોહીની ધારા વહેવા લાગી તોપણ રઘુએ મોંમાંથી એક પણ શબ્દ કાઢયો નહિ. પરિક્ષા થઇ ચૂકી ત્યારે ભક્તના યોગક્ષેમનું વહન કરનારી ભગવતિ શક્તિએ પોતાનું કામ કર્યું. રઘુ જરા દૂર ગયો કે તેને મારનાર છોકરો બેહોશ થઇ જમીનપર જઈ પડયો અને ત્યાંજ

એના પ્રાણપંખેરૂ ચાલ્યા ગયા. લોકો એકઠા થઇ ગયા. કેટલાક લોકોએ તેને ઘેર જઇ માબાપને ખબર દીધી. ઘરના માણસો ત્યાં દોડી આવ્યા. છોકરાને ઘડીએ ઘડીએ ઉઠાડી, બેસાડવાની મહેનત કરી. આખર નાકે રૂ રાખી જોયું તો માલુમ પડયું કે શ્વાસ જ નથી. માબાપ રોવા લાગ્યા, હાહાકાર મચી ગયો પરંતુ એથી શું થાય ? માતાપિતાને પોતાના છોકરાનો દુષ્ટ સ્વભાવ અને નિર્દય આચરણોની પહેલેથી જ ખબર હતી. એઓએ ધાર્યું કે અવશ્ય નિરપરાધિ ભક્ત રઘુને મારવાનું જ આ ફળ છે. ગામના લોકોએ પણ એકી અવાજે એમજ કહ્યું. અંતમાં સર્વે જણાએ એ નિશ્ચય કર્યો કે "રઘુને ઘેર જઇ એની પ્રાર્થના કરવી, ભક્ત બહુજ કોમળ-હૃદયના હોય છે તેનું ચિત્ત બીજાનું દુઃખ જોઇ એકદમ પીગળી જાય છે, રઘુ મહાન ભક્ત છે. જો તે બાળકનો ગુન્હો માફ કરે તો તે જરૂર જીવતો થઇ ઉઠશે એમાં કાંઇ શક નથી." આમ વિચારી બાળકના માતાપિતા બીજા માણસો સાથે મૃત શરીરને લઇ રોતા રોતા રઘુને ઘેર આવ્યા અને બન્ને વૃદ્ધ સ્ત્રી પુરૂષ રઘુના ચરણોમાં પડી દીન વાણીથી કહેવા લાગ્યા–ભક્ત રઘુ ! આજ અમે ઘણા જ દુઃખી છીએ, અમે જાણીએ છીએ કે અમારો દીકરો ઘણો જ દુષ્ટ હતો અને તેણે તમને જે તકલીફ આપી છે તે કદી ક્ષમા કરવા લાયક નથી, પરંતુ અમે માબાપ એના વગર આજે તદ્દન નિરાધાર થઇ ગયા છીએ.

અમારા અંધોની તો તે એકની એક લાકડી હતી. તેની દુષ્ટતા જોતાં તો અમે તને મ્હોં પણ દેખાડી શકીએ નહિ પરંતુ તારી દયાળુતાપર ભરૂસો રાખી અમે તારી સામે રોઇ રહ્યા છીએ. હવે તું તારી મોટાઇપર નજર કરી આ મૂર્ખ બાળકનો અપરાધ માફ કર અને અમને પ્રાણ દાન દે, આ બાળક નહિ જીવે તો અમે બન્ને પણ જીવી નહિ શકીએ. તું ભક્ત છો. તારે કોઇ શત્રુ-મિત્ર છે નહિ તો પછી આ બાળક પર આટલી કઠોરતા કેમ થઇ?

રઘુ વૃદ્ધ દંપતીને ચરણોમાં પડતા જોઇ અને તેમનું કરૂણ રૂદન સાંભળી ચકિત થઇ ગયો. તેને હજુ સુધી ખબર નહોતી કે તેને મારવાવાળો છોકરો મરી ગયો છે. આ બધી વાત સાંભળી રઘુએ કહ્યું'-હેં હેં'-તમે આ શું કરી રહ્યા છો? હું અધમ કેવટ છું, મારા પગે હાથ ન અડાડો ', આમ કહી બહુ વિનય સાથે રઘુએ એમને ઉઠાડી બેસાડયા અને કહ્યું-તમે આ શું કરો છો? મેં તો કદી એવું ઇચ્છયું નથી કે તમારૂં બાળક મરી જાય, અને કદી મારા કારણે જ એનું મૃત્યુ થયું છે તો ખરેખર હું બહુજ અપરાધી છું, આ અપરાધથી મારો કેમ છૂટકારો થશે? તે વાત સાચી છે કે તેણે મને માર્યો હતો પરંતુ એમાં એની શું કસુર હતી! પોતાના કર્યાં કર્મ રૂપી કારણ વિના ઇશ્વરના રાજ્યમાં કોઇને કંઇ દંડ મળતો નથી. મને જે આ શારીરિક દંડ મળ્યો

તે જરૂર મારા કોઈ પૂર્વના કરેલા કર્મનું જ ફલ છે; તે તો બિચારો કેવલ મૂર્ખતાવશ નિમિત્ત બની રહ્યો હતો. હા ! પરમેશ્વર ! હું કેવો અન્યાયી અને પાપી છું કે મારા અધમના અંગે આ વૃદ્ધ સ્ત્રી-પુરુષોપર મહાન્-દુઃખ આવી પડયું છે; તે બાળકદ્વારા મારાપર માર પડતો હતો, તે વખતે મારા મનમાં તેના તરફ કદી ખરેખર કાંઇ દ્વેષ ન થયો હોય તો હે પ્રભુ ! દયા કરી બાળકને જીવતદાન દેજો.' આમ કહેતાં કહેતાં રઘુની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી, તેણે પ્રેમાવેશમાં કહ્યું-'ભાઇઓ ! આવો, આપણે સર્વ મળી શ્રીહરિના નામની ધૂન લગાવીએ અને બાળકને ઊભો થવાનું કહીએ. આવું સાંભળી સર્વ મળી હરિકીર્તન કરવા લાગ્યા. મૃત બાળકની ચારે બાજુ ફરતાં ફરતાં ગામના બધા માણસો કીર્તન કરવા લાગ્યા, રઘુ કેવટ પ્રેમમાં પાગલ બની નાચવા લાગ્યો અને સૌ મળી બાળકને પોકારી પોકારી ઊભો થા એમ કહેવા લાગ્યા. ભક્તની દૃઢભાવના, ભગવત નામનું મહાત્મ્ય અને ભક્તવત્સલ ભગવાનની કૃપાથી જોત-જોતામાં બાળક અંગ મરડી નિંદ્રામાંથી જાગ્યા માફક ઊઠી બેઠો થયો, બાળકને જીવતો જોઇ માતાપિતાને જે આનંદ થયો તેની તો કંઇ સીમા ન રહી. હવે સર્વ માણસો પ્રેમમાં મસ્ત બની પરમ-ઉલ્લાસથી- હરિહરિની ધૂન કરવા લાગ્યા, દુષ્ટ બાળકની બુદ્ધિ પણ ફરી ગઇ, તે પણ હરિકીર્તનમાં મસ્ત

બની ગયો. આનંદનો સાગર ઉલટયો, સહુ લોક પ્રેમાનંદ-સુધાનું પાન કરી મસ્ત બની ગયા, થોડા વખત બાદ રઘુએ સહુને ભગવત-પ્રેમનો ઉપદેશ આપી પોતપોતાને ઘેર જવાનું કહ્યું. લોકો વિસ્મય અને આનંદમાં ડૂબેલા ઘેર ગયા. આ તરફ રઘુ ભગવાનના ભજનમાં તલ્લીન બની ગયો. ભગવત-ભજનના પ્રતાપથી રઘુમાં એટલી શક્તિ આવી ગઈ કે એના મોઢામાંથી જે કંઇપણ નિકળી જતું તે સત્ય થઇ જતું. ધીમે ધીમે દેશભરમાં રઘુ કેવટની ખ્યાતિ વધી ગઇ, સર્વ કોઇ તેને મહાન ભક્ત અને વચન સિદ્ધિ મહાત્મા માનવા લાગ્યા, કીર્તિ વધતાંની સાથે જ જૂદી જૂદી કામનાવાળા સ્ત્રી-પુરુષોની ભીડ તેના દર્શનાર્થે ઘરપર થવા લાગી. રઘું આ પ્રંપચથી ભરાઇ ગયો; ખરેખર પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ પ્રભુના ભજનમાં મોટા શત્રુ છે. જે પ્રભુનું ભજન ઇચ્છે છે, પ્રભુને પ્રાપ્ત કરવા માગે છે તેના માટે તો તે મહાન હાનિકારક અતંરાય જ છે પરંતુ સિદ્ધ પુરુષોના માટે પણ પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિનો ત્યાગ જ પરમ આદર્શ ગણાયો છે. જે સાધક પ્રતિષ્ઠાના ચક્કરમાં પડી જાય છે તેના ભજન-ધ્યાન સાવ છૂટી જાય છે, તે ભગવતપ્રાપ્તિના માર્ગથી સર્વથા અલગ પડી બહુ દૂર થઇ જાય છે. રઘુ કેવટ મહાભાગ્યશાળી હતો; તેથી તેણે લોક-પ્રતિષ્ઠાને શૂકરી-વિષ્ટાસમાન ગણી સર્વથા છોડી દીધી હતી; તે ઘર તજી નિર્જન એકાંત સ્થાનમાં રહેવા લાગ્યો. હવે એના ચોવીસ કલાક કેવળ શ્રીભગવાનના ભજનમાં જ

વીતવા લાગ્યા, પોતાના આરાધ્ય પ્રભુના પ્રેમમાં નિમગ્ન થયેલો રઘુ સર્વ પ્રકારે નિશ્ચિંત થઇ ગયો.

એક દિવસ રઘુને એવું ભાન થયું કે-'જાણે નીલાચલનાથ ભગવાન શ્રી જગન્નાથજી તેની પાસે કંઈ ખાવાનું માગી રહ્યા છે, તેના મનમાં આથી ઘણો આનંદ થયો અને એકાંત સ્થળમાં ભોજન સામગ્રી લઇ ભગવાનને નિવેદન કરવા લાગ્યો. ભગવાન તો ભક્તને આધીન છે, જ્યાં પ્રેમ દેખે છે ત્યાં તે પોતાનું ઐશ્વર્ય ભૂલી પ્રગટ થાય છે. જ્યાં રઘુએ શુદ્ધ અંતઃકરણથી ભગવાનનું આવ્હાહન કર્યું, ત્યાં તે પોતે પ્રગટ થઇ હસતા હસતા તેનો દીધેલો ભોગ ખાવા લાગ્યા. આ તરફ બરાબર તેજ વખતે પૂરીના મહારાજે શ્રીપ્રભુના ભોગાર્થે જાત જાતનાં ઉત્તમ પકવાન્ન ભોગ-મંડપમાં મોકલ્યાં હતાં. ભોગ-મંડપથી પ્રભુનું મૂળ-મંદિર જરા દૂર છે, તેથી ભોગ-મંડપમાં રાખેલા દર્પણમાં પ્રભુના દિવ્ય દેહનું જે પ્રતિબંબ પડે છે, તેને નૈવેદ્ય ધરવામાં આવે છે. જ્યારે સર્વ સામગ્રી આવી ગઇ ત્યારે પંડાજી ભગવાનને ભોગ ધરવા લાગ્યા, પરંતુ આશ્ચર્ય છે કે તે વખતે દર્પણમાં પ્રભુનું પ્રતિબંબ દેખાણું નહિ. દર્પણ જ્યાં હતું ત્યાંજ હતું, તેમ વચમાં કંઇ આડ પણ નહોતી. પંડાજીએ આશ્ચર્યચકિત થઇ રાજાને કહ્યું કે-મહારાજ! આ નૈવેદ્યમાં કાંઇપણ દોષ હોવો જોઇએ; નહિ તો પ્રભુ આને અંગીકાર કેમ ન કરે? આજ પ્રભુનું પ્રતિબિંબ જ દર્પણમાં પડતું નથી, હવે

શો ઉપાય કરવો ! શ્રદ્ધાળુ રાજા પંડાજીની વાત સાંભળી ઉદાસ થઇ ગયા અને ગરૂડ સ્થંભ પાસે જઇ આડે પડખે થયા, સૂતાં સૂતાં બહુ જ ખિન્ન ચિત્તથી તે મનમાં ને મનમાં પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. "હાય પ્રભુ ! મારાથી એવો શો અપરાધ થઇ ગયો છે કે જેથી આપ મારો ધરેલ ભોગ નૈવેદ્યનો સ્વીકાર કરતા નથી ? શું મારા અપરાધથી આ બધી સામગ્રીઓ દૂષિત થઇ ગઇ છે ? કદી એવું જ હોય તો પ્રભુ ! કૃપા કરી મને પ્રાયશ્ચિત્ત બતાવો. હે દીનબંધુ ! મારો કોઇ પણ અપરાધ માફ કરી આપ નૈવેદ્યનો સ્વીકાર કરો."

આમ પ્રાર્થના કરતાં કરતાં રાજાને તંદ્રા આવી ગઇ. તેણે સ્વપ્નામાં જોયું કે પ્રભુ પ્રગટ થઇ કહી રહ્યા છે– "રાજા ! તું એટલો દુઃખી શું કામ થાય છે ? શું હું આ વખતે નીલાચલમાં હતો કે મારૂં પ્રતિબિંબ પડે. હું તો આ વખતે પીપલી ગામ પાસેની રઘુ કેવટની કુટિયામાં ભોજન કરી રહ્યો છું. જો કે તે જાતિનો ધીવર છે પરંતુ તેનો મારા પર અકૃત્રિમ પ્રેમ છે. તે મારા પર સર્વથી વધારે પ્રેમ રાખે છે. મારી ખાતર જ તેણે મનથી સર્વસ્વ છોડી દીધું છે, તે જ્યાંસુધી મને નહિ છોડે ત્યાંસુધી હું અહિં આવી તારો પ્રસાદ સ્વીકાર નહિ કરી શકું. તું જાણે છે, હું પકવાનનો નહિ પણ સાચા અનન્ય પ્રેમનો ભૂખ્યો છું. મેં ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કે જે ભક્ત હૃદયના પ્રેમથી મને પત્ર–પુષ્પ–ફલ–જલ કંઇપણ અર્પણ

કરે છે ત્યાં હું પ્રગટ થઈ તે પ્રેમનો ઉપહાર આનંદથી સ્વીકારૂં છું. ભક્તનો ભાવજ મને ખેંચવાની પ્રબળ દોરી છે. કદી તું મને હમણાં અહિં બોલાવવા ઇચ્છતો હોય તો પીપલીચટીમાં જઇ એકાંતવાસી મારા પ્રિય ભકત રઘુને તેની પત્ની તથા માતા સહિત નીલાચલ ક્ષેત્રમાં લઇ આવ."

ભગવાન અંતર્ધાન થઇ ગયા. રાજાનું સ્વપ્ન તૂટયું, તે તેજ વખતે ઘોડા પર બેસી પીપલીચટી ગયો અને કોઇને પૂછપરછ કરી રઘુની કુટીઆનો પત્તો મેળવ્યો. રાજા કુટીઆની બ્હાર્‌ ઊભો રહી પોકારવા લાગ્યો પરંતુ ત્યાં સાંભળે કોણ ? રઘુ તો આ વખતે ભકતવત્સલ પ્રભુની સેવાના આનંદમાં મશગૂલ બન્યો હતો. તે તન મનનું ભાન ભૂલી પ્રભુના પ્રેમાનંદનું પાન કરી રહ્યો હતો, ત્યાં બહારનો અવાજ કોણ સાંભળે ? જ્યારે રાજા બ્હારથી પુકારી પુકારી થાકી ગયો, તેને કંઇ ઉત્તર મળ્યો નહિ ત્યારે નિરૂપાય થઇ રાજાએ કુટિઆમાં જઇ પ્રવેશ કર્યો. રાજા જુએ છે, રઘુ રોમાંચિત શરીરે બેઠો છે, હાથમાં કોળીઓ લઇ જાણે કોઇના મોઢામાં દઇ રહ્યો છે, કોળીઓ દેવાય છે તે તો દેખાય છે પણ ખાનારનું મુખ રાજાને દેખાતું નથી. તે જાણે કોઇ આવરણથી ઢંકાયું છે. જ્યાં લગી આવરણ દૂર થતું નથી ત્યાં લગી તે મુખ કોઈ પણ જોઇ શકતું નથી અને આવરણ દૂર કરવું કોઇના હાથમાં પણ નથી. તે પ્રભુના હાથની વાત છે. પ્રભુના દેવ દુર્લભ દિવ્ય મુખડાનું યથાર્થ દર્શન જેને

પ્રભુ કરાવે છે, જેના નેત્રો આડેથી આવરણ હઠાવી લીએ છે તેનેજ થાય છે. તે કાર્ય માનવ—પુરુષાર્થથી સિદ્ધ થતું નથી. જે મહાનુભાવ ભક્ત સંસારના સુખ દુઃખ જોવા છોડી દઇ સર્વથા સર્વ ભાવથી પ્રભુ પરાયણ થઇ રહે છે તેને કયારેક કૃપા કરી ભગવાન પોતાનું દિવ્ય દર્શન કરાવે છે.

થોડી વારમાજ પ્રભુ અંતર્ધાન થઇ ગયા. ત્યાં રઘુની વિચિત્ર દશા થઇ ગઇ. તે જલમાંથી બ્હાર કાઢેલ માછલી માફક તરફડવા લાગ્યો. 'અરે પ્રભુ ! કયાં ચાલ્યા ગયા, કય ચાલ્યા ગયા, એમ પુકારતો રઘુ રોઈ પડયો. તેની આંખમાથી ચોધાર આસુ વહેવા લાગ્યા. આ દશ્ય જોઇ રાજા ચકિત થયો. તેણે મનમાં ને મનમા કહ્યુ 'બરાબર છે.' એમ ન હોત તો પ્રભુ નીલાચલના રાજભોગ છોડી ધીવરને ઘેર શું કામ, પધારે ?, રાજાએ પાસે જઇ રઘુને ઉઠાડી પોતાના ખોળામાં બેસાડી ધીરેથી કહ્યું—ધન્ય રઘુદાસ, તને ધન્ય છે ! અહા ! તું પ્રભુને વશ કરવાવાળો આ મંત્ર કયાથી શિખ્યો ? હવે હું તને નહિ છોડું, ચાલો, તમારી ભાગ્યવતી પત્ની અને ધન્ય જીવન જનનીને સાથે લઇ નીલાચલમાં આવી રહો, તમારી કૃપાથી નીલાચલનાથની દયા થશે તો હું પણ કૃતાર્થ થઇ જઇશ'

હવે રઘુ કંઇ જાગૃત થયો. તે પોતાને પૂરી નરેશની ગોદમાં બેઠેલો જોઈ ચકિત થઇ ગયો. તે જલ્દી ઊઠી

રાજાને પ્રણામ કરવા લાગ્યો. પરંતુ રાજાએ તેને તેમ કરતાં અટકાવી, પોતે તેના ચરણોમાં પ્રણામ કર્યા અને અત્યાર સુધીની બનેલી બીના સંભળાવી તથા પ્રભુની આજ્ઞા સંભળાવી. તેને સપરિવાર નીલાચલ આવવાની પ્રાર્થના કરી. પ્રભુની આજ્ઞા જાણી રઘુ પણ અસ્વીકાર ન કરી શક્યો. રાજાની આજ્ઞાથી તે વખતે સ્વારીની ઉત્તમ વ્યવસ્થા થઇ ગઇ. શ્રદ્ધાળુ ભક્ત રાજા ભક્ત–પરિવારને લઇ નીલાચલ ગયો. તે વખતે ભોગ–મંડપના દર્પણમાં પ્રભુનું પ્રતિબિંબ દેખાવા લાગ્યું. પંડાજીએ આનંદમગ્ન બની નૈવેદ્ય ધરાવ્યું. ભક્ત–વત્સલ ભગવાનના જય–ધ્વનિથી મંદિર ગાજી ઊઠયું. પૂરી નરેશે શ્રી મંદિરની દક્ષિણ દિશાએ રઘુના માટે આવશ્યક સામગ્રીઓથી પૂર્ણ સુંદર ઘરની વ્યવસ્થા કરી દીધી. રઘુ પોતાની માતા તથા પત્નીની સાથે પ્રભુનું ભજન કરતો આનંદપૂર્વક રહેવા લાગ્યો. અંતે પ્રભુની પ્રેરણાથી આ લોક છોડી ત્રણે જણાં પ્રભુના પરમ ધામમાં ગયાં.

---

**નોંધ.**–બધા જીવોમાં એક પરમાત્મા છે તેથી બધા જીવો આપણું કુટુંબ છે એવો સર્વાત્મભાવ ઉત્પન્ન કરવો એ ખરી ભક્તિનુ મુખ્ય ફળ છે. યુરોપ, અમેરિકાની સમાજમાં ફક્ત માણસ જાતનું ભલું કેમ થાય તેનોજ વિચાર કરવામાં આવે છે અને માણસનું ભલું કરવામાં બીજા જીવોની હિંસા કરવી પડે તો તેને તે લોકો અધર્મ માનતા નથી. પણ આ એક મોટી ભૂલ છે, પશુને ખાનારામાં પશુનો સ્વભાવ રહે છે અને તેથી તેઓ પશુની પેઠે

રહે છે અને પશુની પેઠે લડે છે. પણ હવે આર્યોના સંસ્કારની અસર તે દેશોમા થવા લાગી છે, તેમની પશુવૃત્તિ ખુલ્લી થઇ ગઇ છે. થોડા વર્ષમાં અહીના સંસ્કાર તે દેશોમા ફેલાઇ જશે અને ત્યાંના સંસ્કાર ઉપર જીત મેળવશે.

મરેલાને જીવતા કરવાની શક્તિ પશ્ચિમના દેશોમાં ફક્ત ક્રાઇસ્ટ જેવા કોઇકમાંજ દેખાય છે પણ આ દેશમાં એવા ઘણા બનાવ બનેલા છે. પાતંજલ યોગ-દર્શનમાં કહેલ છે કે "જેની સત્યમાં પ્રતિષ્ઠા થાય છે તેના બધા કર્મ ઇચ્છિત ફળ આપે છે." એ સિદ્ધાંતે ભક્ત રઘુમાં પણ એ શક્તિ આવી હતી. હાલના કાળમાં મહાત્મા ગાંધીજીમાં કેટલીક નવી શક્તિ જોવામાં આવે છે તેમાં પણ એ સિદ્ધાંત રહેલો છે. દરેક માણસમાં અનંત શક્તિઓ છે, તે સત્યને આધારે ખીલે છે પણ અંગ્રેજી કેળવણી દાખલ થયા પછી પ્રમાણિક જીવન બહુ અલ્પ થઇ ગયું છે. જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, ત્યારે પરમાત્મા કોઇક પણ રૂપે અવતાર લઇ ફરીથી સત્ય-ધર્મ જાગૃત કરે છે.





ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ કરનારાઓની જુદી જુદી ગતિ.

(કલ્યાણની અનુમતિથી)



૭

## જોગ પરમાનંદ

સંત–મહાત્મા પરમાત્માનું વ્યક્ત સ્વરૂપ છે. સંસારમાં સંત–મહાત્માઓ મારફત પરમાત્મા પોતાના દિવ્ય સંદેશ સંભળાવ્યા કરે છે. સંત માયાથી પર (મુક્ત) હોય છે.

જગતની કોઇ મમતા, કોઇ સંબંધ, તેમને બાંધતા નથી. સંસારમાં રહેવા છતાં તે સંસારથી પર હોય છે. પ્રભુ દયા કરી સંસારમાં સંત–મહાત્માઓને એટલા માટે મોકલે છે કે આપણે તેમની વાણી સાંભળી આપણા જીવનને ધન્ય બનાવીએ, તેમના પવિત્ર ચરણોના દર્શન કરી આપણે કૃતાર્થ થઇએ. સંત–મહાત્માઓની આ અપાર અહૈતુક દયાજ હોય છે કે તેઓ આપણાં સંસારી જનોના હિતની ચિંતા રાખે છે. ગોસ્વામી તુલસીદાસજીએ, સંત–હૃદયને માખણની ઉપમા આપી કહ્યું છે કે–માખણ તો અગ્નિ લાગે ત્યારે પીગળે છે પરંતુ સંતજન તો પરદુઃખથી (પીગળી જાય છે) દુઃખી થાય છે. સંસારના પ્રાણીઓને ભવ, તાપે તપેલા જોઇ

---

લેખકઃ— પં. શ્રી ભૂવનેશ્વરનાથજી મિશ્ર "માધવ", એમ. એ.

સંતજનોનાં હૃદય પીગળી જાય છે. તેમજ તેઓ પોતે આચરણ, વાણી, ઉપદેશથી લોકોને સંસાર જ્વાલામાથી બચાવવાને પ્રયત્ન કરે છે. એવા નિરપેક્ષ. શાંત, નિર્વૈર અને સમદર્શી સંતની પ્રસંશા ભગવાને ભક્ત ઉદ્ધવ પાસે નીચે પ્રમાણે કરી છે —

"કોઈ વસ્તુની ઇચ્છા નહિ કરવાવાળા, શાંત ચિત્ત-વાળા, નિર્વૈર સર્વત્ર સમભાવે મને જોનારા અને નિરંતર મારૂં મનન કરવાવાળા પ્રેમી ભક્તોની ચરણ રજથી પવિત્ર થવા હું સદા સર્વદા તેમની પછવાડે પછવાડે ઘૂમ્યા કરૂં છું. મારામાં ચિત્ત રાખવાવાળા, સર્વસ્વ મને-અર્પણ કરી અકિંચન બનેલા એવા શાંત અને મારા અંગે સર્વ જીવ તરફ સ્નેહ રાખવાવાળા તથા સર્વ પ્રકારની કામનાથી રહિત મહાત્મા જે પરમ સુધા અનુભવે છે તે નિરપેક્ષ પરમઆનંદને બીજા લોક જાણી શકતા નથી."

દક્ષિણ ભારતના વરસી નામના એક ગામમાં ભક્ત પરમાનંદનો જન્મ થયો હતો. બહુજ ન્હાનપણથી પ્રભુના ગુણ શ્રવણ; નામસ્મરણ–કીર્તનમાં તેનું ચિત્ત લાગ્યું રહેતું. તે નાના બાળક હતા અને એના ગામમાં હરિકથા તથા હરિકીર્તન થતા ત્યારે તે તેમાં નિત્ય નિયમ પૂર્વક ભાગ લેતા. તેને હરિકથા તથા કીર્તનની એક પ્રકારની લત લાગી હતી. કોઇ વખત મોડી રાત સૂધી

કથા-કીર્તન ચાલુ હોય ત્યારે પણ તે ભૂખ તરસ વેડી મંત્રમુગ્ધ જેવા થઇ સાંભળ્યા કરતા.

પ્રભુ જેની પર દયા કરે છે તેનેજ પોતાની ભકિતનું વરદાન દીએ છે. એક વખત રાત્રિ બહુ વીતી ગઇ હતી અને કથા ચાલુ હતી. ભક્તજન પ્રેમમુગ્ધ થઇ રસપાન કરી રહ્યાં હતા. પરમાનંદ પણ આંખો મીંચી ધ્યાનમાં મસ્ત બની ગયા હતા. ત્રિભુવન મોહન શ્યામ સુંદરની. સલુણી સાંવરી સુરતની છબીનું વર્ણન થઇ રહ્યું હતું તથા વ્યાસજી મહારાજ પ્રેમ વિહ્‌વલ થઇ શ્રોતાઓના હૃદયમાં અમૃત વરસાવી રહ્યા હતા. 'મે અપનો મન હરિસે જોર્યો' એ પદ સાંભળતાં સાંભળતાં તે રૂપની મોહિની પર મુગ્ધ બની આનંદ પ્રફુલ્લ થઇ તે નાચવા માંડયો.

આજ પરમાનંદનું હૃદય આનંદથી ગણગણી ઊઠયું. એકવાર જ્યારે તેણે આંખ ઉઘાડી જોયું ત્યારે તે અલૌકિક છબી પરમાનંદને પોતાનામાં સમાવી લેવા મધુર મધુર સંકેત કરી રહી હતી. આંખો એ રૂપનું માધુર્ય પી બંધ થતાં અંદર ફરી. ત્યાં તે રાસનું મહામિલન થયું. આજ જોગ પરમાનંદનો ઘુંઘટપટ દૂર થઇ ગયો. તે અંતરના ઉંડાણમાં પ્રભુ મિલનના રંગમાં તરબોળ થયો. તે પ્રત્યક્ષ જોઈ રહ્યો છે, દઢતાપૂર્વક અનુભવ કરી રહ્યો છે કે પ્રભુજી આવી તેને છાતી સરસો લગાવી અશ્રુઓથી ન્હવરાવે છે અને તેના અંગે અંગે કર કમળો ધીરે ધીરે

ફેરવી રહ્યા છે. પ્રભુના આંસુ પરમાનંદના મસ્તકને ભીંજવી કૃતાર્થ કરી રહ્યા છે અને પરમાનંદની અશ્રુધારાનો અખંડ પ્રવાહ પ્રભુજીના ચરણો પખાળી રહ્યો છે. તે આનંદનું શું કહેવું ? અંદર બ્હાર સમાન રૂપે પ્રભુના મધુર મધુર સ્પર્શનો દિવ્ય અનુભવ થઇ રહ્યો છે. આ સુંદર અવસરે પ્રભુની આરતી કરવા એનું મન લલચાયું. 'આરતી જુગલ કિશોરકી કીજે' વગેરે શબ્દોથી તેણે આરતી કરી. જોગ પરમાનંદને હવે લોકો પાગલ ગણવા લાગ્યા. જગતની દૃષ્ટિમાં તો ભક્ત પાગલ છે જ. પરંતુ આ પાગલપણાનો સ્વાદ જેણે એક ક્ષણ પણ પ્રાપ્ત થયો છે તે છોડી તે બહિર જગતમાં આવેજ કેમ ? સંસારની દ્રષ્ટિમાં જે કુશળ ચતુર છે તેનેજ સંસાર ચાહે છે. સંગ્રહ–પરિગ્રહનો ભૂખ્યો સંસાર સંગ્રહી પરિગ્રહીનીજ પૂજા કરે છે. પરમાનંદને જગતની માન બડાઇ સાથે શો સંબંધ ? જગતજનોએ તેના પરથી દૃષ્ટિ ફેરવી લીધી, તે તેના માટે કલ્યાણકારીજ બન્યું. પ્રભુ જેના પર દયા કરે છે તેનેજ તે સંસારની દ્રષ્ટિમાં પાગલ બનાવી મૂકે છે. સંસાર એવા પાગલ તરફથી આંખ ફેરવી લીએ છે અને તે પાગલ ભક્ત એક નિષ્ટ થઇ સંસારના વિઘ્ન નડતરોથી મુક્ત થઇ એકાંત ભાવે પોતાના પ્રિયતમ પરમાત્માનું ભજન કરે છે. આ એકજ કામ હવે પરમાનંદનું રહ્યું. સંસાર તરફથી નજર ફેરવી સંપૂર્ણ દીલે પ્રભુની પૂજા અર્ચના કરવી, રામ–કૃષ્ણ, નારાયણ સિવાય

તેની જીભ પર એક પણ શબ્દ આવતો નહિ, અંતરમા પરમાત્માની મૂર્તિ સિવાય બીજું કંઇ આવતુંજ નહિ.

નામ સ્મરણ હરિકીર્તન અને અહર્નિશ ભજન, બસ એજ એનું કામ. સૂતાં જાગતાં ઊઠતાં બેસતાં માત્ર પ્રભુનું સ્મરણ, પ્રભુનું ચિન્તન અને પ્રભુનું ગુણગાન, સદૈવ પ્રભુની મધુર મૂર્તિ સામે રહેતી હતી અને તેની બધી વૃત્તિઓ એક પ્રભુમા જોડાઇ તેના ચરણોમાં વહી રહી હતી. નામ સ્મરણની લત લાગવી બહુ મુશ્કેલ છે પણ એકવાર તેની લત લાગી તો પછી એક ઘડી પણ તેના નામ વગર ખાલી જતી નથી. શ્રી તુકારામ મહારાજે નામ-સ્મરણની બહુજ સુંદર વ્યાખ્યા કરી છે. તે કહે છે:- નામસ્મરણ એ છે કે જ્યારે ચિત્તમાં સ્વરૂપનું ધ્યાન અને મુખમા નામનો જપ હોય, અંતઃકરણમાં ધ્યાન જામતુ જાય, ધ્યાનમાં ચિત્ત રંગાતું જાય, ચિત્તની તન્મયતા થતી જાય,-તેજ નામ સ્મરણનું ખરૂં લક્ષ છે. પરમાનંદને નામ-સ્મરણનો એવો છંદ લાગ્યો કે તે એક ક્ષણ પણ પ્રભુના નામનુ રસપાન કર્યા વગર રહેતો નહિ ભજનનો વિયોગ ભક્તથી કેમ સહન થાય ? શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે:- કદી ભગવાનના ભક્તને કહેવામાં આવે કે તું અર્ધી ક્ષણ અથવા અર્ધી નિમેષ પણ ભગવદ્‌-ચરણોનું ચિન્તવન છોડી દઇ ત્રિલોકના સંપૂર્ણ વૈભવ ગ્રહણ કર તોપણ તે તેનો સ્વીકાર નહિ કરે. તેનો ચિત્ત-રૂપી ભ્રમર તો સ્થિરતાથી ભગવાનના સુંદર ચરણ-કમલોમાંજ તલ્લીન

રહે છે. તે ચરણ કમલોને ધ્યાન પૂર્વક શોધતા દેવતાઓ પણ પામતા નથી. પ્રભુનો આવો પરમભક્ત કંઇ પણ ઇચ્છતો નથી. જોગ પરમાનંદ પ્રભુનું ષોડશોપચાર પૂજન કરતો તથા નિત્ય નિયમ પૂર્વક મૂર્તિ સન્મુખ સાતસો વાર સાષ્ટાંગ નમસ્કાર કરતો. આ તેનો નિત્ય નિયમ હતો. આંખોથી દિવ્ય ભગવત્ સ્વરૂપ જોવું; અશ્રુજળથી તેને ન્હવરાવવા, કાનોથી ભગવદ્‌-ગુણ સાંભળવા, જીભથી ભગવદ્‌-ગુણ ગાવા, નાકથી ભગવાનની દિવ્યગંધ લેવી હાથોથી પ્રભુનુ અર્ચન કરવું, પગથી કીર્તન-સ્થાન, કથાઓમાં તથા તીર્થોમાં જવું મસ્તકથી પ્રભુ ચરણોમાં પ્રણિપાત કરવા-એજ પરમાનંદની એક માત્ર દિનચર્યા હતી. એનો એવો નિયમ હતો કે શ્રીમદ્‌ભગવદ્‌ ગીતાનો એક શ્લોક બોલી પ્રભુના ચરણોમાં સાષ્ટાંગ પ્રણિપાત કરવો. આવી રીતે અઢાર અધ્યાયના કુલ સાતસો શ્લોકોનું તે ઉચ્ચારણ કરતો જતો હતો, સાથે સાથે પરમાત્માના દિવ્ય સ્વરૂપ સન્મુખ તે સાષ્ટાંગ પ્રણામ કરતો હતો. આ સાતસો નમસ્કાર કર્યા બાદ તે ભિક્ષામાં મળેલું અન્ન ગ્રહણ કરતો. ધર્મગ્રન્થોમાં એવી વાત છે કે પૂજન કે યજ્ઞ કર્યા વિના જે અન્ન-જળ ગ્રહણ કરે છે તે પાપ ખાય છે અને તે વ્યકિત શૂકર સમાન છે.

આ કલિકાળમાં પ્રભુના નામ સ્મરણ સિવાય બીજું કોઇ સાધન છે જ નહિ. શરીરથી સંસારના કાર્ય કરતાં કરતાં પણ મનને પ્રભુમાં લગાવી રાખવું તથા મનથી

પરમાત્માનું સ્મરણ ચિન્તન કરતા રહેવું એજ આપણા સંસારી જનોનું સાધન છે. એ સિદ્ધાંત ભોગ-પરમાનંદના જીવનથી સમજાય છે. મન પૂરેપૂરૂં પ્રભુના રંગમાં રંગાઇ જાય, સંપૂર્ણપણે હરિમાં એકરૂપતા સ્થાપિત થઇ જાય તો બધા કર્મ અને વ્યવસાય યજ્ઞના રૂપમાં પરિણમે છે અને તે સ્વતઃ શ્રીકૃષ્ણાર્પણ થઇ જાય છે, તેને શ્રીકૃષ્ણાર્પણ કરવા પડતા નથી. આનો મુખ્ય હેતુ આ છે કે જ્યારે બુદ્ધિ શ્રીકૃષ્ણાર્પણ થઇ ગઇ તે બધો વ્યવસાય પ્રભુની ઉપાસનાના રૂપેજ જણાશે. સંસારથી મન હઠાવી પ્રભુમાં જોડવું અને યોગસ્થ થઇ સમગ્ર કર્મ નિર્લેપભાવે પ્રભુની પૂજા સમજી કરતાં જવાં.

આ પરમાનંદજીનો ઉપદેશ છે અને તેજ ઉપદેશ આપણા ઋષિ-મુનીઓનો પણ છે. સાતસોવાર સાષ્ટાંગ પ્રણિપાત કરવા તથા ગીતાજીના સાતસો શ્લોકનું પારાયણ કરવું એ સાધારણ વાત નથી. ભક્ત તો એમ ઇચ્છે છે કે તે બરાબર પ્રભુનું સ્વરૂપ નિરખ્યા કરે તથા તેનું મસ્તક સદૈવ પ્રભુના ચરણોમાં લોટતું રહે, તેને તેમાંજ આનંદ આવે છે. એક વખતે શ્રાવણ ભાદરવા મહિનામાં વરસાદ બહુ જોરથી વરસી રહ્યો હતો, આકાશમાં વાદળાં છવાઇ રહ્યાં હતાં. પૃથ્વીપર કીચડ થઇ ગયો હતો પરંતુ પરમાનંદ શ્રી પાંડુરંગજીના મંદિર તરફ સાષ્ટાંગ પ્રણામ કરતા જતા હતા અને તેનું આખું શરીર કાદવથી ખરડાઇ ગયું હતું, શરીર તરફ તેનું તો ધ્યાન જ નહોતું. તે નમસ્કાર

કરવામાં તથા ગીતાજીના શ્લોકનું ઉચ્ચારણ કરવામાં એટલા મશગુલ બની ગયા હતા કે આસપાસ શું થઇ રહ્યું છે તેની તેમને ખબર પણ નહોતી તથા તેનું શરીર, તેના કપડા કાદવમાં ગંદા થાય છે તેનું પણ તેને ભાન હતું નહિ. એક શાહૂકાર તે દિવસે ત્યાં બજારમાં કંઇ લેવા આવ્યો હતો. પરમાનંદની તિતિક્ષા તેમજ તેનો વૈરાગ્ય જોઈ તેને તેના પર ઘણી શ્રદ્ધા થઇ. રેશમી વસ્ત્રનું એક થાન લઈ તે જોગ પરમાનંદની સેવામાં ઉપસ્થિત થયો અને હાથ જોડી વિનય અને આદર પૂર્વક પ્રાર્થના કરવા લાગ્યો. 'મહાત્મન' આ તુચ્છ સેવા સ્વીકારો તો મારા ઉપર મહાન અનુગ્રહ થશે. પરમાનંદજીએ તો વ્યાપારીનું ચિત્ત્ ન દુભાય તેવા કોમલ શબ્દોમાં કહ્યું :–મારે આવાં સુંદર વસ્ત્રો શું કામનાં? મારા માટે તો ફાટયાં તુટયાં વસ્ત્રો જ ઠીક છે. આ બહુ મૂલ્યવાળું વસ્ત્ર ભગવાન શ્રી પાંડુરંગના ચરણોમાં ધરી દીઓ. સર્વ આનંદ અને સમસ્ત સૌંદર્યનો તેજ ભોક્તા છે. તેની સેવા કરી જીવન કૃતાર્થ કરો, મારા માટે તો ભિક્ષાનું અન્ન અને રસ્તામાં પડેલાં ફાટયાં તૂટયાં ચિંથરાજ પ્રભુની દયાથી બહુ જ સુખદાયક છે. સુંદર વસ્તુઓ તો શ્રી રૂક્મિણી–વલ્લભની સેવામાંજ સમર્પિત થવી જોઇએ. જોગ પરમાનંદજીએ વ્યાપારીને બહુ સમજાવ્યો પરંતુ તેણે તો હઠ પકડી હતી કે આ રેશમી વસ્ત્રનો તાકો પરમાનંદની સેવામાં જ અર્પણ કરવો. ભકત કોઇનું મન દુભવતા નથી કારણ-

સમગ્ર સૃષ્ટિમાં તેની ભગવદ્-બુદ્ધિ હોય છે અને સમસ્ત સંસારના ચરઅચરને તે પોતાના પ્રિયતમ પ્રાણુનાથની પ્રતિમૂર્તિ માને છે. આ કારણથી પરમાનંદે રેશમી તાકો સ્વીકારી લીધો.

આજ પરમાનંદે રેશમી વસ્ત્ર પહેર્યું છે. આજ ઘણો જોસબંધ વરસાદ વરસી રહ્યો છે અને શ્રી પાંડુરંગજીના મંદિર તરફની જમીન કાદવથી ભરી છે, ઝમઝમ વરસાદ હજુ વરસે છે. આજ પરમાનંદે પોતાનું વસ્ત્ર જરા ઊંચું કરી લીધું, રખે નમસ્કાર કરતી વખતે કાદવમાં પડી ગંદુ થઈ જાય. પરમાનંદને આ પ્રકારનો સંકોચ પહેલા કદી થયો નહતો. સંસારના સ્પર્શમાં જે કાંઇ આવ્યો તેને સંસાર પોતાના સકંજામાં પકડી લીએ છે. મોટા મોટા સંત-મહાત્મા, સાધુ, સંન્યાસી, ઋષિ, મુનિ જ્યાં સંગ્રહ કરવા લાગે છે ત્યાંજ સંસાર તેના પર ડાઘ લગાવી દીએ છે.

આ સંસાર તો કાજળની કોટડી છે. ગમે તેવો ચતુર હોય તોપણ તેમાં રહેનારને જરૂર ડાઘ લાગ્યા વગર રહેતો નથી. પરમાનંદ જેવા વૈરાગ્ય-સંપન્ન મહાત્માને પણ રેશમી વસ્ત્રની બહુ મૂલ્યતાએ આજ મુગ્ધ કર્યો, તેથી બહુ છૂટથી નમસ્કાર કરવામાં તેને સંકોચ થયો. ભોગની ગંધ માત્રથી જ મનુષ્ય પતિત થઇ જાય છે, પરમાનંદ નમસ્કાર કરતા ચાલ્યા જતા હતા પરંતુ આજ

એનું ધ્યાન શ્રી પાંડુરંગની મનોહર મૂર્તિમાં ન હતું. આજ ઘડીએ ઘડીએ એની આંખો રેશમી વસ્ત્ર પર ખેંચાતી હતી કે વસ્ત્ર કાદવથી ક્યાંઇ બગડે નહી. ભગવાન ભક્તની પરિક્ષા પણ લીએ છે તેમજ તે પરિક્ષામાં સફળ થવાની તેને શક્તિ પણ આપે છે. ભક્તે રેશમી વસ્ત્રમાં છૂપાયેલા પોતાના શત્રુને ઓળખી લીધો. શત્રુ જણાઇ આવતા અર્ધું કામ તો પતી જાય છે. આજ રેશમી વસ્ત્ર મારી નિષ્ઠામાં ભંગ પાડનાર થયું છે તેથી તેનો જ પ્રથમ અંત લાવવો પડશે. જે સાધક સાચા હૃદયથી પ્રભુની ખોજ કરી રહ્યો છે તે મોટામાં મોટા પ્રલોભન અને આકર્ષણને ઠેબે મારે છે તેમજ આંખ ફેરવીને તે તરફ જોતો પણ નથી.

પરમાનંદને પોતાની ભૂલપર બહુ દુઃખ થયું. તેના પ્રાયશ્ચિત રૂપે તેણે નિશ્ચય કર્યો કે પોતાના શરીરને યોગ્ય દંડ દીધા વિના માને તેમ નથી. તેણે પોતાના રેશમી વસ્ત્રના ઝીણા ઝીણા કટકા કરી ફેંકી દીધું અને તદ્દન નગ્ન થઇ પોતાના શરીર સાથે બે બળદો બાંધી દીધા. બળદો પરમાનંદના શરીરને જંગલના કંટકમય માર્ગની તરફ લઇ દોડયા. પરમાનંદનું આખું શરીર કાંટાથી વીંધાઇ ગયું તથા લોહીની ધારા નિકળવા લાગી. તે 'હરિ' 'હરિ' કહેતો જાતો'તો. શરીરને જેટલું કષ્ટ થતું હતું તેટલાજ પ્રેમથી તે પ્રભુનું નામ સ્મરણ કરતો'તો. કષ્ટની પરાકાષ્ઠા થઈ ચૂકી હતી. જે ભક્ત પ્રભુને પ્રાણથી

પણ પ્યારો છે તેના દુઃખને પ્રભુ કેમ જોઇ શકે? જેણે ડૂબતા ગજરાજને તાર્યો, દ્રૌપદીની લાજ રાખી, પ્રલ્હાદની રક્ષા કરી તે ભક્ત વત્સલ ભગવાન આજ પરમાનંદને કેમ વિસારે? ભગવાન સર્વ કંઇ સહન કરી શકે છે, પરંતુ ભક્તોનું દુઃખ તેનાથી સહન થતું નથી. એનું નામ જ ભક્ત-વત્સલતા છે. ભક્તોનું દુઃખ જોઇ પ્રભુનું હૃદય દ્રવિત થઇ જાય છે અને તે એક ક્ષણનો વિલંબ પણ સહી શકતા નથી. પ્રભુ ગ્વાલરૂપમાં પ્રગટ થયા. તેણે બળદોની સાથે બાંધેલા પરમાનંદના લોહી લોહાણ ભર્યા શરીરને છોડી નાંખ્યું અને પછી પોતાના કોમળ કર તેના પર ફેરવ્યા. સમસ્ત શરીરને પોતાના દિવ્ય સ્પર્શદ્વારા દિવ્ય કરી દીધું. જોગ પરમાનંદનું આખું શરીર દેવતાનું થઇ ગયું. પ્રભુ પોતાના ભક્તનું પૂર્વ દુઃખ યાદ કરી તેને કહેવા લાગ્યા-અરે! તેં આવું ઘોર કષ્ટ શું કામ માથે લીધું? એવો તે તારો શું અપરાધ હતો કે આવી રીતે તેં શરીરને કષ્ટ દીધું. તું તો મારો પ્રિયતમ ભક્ત છે. તું જે કંઇપણ ખાય છે, પીએ છે તે મારાજ મુખમાં પડે છે. તું જે પદ-સંચાર કરે છે તે મારીજ પ્રદક્ષિણા બને છે, તું જે કંઇ વાતો કરે છે તે મારી સ્તુતિ-પ્રાર્થના છે. જ્યારે તું આરામથી સુઇ જાય છે ત્યારે મારા ચરણોમાં તારા સાષ્ટાંગ પ્રણામ થઇ જાય છે. આવું ભીષણ કષ્ટ વ્હોરી તેં મારા હૃદયને હલમલાવી દીધું. પ્રભુ ભકતની વિવ્હલતા પર દુઃખી થઇ રહ્યા હતા. આજ પરમાનંદની

તપસ્યા સફળ થઇ. પ્રભુએ એને ઉઠાડી પોતાની છાતી સાથે ચાંપ્યો. અહો ! આ ભાગ્યની શી વાત ? આજ પરમાનંદ પ્રભુમાં મળી–એકાકાર થઇ–ગયો. પ્રભુએ નિજ હૃદયમાં પોતાની અંદર પોતાના ભક્તને સમાવી દીધો.

નોંધઃ—જે માણસ જમીન ઉપર પડે છે તે જમીનનો આધાર લઇને ઉઠે છે તેમ જેઓ નામ અને રૂપવાળી માયામાં ફસી ગયા છે તેઓને તે માયામાંથી નિકળવા માટે ભગવાનનું નામ કિર્તન અને ભગવાનના દર્શન નિત્ય કરવાની બહુ જરૂર છે.

સંસારી માણસોનો પ્રેમ અનેક દિશામાં વહેંચાઇ જાય છે. તેથી તેમના પ્રેમની કોથળી ખાલી થઈ જાય છે, તેથી સંસારી માણસો ભગવાન ઉપર પ્રેમ રાખી શકતા નથી. પણ ભક્તો સંસારમાં પ્રેમને જવા દેતા નથી. તેથી તેમની કોથળીમાં પ્રેમ ભરેલો હોય છે અને તે પ્રેમ ભગવાનને આપી શકે છે. ભગવાન પણ તેમને સામો પ્રેમ આપે છે અને તેથી ભક્ત દિવ્ય આનંદ ભોગવી શકે છે. તુલસીદાસજીના રામાયણમાં કહેલ છે કે જે કોઇ માણસ બીજી વસ્તુઓમાં નાખેલ પ્રેમના તાંતણા એકઠા કરી તેનું દોરડું કરી ભગવાનના ચરણારવિંદને બાંધે તો ભગવાન બંધાઇ જાય છે, અને પછી ભક્ત પણ તે રસમાં બંધાય છે. અનન્યતા એ ભક્તિ માર્ગનું ખાસ અંગ છે. તેથી ભક્તિની સાથે બીજા સુખની ઇચ્છા રહી શકતી નથી અને જો કોઇ રાખે તો તેની ભક્તિ સિદ્ધ થતી નથી.








૮

## અનાથ બ્રાહ્મણીનો બાળક.

એક નાના ગામમાં એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી. બ્રાહ્મણી અત્યંત દરિદ્ર હતી. એક નાના પુત્ર સિવાય તેનું કોઇ નહોતું. બ્રાહ્મણીને બે ચાર સારા ઘરે ભીખ માંગવાથી જે કંઇ મળી જતું હતું તેનાથી તે પોતાનું તેમજ બાળકનું ગુજરાન કરતી હતી. કોઇ દિવસ કદી કંઇ ઓછું મળતું તો તે પોતે ભૂખી રહી બાળકને કંઇ ખવરાવી તેને હૃદય સરસો ચાંપી સંતોષથી દિવસ વીતાડતી. ગામમાં સારી સ્થિતિના માણસો પણ હતા પરંતુ ગરીબ અનાથ બ્રાહ્મણીને કોઇની પડી નહોતી. બંગલામાં રહેવાવાળા અમીરોને જે તે વસ્તુ પેટમાં ભરવાથી મંદાગ્નિ રહ્યા કરે છે, તેમને અન્ન પણ પૂરૂં પચતું નથી; પરંતુ ગરીબોની દશાનું ભાન તેઓને નથી થતું. દેશમાં કોણ જાણે કેટલા અસહાય અને ગરીબ નરનારી ક્ષુધા–જ્વાળાથી તરફડી મરી જાય છે. તેમની દશા પર કોણ ખ્યાલ કરે છે! પરંતુ જેનું કોઇ નથી હોતું તેના ભગવાન હોય છે. તે વિશ્વંભર કોઇ પ્રકારે ગરીબની તૂટેલી ઝુંપડીમાં પણ તેના ઉદર નિર્વાહાર્થે કંઇ અનાજ જરૂર મોકલી આપે છે.

બ્રાહ્મણીના બાળકની ઉમ્મર છ વર્ષની થઇ. બ્રાહ્મણ સંતાનને કંઇ ભણવું જોઇએ પણ તેને કેવી રીતે ભણાવવો ? ગામનો મોટો ભાગ (તે ગરીબ હોવાને લીધે) તિરસ્કારની નજરે જોતો હતો. બ્રાહ્મણીએ પાસેના એક બીજા ગામમા બાળકને ભણાવવાનો પ્રબંધ કર્યો. એક દિવસ તેણી બાળકને સાથે લઇ બીજા ગામના ગુરુજી પાસે જઇ રોવા લાગી. ગુરુજીને દયા આવી, તેણે બાળકને ભણાવવાની હા પાડી. બાળક ભણવા જવા લાગ્યો. ગામ બે કોશ દૂર હતું પરંતુ દરિદ્ર બ્રાહ્મણીના બાળક માટે વાહન કયાંથી મળે ? તે પગે ચાલીને જ આવજા કરતો. જો કે તે વખતે ગુરુના ઘરમાં બાળકોને રાખવાનો રિવાજ હતો પરંતુ બ્રાહ્મણીનો બાળક બહુજ નાનો હોવાથી તેને ગુરુગૃહમાં રહેવાનું ગમતુ નહિ તેમજ માતાને પણ રાતના વખતે પોતાના એકના એક બચ્ચાને સાથે લીધા વિના સૂવું ગમતું નહિ. રસ્તામા થોડેક સૂધી નિર્જન જંગલ હતુ બાળકને તેમાં થઇ જવું પડતું હતું. સવારે સૂર્યોદય વખતે બાળક જતો અને સાજે પાછા આવતા અંધારૂં થઇ જતું, તેથી બાળકને જંગલમાં ભય લાગતો હતો.

એક દિવસ ગુરુને ઘેર કોઈ ઉત્સવ હતો, તેથી બાળકને ત્યાંથી આવવામા કંઇ વાર થઇ ગઇ. અંધારીયાના કારણે જંગલમા ઘનઘોર અંધારૂં થઇ ગયું હતું બાળક માર્ગમા બહુ બીવા લાગ્યો. જંગલી પશુઓ અને શિયાળોનો અવાજ સાંભળી તે કંપવા લાગ્યો, બ્રાહ્મણી પણ

મોડું થઇ જવાથી તેની સામે ગઇ હતી. ડરતા, કંપતા બાળકને બથમાં લઇ ઘેર લઇ આવી. બાળક કંઇ શાંત થયા પછી બોલ્યો ' માં ! હું રોજ જંગલમાંથી આવું-જાઉં છું, મને ત્યાં બહુ ડર લાગે છે, આજ તું નહિં આવી હોત તો કોણ જાણે મારી શી દશા થાત ? બીજા છોકરાઓની સાથે તો એમનો નોકર જાય છે. તે એમને સંભાળે છે. તું મારા માટે એક નોકર નહિં રાખ ?' બાળકની સરલ વાણી સાંભળી પોતાની દરિદ્રતાનું ભાન થઇ આવતાં બ્રાહ્મણીની આંખો ભીની થઇ ગઇ. બ્રાહ્મણીએ બહુ ધીરજ રાખી પરંતુ તેની ધીરજ છેવટ સુધી ટકી શકી નહિં તે રોતી રોતી કહેવા લાગી :— બેટા ! આપણા દુઃખની વાત તને શું કહું ? આપણે બહુજ ગરીબ છીએ, તારા માટે નોકર રાખવાના મારી પાસે પૈસા ક્યાં છે ? માની આંખોમાં આંસુ જોતાં બાળક પણ રોઇ પડયો. તેણે કહ્યું—મા ! તું શું કામ રૂએ છે ! તને રોતી જોઇ મને પણ રૂંગુ આવે છે. મા ! શું આપણું બીજું કોઇ નથી ? બાળકના સરલ મર્મભેદી પ્રશ્નોથી બ્રાહ્મણીનું હૃદય દુઃખથી ભરાઇ આવ્યું, જાણે પૃથ્વી ડોલવા લાગી, ધીરજ છુટવા લાગી, પરંતુ તેને તુરત એ ખ્યાલ આવ્યો કે ઇશ્વર તો અનાથનો નાથ છે. શું તે અમારો નથી ? આ સ્મૃતિ આવતાં હૃદયમાં બળ આવ્યું. બ્રાહ્મણીના આંસુ એકાએક સૂકાઇ ગયા, તે કહેવા લાગી :— ' બેટા છે, કેમ નહિ ગોપાલ છે.' બચ્ચાએ પૂછયું—મા.

મારે ગોપાલ શું થાય ? સ્નેહભર્યાં બ્રાહ્મણીના મુખમાંથી નિકળી ગયું ' બેટા ! ગોપાલભાઇ તારો મોટો ભાઇ છે.' બાળકે કહ્યું—મા ! તે કયાં રહે છે ? મેં તો તેને કોઇ દિવસ જોયો નથી. બ્રાહ્મણીનું હૃદય ભગવત્ પ્રેમમાં ડુબી ગયું હતું. જ્યારે મનુષ્ય બધી તરફથી તદ્દન નિરાશ થતાં ભગવાનની કૃપા પર વિશ્વાસ રાખી તેની તરફ જુએ છે ત્યારે તેને તુરતજ ત્યાંથી આશ્વાસન અને આશ્રય મળી જાય છે. ભગવાનનો છૂપો આશ્રય મળતાંજ તે માણસના હૃદયમાં બળ, બુદ્ધિ, તેજ અને જ્ઞાનનો વિકાસ થવા લાગે છે, ભગવત્—પ્રેમથી હૃદય ભરાઇ જાય છે. બ્રાહ્મણી નિઃશંક ચિત્તે કહેવા લાગી—બેટા, મારો તે ગોપાલ સર્વ જગ્યાએ છે. જલ—સ્થલ, અગ્નિ—વાયુ આકાશ-પાતાળ ફળ-ફુલ-સમુદ્ર-સરિતા સર્વમાં તે રહે છે, જગતમાં કોઇ એવું સ્થાન નથી કે જ્યાં તે ન હોય. પરંતું તે સહજમાં દેખાતો નથી, જ્યારે તેને જોવાને કોઇ બહુજ વ્યાકુલ થાય છે ત્યારે તે દેખાય છે. એક વખતે વૃન્દાવનમાં ગોપીઓ વિહ્‌વલ બની ગઇ ત્યારે તે દેખાયો હતો. એક વખત પાંચ વર્ષના બાલક ધ્રુવને દેખાયા હતા. જે એકવાર તેને જોઇ લીએ છે તે તેની સુંદરતા અને તેના સ્વભાવ પર સદાને માટે મોહિત થઇ જાય છે.

બાલક —મા ! મારા ગોપાલભાઇ આપણા ઘરે કોઇ દી આવે છે ?

બ્રાહ્મણી—આવવાનું તેને ક્યાં ? તે તો અહિં રહે છે.

બાલક—શું તેં તેને કદી જોયો છે. ?

બ્રાહ્મણી—ના ! મેં એને જોયો નથી. હું તેના માટે કદી વ્યાકુલ થઇ નથી પરંતુ હું જાણું છું કે વ્યાકુલ થવાથી તે જરૂર દર્શન દીએ છે.

બાલક—તો તું વ્યાકુલ કેમ થતી નથી ? એવા સુંદર રૂપ અને સુંદર સ્વભાવવાળાને જોયા વિના કેમ રહી શકાય ? મા ! હું તો તેને જોયા વિના નહિ રહું. મને બતાવ, હું તેના માટે કેવી રીતે વ્યાકુલ થાઉં ?

બ્રાહ્મણી—બેટા ! જેમ ભૂખ લાગવાથી તું ભોજન માટે તરફડે છે, જેમ તરસ લાગવાથી તું પાણી માટે ઘોંઘાટ મચાવી મૂકે છે, જેમ આજ જંગલમાં મારા માટે તું આતુર બની ગયો હતો તેમજ વ્યાકુલ થઇ પોકારવાથી તે અવસ્ય આવે છે. તે દિવસે તને એક વાત કહી હતી, તું તે શું ભૂલી ગયો ? પાંડવોની સ્ત્રી દ્રૌપદીના વસ્ત્ર જ્યારે દુષ્ટ દુઃશાસન સભામાં ખેંચવા લાગ્યો ત્યારે તેણીએ વ્યાકુલ થઇ યાદ કર્યા હતા. તેનો અવાજ સાંભળતાં જ મારો ગોપાલ હાજર થયો હતો.

બાલક—શું એજ મારો ગોપાલભાઇ ?

બ્રાહ્મણી—હા બેટા ! તેજ છે, બોલાવનાંજ તે આવે છે અને સર્વ દુઃખનો નાશ કરે છે.

બાલક—ત્યારે મા ? મારે શું કરવું ?

બ્રાહ્મણીએ અચલ વિશ્વાસ પૂર્વક કહ્યું-સાંભળ, તું જે જંગલમાંથી થઇને જાય છે તે જંગલમા તારો ગોપાલભાઇ રહે છે. તેને પોકારજે, તારો વ્યાકુલ ભર્યો પોકાર સાંભળતા જ તે આવી તારો સાથ કરશે. સરલ વિશ્વાસી બાલકે બીજે દિવસે વનમાં પ્રવેશ કરતાંજ આમ તેમ જોઇ સાદ કર્યો-ભાઇ ગોપાલભાઇ ! તમે કયાં છો? આવો, મને ભય લાગે છે. બાળકના સાંભળવામાં આવ્યું-કોઇ બોલી રહ્યું છે "એ ! હું અહિં છું, આવ્યો." મીઠી વાણી સાંભળતાંજ બાળકને ટાઢક વળી. તેનો ભય ભાગી ગયો. એમ કરતાં કરતાં તેણે જોયું-પોતાના જેવડો એક નાનો નયન-મનહર કોમળ શ્યામસુંદર ગોપ-બાળક વનના વૃક્ષની ઘટામાંથી નિકળી તેની સાથે રમવા લાગ્યો, વ્હાલથી વાતચિત કરવા લાગ્યો અને સાથે સાથે જવા આવવા પણ લાગ્યો, બાળકનું બધું દુઃખ ચાલ્યું ગયુ. બાળકે ઘેર આવી માતાને બધી બનેલી વાત સંભળાવી. બ્રાહ્મણી ભગવાનની દયા સમજી રોઇ પડી. તેણીએ વિચાર્યું-જે દયામય પ્રભુએ બાળક ધ્રુવનો પોકાર સાંભળી તેને દર્શન દીધા હતા તે મારા બચ્ચાના પોકારથી આવી ગયા હોય તો શું આશ્ચર્ય છે ?

થોડા વખત પછી ગુરુના પિતાનું મૃત્યુ થયું. શ્રાદ્ધ કરવાની તૈયારી થઇ, શ્રાદ્ધ અર્થે સર્વ વિદ્યાર્થી ગુરૂજીને કંઇ ને કંઇ ભેટ દેવાના હતા. બ્રાહ્મણીના બાળકે પણ સરલતાથી ગુરૂજીને પૂછ્યું-ગુરૂજી ! મને શી આજ્ઞા

આપો છો ? હું શું લાવું ? ગુરૂ મહારાજને બ્રાહ્મણીની સ્થિતિની ખબર હતી. તેણે કહ્યું—બેટા ! તારે કંઇપણ લાવવાનું નથી. તેણે કહ્યું :—નહિ ગુરૂજી, બધા છોકરા લાવશે તો મને પણ કંઇ લાવવાની આજ્ઞા આપો. બાળકના બહુ આગ્રહથી ગુરૂ મહારાજે કહી દીધું 'તું એક લોટો દૂધનો લઇ આવજે.' બાળક રાજી થઇ ઘેર ચાલ્યો ગયો. તેણે માતાને કહ્યું—મા ! કાલ ગુરૂમહારાજના પિતાનું શ્રાદ્ધ છે. સહુ છોકરા કાંઇ ને કાંઇ વસ્તુ લાવશે. મને ગુરૂજીએ માત્ર એક લોટો દૂધ લાવવાનું કહ્યું છે તે તું વેચાતું લઇ દેજે. બ્રાહ્મણીનું ઘર તો જાણે દરિદ્રતાનું નિવાસ સ્થાન હતું. અશ્વત્થામાની માતાએ પણ એક દિવસ બચ્ચાને સમજાવી દેવા દૂધને બદલે લોટ મેળવી પાણીથી કામ ચલાવી લીધું હતું. બ્રાહ્મણી બોલી-બેટા ! ઘરમાં તો એક ફૂટી કોડી પણ નથી. દૂધ ક્યાંથી લાવીશ ? માંગી લાવવાને માટે એક ન્હાની ટબુડી પણ નથી. બાલકે રોઇ કહ્યું—મા ! ત્યારે શું થશે ? હું ગુરૂજીને મોઢું શું દેખાડીશ ? માતાએ દૃઢ વિશ્વાસથી કહ્યું—બેટા ! ગોપાલભાઇને કહેજે, તે ધારશે તો દૂધ લાવી આપશે. બાલક પ્રસન્ન થઇ ગયો. સવારે ગુરૂના ઘેર જતી વખતે જંગલમાં હમેશ મુજબ જ્યાં ગોપાલભાઇ મળ્યા ત્યાંજ, બાળકે કહ્યું—ભાઇ, આજ મારા ગુરૂના પિતાનું શ્રાદ્ધ છે, તેણે એક લોટો દૂધ માંગેલ છે. માએ કહ્યું કે ગોપાલ-ભાઇને કહેજે, તે તને લાવી દેશે. તો ભાઇ, મને હમણા

અને અહિંથી આ આફતને જલદી કાઢ. અપમાનથી બાલકનું મ્હોં પડી ગયું. ગરીબ બિચારો શું કરે? તે રોવા લાગ્યો.

ભગવાનની લીલા બહુ અદ્દભૂત છે. તે ક્યારે શું શું કરવા માંગે છે તેની કોઇને કંઇ ખબર પડતી નથી. નોકરે દૂધ કટોરામાં નાંખ્યું. કટોરો ભરાઇ ગયો પણ દૂધ ખાલી થયું નહિ. એણે એક ગ્લાસ લીધો, તે પણ ભરાઇ ગયો પણ દૂધ જેટલું હતું તેટલું રહ્યું. આખર એક ડોલમાં નાંખવા માંડયું. તે પણ ભરાઇ ગઇ. ત્યારે નોકરે ગભરાઇ ગુરૂ મહારાજની પાસે જઇ બધી હકીકત કહી સંભળાવી. શ્રાદ્ધના પ્રસંગે અનેક વિદ્વાન બ્રાહ્મણ ત્યાં એકત્ર થયા હતા. આ આશ્ચર્ય–ઘટના સાંભળી સર્વ કોઇ ત્યા દોડી આવ્યા જુએ છે ત્યાં એક નાના લોટામાં દૂધ ભર્યું છે. પાસેજ એક ડોલ તથા કેટલાક વાસણોમાં દૂધ છલકાઇ રહ્યું છે. ગુરૂજીએ નોકરને કહ્યું–જરા મારા સામે તો રેડ? નોકરે એક મોટા વાસણમાં લોટીનું દૂધ નાંખવા માંડયું. વાસણ ભરાઇ ગયું પણ લોટી ખાલી થઇ નહિ. ફરી એથી પણ બીજું મોટું વાસણ લાવ્યા તે પણ જોત–જોતામાં ભરાઇ ગયું દૂધ જાણે દ્રૌપદીના ચીર રૂપ બની ગયું. નાંખી નાંખી હાથ થાકયા પણ લોટીમાંથી દૂધ ખૂટયું નહિ. હવે તો ગુરૂ મહારાજ અને બ્રાહ્મણ મંડલીના આશ્ચર્યનું ઠેકાણું રહ્યું નહિ. ગુરૂએ પૂછયું–બેટા! તું દૂધ કયાંથી લાવ્યો હતો? બાળકે

સરલતાથી કહ્યું —મારા ગોપાલભાઇ વનમાં રહે છે તેણે મને દીધુ" તું.' ગુરૂએ કહ્યું —અચ્ચા ! ગોપાલભાઇ કોણ છે? બાળકે કહ્યું'—મારા ભાઈ છે, મારી માએ કહ્યું ' તું કે 'તો તેની પાસેથી જે જોઇએ તે માંગી લેજે. તે ગરીબોનો નાથ છે, પતિતોને પવિત્ર કરે છે, દુઃખીઓને અપનાવી લીએ છે, નિરધારનો આધાર છે. વ્યાકુલ થઇ પોકારવાથીજ તે આવે છે, જે જોઇએ તે આપે છે.'

બાળકની વાત સાંભળી ગુરૂનું હૃદય ભરાઇ ગયું. ગુરૂએ ઉઠી તેને છાતી સરસો દાબ્યો. ઘડી પહેલાં જેના તરફ ઘૃણા હતી તે અત્યારે અત્યંત આદારને પાત્ર થયો. જેના પર ગોપાલ પ્રસન્ન થાય છે તેના પર કોણ પ્રસન્ન થતું નથી? વાંકો હોય તે પણ સીધો થઇ જાય છે, ઝેર પણ અમૃત બની જાય છે.

બ્રાહ્મણની નાત ભોજન કરવા બેઠી. આજ શ્રાદ્ધના ભોજનમાં બ્રાહ્મણ બાળકે આણેલ દૂધની ખીર બનાવી હતી. ખાઇ ખાઇ બ્રાહ્મણ ધરાતા નહોતા. આજની ખીરનો સ્વાદ કોઇ અલૌકિક હતો. કેમ નહોય ? જે પ્રસાદના એક કણ માટે બ્રહ્માદિ દેવો તલસે છે, તે આજ શ્રાદ્ધના ભોજન રૂપે સર્વને પ્રાપ્ત થયો. બ્રાહ્મણોનું મન તો તૃપ્ત ન થયું પરંતુ તે મહા પ્રસાદ પામવાથી તેઓ દેવ તથા ઋષિઓને દુર્લભ એવા પદને પામીને સદાને માટે તૃપ્ત થઈ ગયા. બ્રાહ્મણના પિતૃઓ તરી જાય તેમાં આશ્ચર્યજ ક્યાં રહ્યું ?

બ્રાહ્મણો બાળકને સ્નેહાર્દ્ર હૃદયે આશીર્વાદ દઇ ચાલ્યા ગયા, છેવટે ગુરૂદેવે પોતાના સર્વ છાત્રોની સાથે બેસી ભોજન કર્યું. બ્રાહ્મણીના બાળકને પણ ત્યાં ભોજન કરવું પડયું. સાંજ થઇ ગઇ અને સૌ છોકરા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. ગુરૂદેવે બ્રાહ્મણીના બાળકને રોકી રાખ્યો હતો. સૌ ગયા પછી તેણે કહ્યું—બેટા ! હું તારી સાથે ચાલું છું, તારા ગોપાલભાઇનું દર્શન મને પણ જરૂર કરાવવું પડશે.

બાળકે કહ્યું-' ચાલો અત્યારે મારી સાથે વનમાં. મારો ગોપાલભાઇ તો સાદ કરતાંજ આવે છે. ગુરૂએ બાળકને તેડી લીધો અને બન્ને વનમાં ગયાં. બાળકે ત્યાં જતાવેંત સાદ કર્યો. 'ગોપાલભાઇ' આવો, આજ આટલી વાર કેમ લગાડો છો ! ' ઉત્તરમાં અવાજ આવ્યો 'આજ તો તું એકલો નથી તો પછી મને તું કેમ બોલાવે છે !' બાળકે કહ્યું—'ભાઇ' મારા ગુરૂજી તમને જોવા માગે છે. 'જલ્દી આવો. ' ભકતની પ્રેમભરી વાણી સાંભળી ભગવાન રોકાઇ શકતા નથી. તુરત ત્યાં મેઘ સમા શ્યામસુંદર પ્રકટ થયા. બાળકે કહ્યું— ભાઇ આવ્યા, ગુરૂદેવ! જુઓ તો ગોપાલભાઇ કેવા સુંદર છે! ગુરૂજીને એક અલૌકિક પ્રકાશ સિવાય બીજું કાંઇ દેખાણું નહિ. તેણે કહ્યું–'કયાં છે? મને તો તેજ સિવાય બીજું કાંઇ દેખાતું નથી.' બાળકે કહ્યું— આમ શું કરો છો? ગોપાલભાઇ તમે આ ખેલ ખેલી રહ્યા છો ? ઉત્તર મળ્યો– ભાઇ હું તારી પાસે

આવું છું, તારૂં અંતઃકરણ શુદ્ધ છે, તેમાં પ્રેમ ભર્યો છે, તું પાત્ર બની ગયો છે; પરંતુ, તારા ગુરૂદેવ હજુ મારા દર્શનના અધિકારી નથી થયા. તેણે જે પ્રકાશ જોયો છે તે એના માટે બહુ છે. તેનાથી તે પોતાનું કલ્યાણ કરવાંને આગળ વધી શકશે. એ મનોહર મંજુલ વાણી ગુરૂદેવે પણ સાંભળી. તેના હૃદયના બંધ-દ્વાર ઉઘડી ગયા, પ્રેમનો સાગર ઊલટયો. ગુરુ ગદ્‌ગદ્‌ થઇ બોલ્યા, 'નાથ ! તમારા દિવ્ય પ્રકાશથી મારા હૃદયનો ઘોર અંધકાર ચાલી ગયો અને તમારી વાણીએ મને તમારા દિવ્ય ધામનાં દર્શન કરાવી દીધાં. હવે હું હૃદયમાં તમને જોઇ રહ્યો છું. પ્રભુ ! હું એજ ચાહું છું કે મારી સદા આ દશા રહે. બાળક આનંદથી હસી રહ્યો હતો.

થોડીવારમાં ગુરુદેવ પર પણ કૃપા થઇ, કરુણા સાગર સૌંદર્યનો ભંડાર પ્રેમ-પૂંજ—ઉદ્દાર ચુડામણિ, અનુપમ-શિરોમણિના રૂપના સાક્ષાત દર્શન કરી ગુરુમહારાજ સદાના માટે કૃતકૃત્ય થઈ ગયા.

* * * * *

બાળકને સાથે લઇ ગુરુદેવ બ્રાહ્મણીની પાસે આવ્યા. જુએ છે તો ત્યાં ગોપાલભાઇ માના ખોળામાં બેઠા બેઠા, પ્રેમામૃતનું પાન કરી રહ્યાં છે. માતાને બાહ્ય-જ્ઞાન રહ્યું નથી. તેના આનંદ-અશ્રુઓની અખંડ ધારાથી ગોપાલનું આખું દિવ્ય શરીર ભીંજાઇ રહ્યું છે. ગુરુ શિષ્ય બન્ને આ દેખાવ જોઇને આનંદ સાગરમાં ડૂબી ગયા.

**નોંધઃ**—ભગવાનની કૃપાનું કોણ વર્ણન કરી શકે ? જેઓ ખરા હૃદયથી માગે છે તેને મળે છે. જેમને ભગવાનની કૃપા મળી હોય છે તેમનું વલણ જગતના બનાવો પ્રત્યે ફરી જાય છે. તેને કોઈ જાતની ઇચ્છા કે બીક રહેતાં નથી, ભગવાનના દર્શન માટે સાધન કરવું એ પ્રમાણ માર્ગ છે અને ભગવાનના દર્શન માટે એવી વ્યાકુળતા રાખવી કે ભગવાનને દર્શન આપ્યા વગર ચાલે નહિ અને ભગવાન ભક્તના સાધન તરફ દૃષ્ટિ રાખ્યા વગર પોતાની કૃપાથી દર્શન આપે તે પ્રમેય માર્ગ છે. સામાન્ય રીતે ભગવાન ભક્તોની ઘણી ઇચ્છા પૂરી કરે છે પણ ભક્તિ આપતા નથી કારણ કે ભક્તિ આપવાથી પોતાને સેવક થવું પડે છે, છતાં જ્યારે ભક્તિ માટે ભક્ત બહુ વ્યાકુળ થાય અને અનન્ય શરણ લે ત્યારે ભગવાન ભક્તિ પણ આપે છે.





## ૯
## ભક્તિમતી ગોદા-અમ્બા



શ્રદ્ધા અને વિશ્વાસથી ભગવાનને જે જેવા ભાવે ભજે છે, ભગવાન પણ તેને તેવા ભાવથી ભજે છે. સીતા અને રાધાના જે પ્રાણધાર પતિ હતા, કૌશલ્યા અને યશોદાના જે લાડીલા લાલ હતા, સુગ્રીવ અને અર્જુનના જે સખા હતા, રાવણ અને શિશુપાળના જે શત્રુ હતા તેજ ભગવાને આ કળિકાળમાં પણ સૂર, તુલસી, મીરા તથા નંદદાસ આદિ ભક્તોની સમક્ષ પ્રત્યક્ષરૂપે પ્રગટ થઇ પોતાની દિવ્ય લીલાઓ દેખાડી છે. ભગવાન સર્વત્ર અને સર્વદા વિભુ એટલે વ્યાપક તો છે જ પરંતુ જ્યાં પ્રેમ છે ત્યાં તે ભક્તના ઇચ્છિત સ્વરૂપે સાક્ષાત્ પ્રગટ થાય છે. મહાપુરુષો અને આપણા સદ્શાસ્ત્રો ગર્જના કરી ભાખે છે કે આજ પણ આપણે અનન્ય પ્રેમ, અખંડ વિશ્વાસ અને અવિચળ શ્રદ્ધાદ્વારા પરમાત્માને પ્રકટ

સાક્ષાત રૂપમાં જોઇ શકીએ છીએ, તેની સાથે વાતચિત કરી શકીએ છીએ અને આપણાં જીવનને કૃતકૃત્ય કરી શકીએ છીએ. માત્ર જોઈએ છે દૃઢ વિશ્વાસ અને અટલ પ્રેમ.

આજ એવી જ એક ભક્તિમતી દેવીનું દિવ્ય–ચરિત સંભળાવું છું કે જેણે પ્રભુને પતિરૂપે ભજ્યા અને જેને હરિએ પોતાની પત્ની રૂપે સ્વીકારી–અંગીકાર કરી. પ્રાચીન કાળમાં દક્ષિણ ભારતમાં કાવેરી તટ પર આવેલા એક ગામમાં વિષ્ણુચિત્ત નામના એક પરમ વૈષ્ણવ ભક્ત રહેતા હતા. તે બહુજ આસ્તિક અને ધાર્મિક પુરુષ હતા. અહર્નિશ તે ભગવદ્ ભજન, હરિકીર્તન અને નામ જપમાં લાગ્યા રહેતા, તેને ભગવાન વિના બીજું કંઇ ગમતું નહિ. તેને એક સુંદર બહુજ રમણીય તુલસીનો બગીચો હતો. તે નિત્ય પ્રાતઃકાળે તુલસીને પાણી પાતા અને તુલસીની માળા પહેરાવી ભગવાનની પૂજા કરતા. એક સમય સવારે ઘડામાં જળ ભરી તે બગીચામાં પાણી પાવા ગયા. ત્યાં એક મનોહર શિશુ કન્યા તેની નજરે પડી. ભક્તોના હૃદય કુદરતી રીતે સ્નેહ પૂર્ણ તેમજ દયામય હોય છે. તે ન્હાની બાળકીને જોઈ તેનું હૃદય સ્નેહથી ભરાઈ ગયું અને તે ત્યાંથી તેને તેડી ઘેર લઇ ગયો.

રાત્રે ભગવાને સ્વપ્નામાં તે કન્યાનો બધો વૃતાંત કહી સંભળાવ્યો–"વારાહાવતારમાં મેં પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો ત્યારે પૃથ્વીએ મને પૂછ્યું કે 'તમને કઈ

પ્રકારની પૂજા પરમ પ્રિય છે?' તે વખતે મેં એને બતાવ્યું હતું કે-'મને નામ કીર્તન તથા પત્ર-પુષ્પ-ફળ-જળની પૂજા સર્વથી પ્રિય છે. મને પ્રાપ્ત કરવાને ભક્ત મારૂં નામ તથા લીલાનું કીર્તન કરે અને પ્રેમ ભક્તિથી મારી પૂજા-અર્ચા કરે.' મારી આ વાત હૃદયમાં ગ્રહી પૃથ્વી આ કન્યાના રૂપે પ્રગટ થઇ છે અને તારા ઘરમાં રહેવા ઇચ્છે છે. તું આ કન્યાની સેવા કરતો રહેશે તો તું જરૂર પરમપદને પામીશ!' બ્રાહ્મણ બ્રાહ્મણી આ કન્યા પામી ઘણાં પ્રસન્ન થયાં અને સમયોચિત સંસ્કાર કરાવી તેનું નામ ગોદા પાડયું. સમય જતાં કન્યા મોટી થઇ. તે બહુજ પ્રેમથી પુષ્પોના હાર ગૂંથતી અને ભગવાનને ચઢાવતી. સદા પ્રેમરસમાં તરબોળ થઇ તે હરિનું નામ અને તેની લીલાઓનું ગાન કરતી. કન્યાએ બનાવેલ માળા લઇ વિષ્ણુચિત્ત બ્રાહ્મણ શ્રીરંગનાથજીના મંદિરે જતો અને પોતાના હાથથી માળા ચઢાવતો. એક વાર ગોદાએ તુલસીની બહુજ મનોહર માળા બનાવી. માળા બહુજ સુંદર હતી. ગળામાં કેવી શોભે છે તે જોવા ખાતર તેણીએ તે માળા પોતાના ગળામાં પહેરી લીધી. ત્યાર પછી તે દર્પણમાં પોતાનું મુખ જોઇ રહી હતી, એટલામાં વિષ્ણુચિન્ત આવી ચડયો. ગોદાની માળાને ઉચ્છિષ્ટ થઇ જાણી તેણે બીજી માળા બનાવી લીધી અને તે શ્રી રંગનાથજીને પહેરાવી દીધી. પરંતુ ભગવાન તો સમર્પણ અને પ્રેમના ભૂખ્યા છે. તેને તો ગોદાની ઉચ્છિષ્ટ માળાજ

જોઇતી હતી. ગોદા તો માળા પહેરી ભગવાન શ્રીરંગનાથજીના મંદિરમાં ગઇ અને ભગવાનના ચરણોમા સાષ્ટાંગ દંડવત કરી તેને સર્વાત્મ ભાવથી પોતાની જાતને સમર્પણ કરી દીધી. સમર્પણ જ્યારે સંપૂર્ણ થાય છે ત્યારેજ દેવ સ્વીકાર કરે છે. પ્રભુના ચરણોમા હૃદય અર્પણ કરવું હોય ત્યારે સર્વથા શૂન્ય, સર્વથા નિરાવરણ બનવું જોઇએ. ગોદાના મધુર અને સપૂર્ણ સમર્પણને ભગવાન કેમ અંગીકાર ન કરે ? હૃદય જ્યારે હરિના ચરણોમા સમર્પાય છે ત્યારે સંસારની કોઇપણ વાત સારી લાગતી નથી. ભગવાને ઉદ્ધવને કહ્યું છે :—

'જાણે પોતાનું ચિત્ત મારામા જ લગાવી દીધું છે તે મને છોડી બ્રહ્મપદ, ઇન્દ્રપદ, ચક્રવર્તી રાજ્ય, સારી પૃથ્વીનું કે પાતાળનું રાજ્ય યોગની સિદ્ધિઓ અથવા મોક્ષ આદિની પણ ઇચ્છા કરતો નથી.'

ગોદા પણ દિવસ રાત પ્રભુના પ્રેમમાં મસ્ત મનવાલી થઇ ફરતી. એક દિવસે પોતાના ધર્મ પિતાને બહુજ નમ્રતા ને વિનયપૂર્વક દિવ્ય ધર્મો તથા તીર્થસ્થાનો વિષે તેણે પૂછયું. વિષ્ણુચિત્તનું ચિત્ત પ્રભુના ચરણોમાં અનુરાગી હતુંજ. તે બહુજ પ્રેમ અને શ્રદ્ધા ભર્યા શબ્દોમાં પોતાની પુત્રીને કહેવા લાગ્યો, ' ભગવાન તો સર્વત્ર જ સમરૂપે વિરાજમાન છે. તેનો કયાંઇ કદી પણ અભાવ નથી પરંતુ મુખ્ય મુખ્ય સ્થાનોમાં તે મુખ્ય રૂપે બીરાજે છે. તે વિષે તને થોડું કહું છું :—

શ્રી વૈકુંઠધામમાં ભગવાન વાસુદેવ વિરાજે છે. આમોદ લોકમાં સંકર્ષણ અને બલરામ રહે છે. પ્રમોદ લોકમાં પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધનો નિવાસ છે, શ્વેતદીપમાં ક્ષીર શાયી-ભગવાન વિષ્ણુ નિવાસ કરે છે. બદરીવનમાં નર-નારાયણ રહે છે. નીમસારામાં ભગવાન હરિનું સ્થાન છે. મુક્તિનાથમાં ભગવાન સાલીગ્રામ તથા સાકેત-અયોધ્યા-પુરીમાં પોતાના ભાઈઓ સહિત મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રીરામચંદ્રજી રહે છે. મથુરામાં ભગવાન યદુનાથનો નિવાસ છે અને તે પોતાના આશ્રિત ભક્તોના ભવ-બંધનને તોડી નાખે છે, કાશીપુરીમાં સ્વયં ભગવાન વિશ્વનાથ બિરાજે છે, તે 'રામનામ' નો તારક મંત્ર દઈ સર્વને મોક્ષના અધિકારી બનાવી દીએ છે. બરસાના-નંદગામમાં નંદનંદન વસે છે અને તેજ દયામય પ્રભુ વૃંદાવન વિહારી આનંદકંદ શ્રી કૃષ્ણચંદ્ર નામે વૃંદાવનમાં વસે છે. કાલિ-દહમાં ગોવિંદનો નિવાસ છે અને તેનેજ ગોવર્ધનધારી ગિરિધરલાલ કહે છે. હરિદ્વારમાં ભગવાન યદુપતિ અને પ્રયાગમાં ભગવાન વેણી માધવ છે. ગયામાં ગદાધર અને ગંગા—સાગરમાં કપિલ મુનિનો વાસ છે ચિત્રકૂટમાં જગજ્જનની સીતા અને લક્ષ્મણની સાથે મહારાજશ્રી રામચંદ્રજી રહે છે. પંઢરપુરમાં શ્રી વિઠ્ઠલસ્વામી છે અને દક્ષિણમાં કાવેરીના કિનારે ભગવાન શ્રીરંગનાથનો નિવાસ છે.

ભગવાન શ્રી રંગનાથજીનું નામ સાંભળતાજ ગોદાને રોમાંચ થયા અને તેની આંખોમાંથી પ્રેમાશ્રુઓની ધારા

છૂટી. વિહ્વલ થઈ પોતાના ઇષ્ટદેવના સંબંધમા અધિક જાણવાની ઇચ્છા તેણીએ દર્શાવી. ત્યારે વિષ્ણુચિત્ત સંભળાવવા લાગ્યો–'ઇક્ષ્વાકુના યજ્ઞની સફલતા માટે બ્રહ્માજીની પ્રાર્થનાથી ભગવાન વિષ્ણુ ત્યાં પ્રગટ થયા. ભગવાનનો સાક્ષાત્કાર થતાં ઇક્ષ્વાકુ કૃતાર્થ થઇ ગયો અને બ્રહ્માની આજ્ઞાથી તે સરયૂના તટપર અયોધ્યામાં તપસ્યા કરવા લાગ્યો. તપસ્યાથી પ્રસન્ન થઇ બ્રહ્માએ ઇક્ષ્વાકુને વર માગવાનું કહ્યું. ઇક્ષ્વાકુએ આવો વર માગ્યો કે–ભગવાન વિષ્ણુનો અહીં અવધમાં અવતાર થાય અને તે શ્રી રંગનાથજીના રૂપે એના કુલદેવ થાય.'

બ્રહ્માએ તેને મોં માગ્યું વરદાન દઇ દીધું. ભગવાન શ્રી રામચંદ્રજી લંકા જીતી જ્યારે અયોધ્યા આવ્યા ત્યારે તેની સાથે વિભીષણ પણ આવ્યા હતા. તે જ્યારે લંકા જવા લાગ્યા ત્યારે તેણે ભગવાનને કહ્યું કે પ્રભુ! તમારો વિયોગ મારા માટે સર્વથા અસહ્ય છે તેથી મને કોઇ એવી વસ્તુ આપો જેથી મારા હૃદયને ધીરજ રહે. વિભીષણનો અચળ પ્રેમ જોઇ ભગવાન શ્રી રામચંદ્રજીએ તેને શ્રી રંગનાથજીની પ્રતિમા દીધી. જ્યારે વિભીષણ કાવેરી તટ પર આવ્યા ત્યારે તે કોઈ બીજા યજ્ઞના અનુષ્ઠાનમાં લાગી ગયા. પછી ભગવાન શ્રી રંગનાથજીએ લંકા જવા ઇચ્છયું નહિ. તેથી વિભીષણે ત્યાંજ ભગવાનની મૂર્તિ સ્થાપીત કરી. વિભીષણ ભગવાનની પૂજા–અર્ચા કરવાને નિત્ય લંકાથી અહીં આવતા હતા.

ભગવાન શ્રી રંગનાથનું વર્ણન સાંભળી ગોદાની ઉત્કંઠા બહુજ તીવ્ર બની. તેણે પિતાને ભગવાનની પ્રાપ્તિનું સાધન પૂછ્યું. હવે ગોદાને માટે એક ક્ષણનો વિયોગ અસહ્ય થઇ પડયો.

હવે તો જે પ્રકારે હરિ મળે તે વાત ગોદાને પ્રિય લાગતી'તી. તેણીએ માર્ગશીર્ષનું વ્રત કર્યું. એક રાતે તે જુએ છે કે પ્રભુજી સ્વપ્નમાં તેને મળવા આવ્યા છે. તેના આનંદનું પૂછવું શું? તે ઊઠી અને ભગવાનને બાથમાં લેવા ચાલી પણ તે છળથી ખસી ગયા–તેને તો તલસાવવામાંજ આનંદ આવે છે. ગોદાની વિરહ વ્યથા વધતી ગઇ, એના પ્રાણ રાત દિવસ એના જીવનધનમાં લાગી રહ્યા હતા. તે તેનું નામ જપતી, તેનું કીર્તન કરતી અને તેની ધૂનમાં ડૂબી રહેતી. તેની આંખોમાં, હૃદયમાં પ્રાણમાં, રોમ રોમમાં શ્રી રંગનાથજી વસેલ હતા, તે રોતી અને જોરથી છાતી પીટતી. પ્રિયતમ! સ્વપ્નમાં આવી તમે મળવાનો જે રસ્તો કર્યો છે તેનાથી તો મારા અંતરનો વિરહાગ્નિ ઊલટો વધારે પ્રજ્વલિત થઇ રહ્યા છે. આમ તલસાવવામાં તમને શો રસ આવે છે? હાય! એક ક્ષણ પણ તમારા વિના રહેવાતું નથી. દેવ! મારા જીવનધન! આ મારા પ્રાણોની વ્યાકૂલતાથી તમારૂં કઠોર હૃદય કંઇ પણ પીગળતું હોય તો તમે હમણાં આવી મને તમારા ચરણોમાં લઇ લીઓ. પ્રભો! ઓ મારા પ્રાણધાર! સીતાની શોધ માટે તમે સમુદ્રમાં સેતુ

બંધાવ્યો અને રાવણને મારી તેને અયોધ્યા લઇ આવ્યા, શિશુપાલનો વધ કરી રૂક્મિણીને પોતાને શરણે લીધી. દ્રૌપદી, ગજ, ગણિકા અને ગોપીઓની પ્રાર્થના સાભળી, પરંતુ મારીજ વખતે આટલો વિલંબ કેમ કરી રહ્યા છો? હું જાણું છું કે હું અપરાધીની છું પરંતુ જેવી તેવી પણ હું તમારી છું. તમે મારા પ્રાણવલ્લભ, હૃદયેશ્વર, જીવન સર્વસ્વ અને અવલંબન છો, તમને છોડી હું કેના શરણે જાઉં? જેવી રીતે ચકોર ચંદ્રમાને અને ચાતક ઘનશ્યામને ચાહે છે તેવીજ રીતે મારૂં હૃદય તમને મળવા તલસી રહ્યું છે."

ગોદાની વિરહાવસ્થા વધતી ગઇ અને હવે તેના સ્વયંવરનો વખત આવ્યો, વિષ્ણુચિત્ત પોતાની કન્યાને લઇ કુરકાનગર ગયો. વિવાહની બધી તૈયારીઓ થઇ રહી હતી પરંતુ ગોદાના મનમાં તો હરિ વસેલ હતા અને તેનું હૃદય પ્રભુ માટે તલસી રહ્યું હતું. ભગવાન ભક્ત-વત્સલ છેઃ—

'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્'

એ એનું મત છે. આ વખતે તો ગોદાની સ્થિતિ મીરાંની અથવા ગોપીઓના જેવીજ હતી.

સ્વયંવરનો મંડપ બહુ ઠાઠમાઠથી શણગાર્યો હતો. ભક્તકલ્પતરૂ ભગવાન શ્રી રંગનાથજી સ્વયં ભક્તની મનો-વાંચ્છના પૂરી કરવા પધાર્યા અને તેની સાથે સહુ દેવતા

બની ઠની આવ્યા હતા. જય-માલા લઇ ગોદા સભામંડપમા આવી ગોદાનું મન તો શ્રી રંગનાથના પ્રેમરસમાં છકેલું હતું. તેના હૃદયમાં પ્રભુજીની મોહિની મૂર્તિ વસી હતી. તેણે જયમાલા પોતાના પ્રાણાધારના ગળામાં નાંખી દીધી. દેવતાઓએ આનંદ દુન્દુભી વગાડયા અને આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થવા લાગી. સૂર, કિન્નર, ગન્ધર્વ આકાશમા મધુર સ્વરે ગીત ગાવા લાગ્યા. સૂર્ય અને ચંદ્રમા ચમ્મર ઢાળવા લાગ્યા અને પવન દેવ પંખો નાંખવા મંડયા. દેવર્ષિ, મહર્ષિ જય જયકાર કરવા લાગ્યા. બ્રહ્મા વેદ ભણવા લાગ્યા. નગરની શોભા અવર્ણનીય હતી. ભગવાને વિશ્વકર્માને નગરને નવા પ્રકારે વસાવવા, શણગારવા આજ્ઞા દીધી. વાત-વાતમાં સર્વ તૈયાર થઇ ગયું. સ્વયંવર બાદ વિવાહનું મંગળ કાર્ય બહુ ધામધૂમથી શરૂ થયું. શ્રી. રંગનાથે ગોદાનું પાણી ગ્રહણ કર્યું.

બન્નેની આરતી ઉતારી, વિવાહનું મંગળ કાર્ય પૂરૂં થયા બાદ બધા દેવતા પોતપોતાના વાહનો પર બેસી સિધાવ્યા તથા ભગવાન શ્રીરંગનાથજી ગોદાને લઇ અમરધામે પધાર્યા.

લોકોને આ કથામાં આશ્ચર્ય કે શંકા કરવાનું કંઈ સ્થાન નથી. 'હું ભક્તોનો છું અને ભક્ત મારો છે' એ પ્રભુની પ્રતિજ્ઞા છે. સર્વાત્મભાવે સમર્પણ અને અખંડ પ્રેમથી સર્વ કાંઇ સાધ્ય છે, સંસારી જીવોને જે અસંભવીત

લાગે છે તે ભગવાન અને તેના ભકતોના માટે બહુ સાધારણ વાત છે.

**નોંધ**—જે ભાવે ભક્ત ભગવાનને ભજે છે તે ભાવે ભગવાન ભક્તને ભજે છે. બધા રસમા શૃગાર રસ માણસને બહુ ગમે છે તેથી ભગવાનને પતિ તરિકે ભજવાથી ભક્તને નિત્ય શૃગાર રસ પ્રાપ્ત થાય છે સ્ત્રીઓ શ્રદ્ધાથી નિશ્ચય કરે તો આ કામ કરી શકે છે પણ પુરષોને માટે સ્ત્રીભાવ ધારણ કરવો બહુ મુશ્કેલ છે. ભક્તિમતી ગોદા-અમ્મા એ શ્રી રાધાજીનો અવતાર મનાય છે. અને જ્યા જ્યા શ્રીરગનાથજીનુ મદિર હોય ત્યા ત્યા શ્રી ગોદા-અમ્માની મૂર્તિ પણ રાખવામા આવે છે

જ્યારે રાસ લીલા વખતે ગોપીઓ મધ્ય રાત્રીએ શ્રીકૃષ્ણ પાસે ગઇ ત્યારે શ્રીકૃષ્ણે તેઓને કહ્યુ કે આહીં અધારી રાત્રે કેમ આવ્યા છો, પાછા ઘેર જાઓ અને પતિ સેવા કરો, પતિ સેવા કરવી એજ સ્ત્રીઓનો ધર્મ છે એ વચન સાભળી ગોપીઓએ શ્રીકૃષ્ણને જવાબ આપ્યો કે "અમે ઘેર જઇ પતિ સેવા કરવા તૈયાર છીએ પણ તમે અમને જે પતિ આપ્યા છે તે અમે જીવીએ ત્યાસુધી જીવતા નથી। તેથી આખી જિંદગી પતિ સેવા થઇ શકતી નથી અને કદાચ અમે પહેલા મરી જઇએ તો એક પતિ જીવતા છતા બીજા જન્મમા અમારે બીજો પતિ કરવો પડે છે માટે અમારે તો એવો પતિ જોઇએ છે કે દરેક જન્મમા તેજ પતિ રહે અને એવા પતિ તો આપ એકજ છો." આ જવાબ સાભળી ભગવાને તેમને રાસ લીલાનો અનુભવ આપ્યો હતો. તે અનુભવ થયા પછી ગોપીઓ નિત્ય આનદમા ડૂબી ગઇ હતી



૧૯

## ભક્તિમતી જનાબાઇ*

ભગવાન પ્રેમના ભૂખ્યા છે. તેને જે સાચા મનથી ચાહે છે તે તેના બની જાય છે. ભગવત્‌-પ્રેમમાં જાતિ-કુલ, વિદ્યા-બુદ્ધિ કે ધન ઐશ્વર્યની કાંઇ પણ ગણના નથી. પુરુષ હો. સ્ત્રી હો, પંડિત હો, મૂર્ખ હો, રાજા હો, રંક હો, બ્રાહ્મણ હો, ચંડાલ હો-જે કોઇ તેને પ્રેમથી ભજે છે તે તેને પ્રાપ્ત કરે છે.

ભક્તિમતી જનાબાઇ સુપ્રસિદ્ધ ભક્ત શ્રેષ્ઠ શ્રી નામદેવજીના ઘરની એક કામવાળી હતી. ઘર સાફ કરવું, વાસણ માંજવાં, વસ્ત્ર ધોવાં અને પાણી ભરવું-વગેરે કામ તેને કરવાનું હતું. ઋષિ-મુનિયોની સેવામાં રહી પૂર્વ જન્મમાં જેમ દેવર્ષિ નારદજી ભગવાનના પરમ પ્રેમી બન્યા હતા તેમજ ભક્તવર નામદેવજીના ઘરમાં થતી સત્યસંગતિ તથા ભગવદ્‌-ચર્ચાના પ્રભાવથી જનાબાઇના સરલ હૃદયમાં પણ ભગવત્‌-પ્રેમનું બીજ અંકુરિત થયું

* લેખ બાબા રાઘવદાસજી.

હતું. તેણીની ભગવન્નામમાં પ્રીતિ થઇ હતી. જેનામાં જેને જે પ્રીતિ થાય છે તેનાથી તે ભૂલાતું નથી. તેવી રીતે જનાબાઇ પણ ભગવન્નામનું નિરંતર સ્મરણ કરવા લાગી. જેમ જેમ નામ સ્મરણ વધતું ગયું તેમ તેમ પાપના પૂંજ બળવા લાગ્યા અને પ્રેમનો અંકુર પલ્લવિત થઇ દૃઢ વૃક્ષના રૂપે પરિણમ્યો, તેના મૂળ ચારે કોર ફેલાવા લાગ્યા.

એકાદશીનો દિવસ છે, નામદેવજીને ઘેર ભક્તોની મંડળી જામી છે. રાત્રીનું જાગરણ હતું. નામ કીર્તન તથા ભજનમાં સૌ કોઇ મસ્ત બન્યું હતું. કોઇ કીર્તન કરે છે, કોઇ ઢોલક બજાવે છે, કોઈ કરતાલ અને કોઇ ઝાંઝ વગાડે છે. પ્રેમી ભક્ત પ્રેમમાં વિહ્વલ છે, કોઇને તનમનનું ભાન રહ્યું નથી. કોઇ નાચે છે, કોઇ ગાય છે, કોઇ આંસુ વહાવી રહ્યા છે, કોઇ મસ્ત જોરથી હસી રહ્યા છે. કેટલી રાત વીતી તેનું કોઇને ભાન નથી. જનાબાઇ પણ એક ખૂણામાં ઊભી પ્રેમમદમાં મસ્ત બની ગઇ છે. આ આનંદ સમુદ્રમાં ડૂબતાં રાત તો બહુ ત્વરાથી ચાલી ગઇ. સવાર થયું લોકો પોત પોતાને ઘેર ગયા, જનાબાઇ પણ પોતાને ઘેર આવી, ઘેર આવી જનાબાઇ જરા સૂઇ ગઈ, પ્રેમનો નિશો હજુ પૂરો ઉતર્યો ન હતો, તે તેમાં વિહ્વલ બની પડી રહી. સૂર્ય દેવ ઊગી ગયા હતા. જનાબાઈ ઊઠી અને સૂર્યોદય થયો જોઇ બહુ ગભરાઇ. તેણીએ જાણ્યું કે મને બહુ મોડું થયું છે. માલિકના ઘેર ઝાડુ કાઢવામાં

અને વાસણ માંજવામાં મુશ્કેલી બહુ પડી હશે. તે મ્હોં ધોઇ તુરત કામ કરવા ગઈ, ઘણો વિલંબ થઇ ચુકયો હતો. ગભરાએલી જના ઘરકામ જલદીથી આટોપવા લાગી, પરંતુ ગભરામણમાં કામ 'પૂરૂં' થયું નહિ. એક કામમાં વિલંબ થવાથી તે કામ બરાબર થતું નથી, તેમજ બીજા બધા કામમાં એમજ થયા કરે છે. એમ અહીં પણ થયું. વાળવું, પાણી ભરવું, વસ્ત્ર ધોવાં, વાસણ માંજવાં એમ કેટલુંય કામ કરવાનું હતું. થોડું કામ પતાવી તે જલ્દી લુગડાં ધોવા ચંદ્રભાગા નદીને આરે ગઇ. લુઘડાં ધોવા મંડી ત્યાં તેને એકાએક જરૂરી કામ કરવાનું યાદ આવ્યું. જો આ વખતે તે નહિ ધાય તો નામદેવજીને બહુ હરકત પડશે એમ ધારી તે નદીએથી તુરત માલિકને ઘેર જવા નીકળી. રસ્તામાં અકસ્માત એક અપરિચિત વૃદ્ધ સ્રીએ પ્રેમથી છેડો પકડી જનાને કહ્યું–બાઇ જના ! આમ ગભરાતી કયાં દોડતી જાય છે ? એવું શું કામ છે ? જનાએ પોતાનું કામ તેને બતાવ્યું. તે વૃદ્ધ સ્રીએ સ્નેહ ભર્યા વચનોથી કહ્યુ :–" ગભરા નહિ, તું ઘરનું કામ કરી આવ, દરમીઆન હું તારા લુગડાં ધોઇ દઉં છું." જનાબાઇએ કહ્યું :—નહિ, મા, તમે મારા માટે કષ્ટ ન ઉઠાવો, હુ હમણાં આવું છું તે વૃધ્ધ સ્રીએ હસતાં કહ્યું કેઃ—મને આમા કંઇ કષ્ટ નથી, મારે માટે કોઇપણ કામ કરવું મુશ્કેલ નથી. હું નિત્ય બધી જાતનાં કામ કરૂં છું, મને એનો મ્હાવરો છે. આમ છતાં તારૂં

મન ન માને તો તું મારા કામમાં કદી મદદ દેજે. જનાબાઈને ઘેર જવાની ઉતાવળ હતી. આ તરફ તે વૃદ્ધ સ્ત્રીના વચનોમા સ્નેહ ઝરતો હતો. તે કાંઇ વધું બોલી ન શકી અને મનમાં ને મનમાં તે ભલી બાઇની પરોપકાર વૃત્તિને વખાણતી ચાલી ગઇ. તેને શી ખબર કે તે વૃદ્ધ સ્ત્રી સામાન્ય સ્ત્રી નહોતી પરંતુ સચ્ચિદાનન્દમયી જગજ્જનની હતી. તે વૃદ્ધ સ્ત્રીએ જોત જોતામાં લુગડાં ધોઇ સાફ કરી દીધાં. સાથે સાથે લુગડાં પ્હેરવાવાળા, તથા લાવવાવાળાના કર્મના મેલ પણ ધોવાઇ ગયા. થોડીવારમાં જનાબાઇ પાછી આવી, ધોવાયેલ લુગડાં જોઇ તેનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ ગયું. તેણીએ કહ્યું:—'માતા આજ તમને બહુ શ્રમ પડયો છે. તમારા જેવી પરોપકારી માતાઓ ઇશ્વર-સ્વરૂપ જ હોય છે.' જના! તું ભૂલે છે આ વૃદ્ધ સ્ત્રી ઇશ્વર સ્વરૂપિણી નથી-સાક્ષાત ઇશ્વર જ છે. તારા પ્રેમને વશ થઇ ભગવાને વૃદ્ધ સ્ત્રીનું રૂપ લીધું છે.

વૃદ્ધ સ્ત્રીએ મંદ મંદ હસતાં કહ્યું :—જનાબાઇ, મને તો કાંઇ શ્રમ પડયો નથી. કામ એવું શું હતું ? લે, આ તારાં લુગડાં, હું જાઉં છું. આમ કહી વૃદ્ધ સ્ત્રી ત્યાંથી ચાલી ગઇ. જનાનું હૃદય વૃદ્ધ સ્ત્રીના સ્નેહથી ભરાઇ ગયું તેને ખબર ન રહી કે વૃદ્ધ સ્ત્રી ચાલી જાય છે. જના લુગડાં ભેગાં કરવા લાગી એટલામાં એના મનમાં આવ્યું કે તે વૃદ્ધ સ્ત્રીએ આટલો ઉપકાર કર્યો છે. તેનું નામ ઠેકાણું તો પૂછી લઉં. કોઇ દિવસ એનું દર્શન તેમજ

તેનો સેવા સત્કાર કરી શકાય. વૃદ્ધ સ્ત્રી થોડી ક્ષણ પહેલાંજ ગઈ હતી. જનાએ ચારે કોર જોયું, રસ્તા તરફ દોડી, ચારે તરફ જોઇ થાકી, પણ તે વૃદ્ધ સ્ત્રીનો પત્તો લાગ્યો નહિ, લાગે પણ કયાંથી ?

જના નિરાશ થઇ. નદી કિનારે પાછી આવી અને ત્યાંથી લુગડાં લઇ નામદેવને ઘેર જઇ પહોંચી. જનાનું મન તે વૃદ્ધ સ્ત્રી માટે વ્યાકુલ બન્યું હતું તેણીએ કોણ જાણે જતાં જતાં કેવું જાદુ કરી દીધું હતું કે જના તે કંઇ સમજીજ શકી નહિ. વાત પણ એમજ છે. તે બહુજ નિપૂણ જાદુગરી હતી.

સત્સંગનો સમય હતો. સંતમંડળી એકત્ર થતી હતી. જનાએ ત્યાં જઇ નામદેવજીને બધો વૃત્તાંત સંભળાવ્યો કહેતાં કહેતાં તે ગદ્‌ગદ્–કંઠ થઇ ગઈ. ભગવદ–ભકત નામ-દેવજી બધી વાત સાંભળી તુરત લીલા સમજી ગયા અને મનમાં ને મનમાં ભગવાનની ભકત—વત્સલતાની પ્રશંસા કરી પ્રેમમાં મગ્ન થઇ ગયા; પછી બોલ્યા—'જના ! તું બહુ ભાગ્યશાળી છે, ભગવાને તારા પર બહુ અનુગ્રહ કર્યો, તે કોઇ સામાન્ય વૃદ્ધ સ્ત્રી હતી નહિ. તે તો સાક્ષાત નારાયણ હતા. તે તારા પ્રેમ વશ થઇ વિના બોલાવ્યા તને કામમાં મદદ કરવા આવ્યા હતા.' આ સાંભળતાંજ જનાબાઇ પ્રેમથી રોવા લાગી અને ભગવાનને શ્રમ દેવા માટે દુઃખી થવા લાગી. બધો સંતસમાજ આનંદથી પુલકિત બની ગયો.

**નોંધ** :—ભક્તિમની શ્રી જનાબાઇના ભક્તિમય જીવનનો આ એકજ પ્રસંગ નથી. દક્ષિણ દેશમા એ વાત પણ અતિ પ્રસિદ્ધ છે. કે જ્યારે જનાબાઇ દળણુ દળતા દળતા ભજન ગાતી હતી ત્યારે ભગવાન તેના ભજન સાભળવા ઘટી પાસે તેની આગળ બેસતા



ભગવાન અને જનાબાઈ.

અને કોઈ વાર જનાબાઈને ભગવાન કહેતા કે "તું મને ભજન સંભળાવ અને હું તારૂં દળણું દળી આપીશ," એમ કહી ભગવાન તેનું દળણું દળી આપતા. દક્ષિણમાં હજુ એવી કહેવત છે કે 'જની સંગે દળલે' એટલે ભગવાને જનાબાઈની સાથે ઘંટીમાં લોટ દળી આપ્યો. હાલના કાળમાં પણ દક્ષિણમાં લોટની કેટલીક દુકાને બે જાતનો લોટ વેચવામાં આવે છે. એક ભજન કરતાં દળેલો—તેની કિંમત વધારે આપવી પડે છે, તેને ગાયાચા લોટ એટલે ભજન કરતાં દળેલો લોટ કહે છે. બીજો, ખાયાચા લોટ એટલે માત્ર ખાવા માટે દળેલો, તેની કિંમત ઓછી હોય છે.

ભક્તિ માર્ગના ગ્રંથોમાં લખેલ છે કે ભગવાન ઘણા ભક્તોને મુક્તિ આપે છે પણ ભક્તિ કોઈનેજ આપે છે કારણ કે ભક્તિ આપવાથી પોતાને સેવક થવું પડે છે, અને ભક્તના પ્રેમનો બદલો આપવો પડે છે. જો ભક્તનો પ્રેમ સ્વિકારનાર કોઈ ન હોય તો ભક્તે પ્રેમ કર્યો છે એમ કહેવાય નહિ તેથી ભગવાનને પ્રેમ સામો આપવાની ફરજ પડે છે. આવો આનંદ કોઈ ભક્તજ પ્રાપ્ત કરી શકે છે. ભગવાનનું નામ સાંભળતાં જેનું ચિત્ત દ્રવીભૂત થઈ જાય છે, તે માણસ ભક્તિ વધારે તો તે દ્રવતુ ચિત્ત ધીરે ધીરે ભગવદ્ ધર્મોને આકારે પરિણામ પામે છે. ચિત્તનું આવું પરિણામ થાય તેને ખરી ભક્તિ કહે છે. ગંગા જેમ નિત્ય સાગરમાં ભળતી રહે છે અને વહેતી રહે છે તેમ ભક્ત ભગવાનમાં ભળતો રહે છે અને દ્રવતો પણ રહે છે.





## ૧૧
## ભક્તિમતી કરમૈતીબાઈ

જેનું મન તે નંદનંદન શ્યામ વદન મોહનની માધુરી છબીપર મોહિત થઇ જાય છે તેને જગતનાં સર્વ રૂપ, જગતનાં સર્વ સુખ, નિઃરસ ફીકા લાગે છે. તેમાં પણ સંસારનું જે સુખ પ્રભુ ( પ્રિયતમ ) ના મિલનમાં બાધક થાય છે તે તો તેને ઝેર રૂપ જણાય છે.

સંસારના વિષય જો ભગવત્પ્રેમમાં સહાયક બને, વ્હાલા શ્યામ સુંદરની પૂજાની સામગ્રી રૂપ બને તો તે ભલે રહ્યા, તેના અસ્તિત્વમાં પરમ સુખ છે; કારણ, તેનાથી પ્રિયતમના પદકમલોની પૂજા થાય છે. પરંતુ જે વિષય પ્રિયતમના પ્રેમમાં બાધક હોય તેને તો ન રાખવા એજ ઇષ્ટ છે. તેથી ભક્તજનો મારા સંસારને કાંતો ભગવત્પૂજાની સામગ્રી માની નિભાવે છે અગર તો પ્રતિકૂલ ગણી તેનો સર્વથા ત્યાગ કરે છે. વિષયોની આસક્તિનો ત્યાગ તો ઉભયનેય કરવો પડે છે. કયાંઇક વિષય રહેતો હોય તો

તે ભોગ સામગ્રીના રૂપે નથી રહેતો. ભક્ત જ્યારે પોતે પોતાનેજ પ્રભુના ચરણોમાં સમર્પી દીએ છે ત્યારે તેની પોતાની કોઇ ભોગ્ય-વસ્તુ તો બાકી રહેજ કયાંથી ?

તે જેમ પ્યારા પ્રભુનો તેમજ તેની બધી વસ્તુ પણ પ્રભુની. જરૂર જે ચીજ પ્રભુની બનતી નથી અથવા પ્રભુને આત્મ-સમર્પણ કરવામાં વિઘ્ન રૂપ થાય છે તે વસ્તુ સર્વથા ત્યાજ્ય ગણાય છે. ભક્તિમતી કરમૈતીબાઇએ પણ આ સિદ્ધાંત સમજી પિતા અને પતિ-ગૃહનો ત્યાગ કરી વૃંદાવનની મહા યાત્રા કરી હતી.

જયપુર તાબાનું ખંડેલા નામનું એક સ્થાન છે. ત્યાં સેખાવત સરદાર રાજ્ય કરતા હતા. પંડિત પરશુરામજી ખંડેલા રાજ્યના કુલ પુરોહિત હતા. કરમૈતીબાઇ તે ભાગ્યશાળી પરશુરામજીની સદ્ગુણવતી પુત્રી હતી. પૂર્વ સંસ્કારના અંગે ન્હાનપણથી જ કરમૈતીનું મન શ્યામસુંદરમાં લાગી રહ્યું હતું, તે નિરંતર શ્રીકૃષ્ણના નામનો જપ કર્યા કરતી અને એકાંત સ્થળમાં શ્રીકૃષ્ણનું ધ્યાન કરતી. “હા નાથ ! હા નાથ” એમ પોકાર્યા કરતી. ધ્યાનમાં તેના નેત્રોમાંથી આંસુની ધારા વહેવા લાગતી, તેનું શરીર રોમાંચિત થઇ જતું. પ્રેમાવેશમાં કયારેક તે હસતી, કયારેક રોતી અને કયારેક ઊંચા મધુર અવાજે કીર્તન કર્યા કરતી.

એક ન્હાની શી બાલિકાનો સરલ ભગવત્પ્રેમ જોઇ ઘરના તેમજ આસપાસનાં બધા માણસો પ્રસન્ન થતા

હતા. એમ કરતાં કરતાં કરમૈતીની ઉમ્મર વિવાહ યોગ્ય થઇ. પિતા માતા યોગ્ય વરની શોધ કરવા લાગ્યા પરંતુ કરમૈતીબાઇને વિવાહની વાત ગમતી નહોતી. શરમને લીધે તે માતા પિતાની સામે કંઇ બોલતી નહિ પરંતુ વિષયોની વાતો તેને વિષ સમાન લાગતી હતી. તેની ઇચ્છા નહિ હોવા છતાં પિતાની ઇચ્છાથી તેનો વિવાહ થઇ ગયો પરંતુ પોતે સ્વયં વિવાહ અગાઉ જ, અરે પૂર્વ જન્મમાંજ, ભગવાનને અર્પણ થઇ ચૂકી હતી. ભગવાનની વસ્તુપર બીજાનો અધિકાર થાય તે કેમ તે સહન કરી શકે ? તે તો આ સંસારથી પર દિવ્ય પ્રેમ રાજ્યના અધીશ્વર નિત્ય નવીન, ચિરકુમાર, સૌંદર્ય–રાશિ, શ્યામવદન સચ્ચિદાનંદની થઇ. દિવસ રાત તેનું ચિન્તન કર્યા કરતી હતી. કેટલાક દિવસ તો એમજ ચાલ્યા ગયા, પરંતુ એક દિવસ સસરાવાળા તેને તેડવાને આવ્યા. તેણીને ખબર પડી કે જેના ઘરમાં તેનો વિવાહ થયો છે ત્યાંના માણસો ભગવાનને માનતા નથી, તેઓ વૈષ્ણવો અને સંતોના વિરોધી છે. ત્યાં તેને પોતાના પ્યારા ઠાકુરજીની સેવાનો પણ અવસર નહિ મળે અને પોતાના શરીર અને મનને પણ વિષય ભોગમાં લગાવવાં પડશે. આ બધું સમજી તે વ્યાકુલ બની ગઇ. મનમાં ને મનમાં ભગવાનનું સ્મરણ કરી રોવા લાગી. તેણીએ કહ્યું " નાથ ! આ વિપત્તિમાંથી મને બચાવો. શું આ તમારી દાસીને જબરદસ્તીથી આજ વિષયોની દાસી બનાવવામાં આવશે ? શું તમે એવો કોઇ

ઉપાય નહિ બતાવો કે જેનાથી હું તમારા વ્રજધામમા જઇ ત્યાંની પવિત્ર રજ મારા મસ્તક પર ધારણ કરી શકું ? ”

ઘરમાં માતા પિતા પુત્રીને સાસરે મોકલવાની તૈયારી કરવામાં પડયાંછે. આ તરફ કરમૈતી બીજી જ ધુનમાં મસ્ત છે. રાતના થાકી સૌ સૂઈ ગયાં પણ કરમૈતી તો ભગવાનની ઉપર પ્રમાણે પ્રાર્થના કરી રહી હતી. અકસ્માત એના મનમાં સ્ફુરણા થઇ કે જગતની આ વિષય વાસના મનુષ્યને સદાને માટે વ્હાલા ભગવાનથી દૂર રાખે છે, તેમાં રહેવું એ કેવળ મૂર્ખતા છે. ગમે તે થાઓ પણ મારા માટે વિષયોનો ત્યાગજ સર્વથા શ્રેયસકર છે. એવો વિચાર કરી અર્ધી રાતે સર્વથા ઘોર અંધારામાં કરમૈતી નિર્ભય ચિત્તથી એકાએક એકલી ઘરમાંથી નિકળી ગઇ. તે પ્રાણપ્યારા માટે પ્રેમમાં મસ્ત બની નિકળી પડે છે. તેને કોઇનો પણ ભય નથી રહેતો. અગાઉ કદી કરમૈતી એકલી બહાર નીકળી ન હતી, પરંતુ આજ અર્ધી રાતે તે બધું ભૂલી જઇ દોડી રહી છે. કોઇ સાથે નથી. સાથ છે ભકતોના નિત્ય સખા સદા–સંગી ભગવાન શ્યામસુંદરનો. શરણાગત આશ્રિત ભકતોની સાથે રહી તેમનું રક્ષણ કરવું એ તેનું મુખ્ય કામ છે. ભગવત્પ્રેમમાં મતવાલી કરમૈતી અંધકારને વટાવતી ચાલી જાય છે. તેને ભાન નથી કે હું કોણ છું અને કયાં જાઉં છું. તે તો દોડતી ચાલી જ જાય છે. રાતભરમાં કેટલે દૂર ગઇ તેની

તેને ખબર નથી. પ્રાતઃકાળ થયો પરંતુ તે તો નિદ્રા ભૂખથી અજાણ એમજ દોડતી ચાલી જાય છે.

આ તરફ સવાર થતાં વેંત કરમૈતીની માતાએ પુત્રીને ઘરમાં ન જોતાં રોતી રોતી પોતાના પતિ પરશુરામ પાસે જઈ આ દુઃખદ સમાચાર સંભળાવ્યા. પરશુરામને બહુ દુઃખ થયું. એક તો પુત્રીનો સ્નેહ અને બીજો લોક લાજનો ભય. તો પણ એ જાણતો હતો કે મારી પુત્રી વિષય વિરાગ અને ભગવત્ પ્રેમને અંગેજ ક્યાંઇ ચાલી ગઈ છે, પણ ગામનાં લોક કોણ જાણે શું શું કહેશે, મારી સતી પુત્રી પર ખોટું કલંક લગાવશે, આ વિચારોથી બહુ દુઃખી થઇ તે પોતાના યજમાન રાજા પાસે ગયો.

રાજાએ પુરોહિતના દુઃખમાં સહાનુભૂતિ દેખાડી અને ચારે કોર સવાર દોડાવ્યા. જે રસ્તે કરમૈતી જતી હતી તે રસ્તે પણ બે ઘોડેસ્વાર ગયા. દૂરથી ઘોડાના ડાબલા સંભળાયા ત્યારે કરમૈતીને ભાન આવ્યું. તેણીએ જાણ્યું કે રખે આ સવાર મારી પછવાડેજ આવે છે પણ તે છુપાય ક્યાં ? ત્યાં ન હતી કોઇ પર્વતની કંદરા કે ન હતું વૃક્ષનુંએ કાંઈ નામ નિશાન. રણ જેવું ખુલ્લું મેદાન હતું. આખર એક વિચાર સૂઝયો. પાસેજ એક મરેલો ઊંટ પડયો હતો. શિયાળ–ગીધ જનાવરોએ તેનું પેટ ફાડી માંસ કાઢી લીધું હતું. પેટ એક બખોલ જેવું લાગતું હતું. કરમૈતી બેધડક તે બહુજ દુર્ગંધ મારતા

ઊંટના પેટમાં સંતાઇ ગઇ. સ્વારોએ તે તરફ જોયું નહિ. તીવ્ર દુર્ગન્ધ આડે તેઓ ત્યાં ઊભા પણ ન રહી શક્યા. કરમૈતીને તો વિષયની દુર્ગન્ધ એટલી અસહ્ય થઇ પડી હતી કે તે દુર્ગન્ધમાંથી બચવા માટે આ દુર્ગન્ધ તેના હિસાબમાં ન હતી, અગર પ્રેમ દિવાની ભક્ત–બાલિકાના માટે ભગવત કૃપાથી આ દુર્ગન્ધ મહાન સુગંધના રૂપમમાંજ પરિણમી. જેની કૃપાથી અગ્નિ શીતળ અને વિષ અમૃત બન્યાં હતાં તેની કૃપાથી દુર્ગન્ધની સુગંધ બને એમાં શી મોટી વાત ! ત્રણ દિવસ સુધી કરમૈતી ઊંટના પેટમાં નિજ પ્યારા શ્યામના ધ્યાનમાં પડી રહી. ચોથે દિવસે ત્યાંથી નિકળી થોડે દૂર જતાં સાથ મળી ગયો.

કરમૈતીએ પ્રથમ હરદ્વાર જઇ ભાગીરથીમાં સ્નાન કર્યું. ફરી ત્યાંથી ચાલતાં ચાલતાં તે જઇ પહોંચી પેલા સાવરીઆ શામળાની લીલાભૂમિ વૃંદાવનમાં. તે જમાનામાં વૃંદાવન કેવળ સાચા વિરાગી વૈષ્ણવ સાધુઓનુંજ કેન્દ્રસ્થાન હતું. ત્યાં ચારે કોર મતવાલા ભગવત્–પ્રેમીઓની ઠઠ્ઠ જામી રહી હતી. તેથી તે પરમ પવિત્ર સ્થાન તરફ ભક્તોની દૃષ્ટિ લાગી રહેતી હતી.

વૃંદાવન પહોંચતાં કરમૈતી જાણે આનંદસાગરમાં ડૂબી ગઇ. તે જંગલમાં બ્રહ્મકુંડ પર રહેવા લાગી. પ્રેમસિંધુની મર્યાદા તૂટી જતાં તેનું જીવન નિત્ય અપાર પ્રેમધારામાં વહેવા લાગ્યું. આ તરફ પરશુરામને કંઇ પત્તો નહિ

લાગતાં આખર તે શોધતાં શોધતાં વૃંદાવન જઇ પહોંચ્યો. વૃંદાવનમા પણ કરમૈતીનો પત્તો કયાંથી લાગે ? જગતની સમક્ષ પોતાની ભકિતનો દેખાવ કરવાવાળા કોઇ આડંબરી ઢોંગી ભકત જેવી તો તે હતીજ નહિ. તે તો પોતાના પ્રિયતમના પ્રેમમાં ડૂબેલી એકલી જંગલમાં રહેતી હતી. એક દિવસે પરશુરામે વૃક્ષ પર ચઢી જોયું તો બ્રહ્મકુંડ પર એક વેરાગિણી નજરે પડી. તે તુરત ઉતરી ત્યાં દોડી ગયો. ત્યાં જઇ જુએ છે, તો કરમૈતી સાધુ વેશમાં ધ્યાનમગ્ન થઈ બેઠી છે, તેના મુખપર ભજનનું નિર્મળ શીતળ તેજ પ્રકાશી રહ્યું છે આંખોમાંથી પ્રેમનાં આંસુઓની અવિરત ધારા વહી રહી છે. પરશુરામ પુત્રીની આ દશા નિહાળી હર્ષ–શોકમાં ડૂબી ગયો. પુત્રીની બાહ્ય સ્થિતિ જોતાં તેને શોક થયો પણ તેનો ભગવત્–પ્રેમ જોઇ તેને બહુ હર્ષ થયો. તે પોતાને આવી ભકિતમતી દેવીનો પિતા સમજી ધન્ય માની રહ્યો હતો.

પરશુરામને ત્યાં બેઠાં ઘણો વખત થઇ ગયો. તે તેની પ્રેમ–દશા જોતાં જોતાં બેભાન જેવો થઇ ગયો. પરંતુ કરમૈતી જાગી નહિ. આખર પમશુરામે તેને હલાવી જાગૃત કીધી અને બહુ વિનયપૂર્વક ઘેર જઇ ત્યાં ભજન કરવાનું કહ્યું.

કરમૈનીએ કહ્યું:—પિતાજી ! અહિં આવી કોણ પાછું ગયું છે ? હું તો પ્રેમમયના પ્રેમ સાગરમાં ડૂબી મને

પોતાને ખોઇ બેઠી છું. જીવતાં છતાં હું મરી ગઇ છું. આ મડદું હવે અહીંઆથી કેમ ઊઠે ? તમે ઘેર જઇ મારા માતા સહિત શ્રીકૃષ્ણનું ભજન કરો. એના સમાન સુખનો સાજ ત્રિલોકમાં કયાંઇ બીજો નથી. ભગવાનના ગુણ ગાતાં ગાતાં પ્રેમાવેશમાં કરમૈતી મૂર્છિત થઇ ગઇ. બ્રાહ્મણ પરશરામ પોતાના સંસારી જીવનને ધિઃક્કારતોઃ જાગૃત થયો અને શ્રીકૃષ્ણ ભજનની પ્રતિજ્ઞા કરી પ્રેમ અશ્રુ વહાવતો તે ઘેર પાછો ફર્યો. ઘેર જઇ તેણે તેની પત્નીને પુત્રીના સમાચાર સંભળાવી કહ્યું કે :-'બ્રાહ્મણી ! તને ધન્ય છે કે તારા ઉદરે આવું સંતાન જન્મ્યું છે, આજ આપણું કુલ પવિત્ર અને ધન્ય થયું છે. રાજા પણ આ સમાચાર સાંભળતાં તે પણ કરમૈતીના દર્શનાથે વૃંદાવન. જવા નીકળ્યો. વૃંદાવનમાં જઇ કરમૈતીની બહુજ પ્રેમ-વિહ્હલ અવસ્થા જોઇ, રાજાનું મસ્તક ભક્તિભાવે તેના ચરણોમાં એની મેળે ઝૂકી ગયું રાજાએ કુટિયા બનાવી દેવાને બહુ પ્રાર્થના કરી પરંતુ કરમૈતી ના પાડતી હતી. આખર રાજાના બહુ આગ્રહથી કુટિયા બનાવવા કરમૈતીએ કંઇ આનાકાની કરી નહિ. રાજાએ કુટિયા બનાવી દીધી. કહે છે- કે કરમૈતીની કુટિયાનો ધ્વંશાવશેષ આજ પણ છે. કરમૈતીબાઇ ઘણાજ ત્યાગ ભાવથી રહેતી હતી. તેનું મન ઘડી ઘડી ભરમાં શ્રીકૃષ્ણ રૂપનું દર્શન કરતાં મતવાલું બની જતું હતું. તેની આંખો પર તો સદાય વર્ષાઋતુ છાઇ રહી હતી. આમ પરમ તપ કરતાં કરતાં અંતમાં આ તપસ્વિની- દેવીએ ત્યાં દેહનો ત્યાગ કરી ગોલોકની શેષયાત્રા કરી-

**નોંધ** :—જેનુ મન ભગવાનના પ્રેમમા તલ્લીન થઇ જાય છે તેના શરીરના પરમાણુ પણ આનંદમય બની જાય છે, તેથી તે પરમાણુ વિષયી સુખનો તિરસ્કાર કરે છે. રૂકિમણિજીએ શ્રીકૃષ્ણને જે પત્ર લખ્યો હતો તેમા જણાવ્યુ હતુ કે " આપના રૂપ અને ગુણ સાભળીને મારૂ મન નિર્લજ થઇને આપના વિષે આસક્ત થયુ છે, જે મહાત્માઓ પોતાનુ અજ્ઞાન ટાળવા માટે જેના ચરણરજમાં ન્હાવાની ઇચ્છા રાખે છે તે ચરણનો પ્રસાદ જો મને નહિ મળે તો હું મારા વ્રતથી મારા પ્રાણોને દુર્બળ કરી નાંખીશ અને દેહનો ત્યાગ કરીશ અને ફરી તમને વરવાની ભાવનાથીજ જન્મીશ અને તેમ કરતાં સેંકડો જન્મોએ પણ તમારી કૃપા જરૂર મેળવીશ, જે સ્ત્રીઓ નાશવંત શરીરવાળા શૃંગારના રસમાં વરેલી બની જાય છે તેમને તે શરીરનો નાશ થતાં રડવાનો પ્રસંગ આવે છે. પણ કરમૈતિ, મીરાંબાઇ, અને રૂકિમણિ જેવી જે સ્ત્રીઓ પ્રભુને પતિ કરી શકી છે તેઓજ અખંડ સૌભાગ્યવતીની ગણતરીમાં આવી શકે છે. કોઇ ઉપર પ્રેમ કરવો એ સહેલું કામ છે, પણ કોઇનો પ્રેમ મેળવવો એમાં વધારે સુખ છે પણ તે ઘણું અઘરૂં કામ છે. તેમાં પણ પ્રભુનો પ્રેમ મેળવવો તેમાં અતિ સુખ છે પણ એ વધારે અઘરૂં કામ છે, તેમાં એકનિષ્ઠા જોઇએ. એના પ્રેમમાં અન્યાશ્રય એ દોષ છે. પ્રભુના પ્રેમમાં પણ દાસ ભાવમાં સેવાનો લાભ મળે છે પણ મોટા નાનાનો ભેદ રહી જાય છે, સખ્ય ભાવમાં મોટા નાનાનો ભેદ દૂર થાય છે, પણ પ્રેમ સાપેક્ષ રહે છે. વાત્સલ્ય ભાવમાં પ્રેમ નિરપેક્ષ રહે છે પણ ઉમરમાં ફેર હોવાથી મર્યાદા રહે છે તેથી પતિ-પતિ જેવો સંબંધ ભગવાન સાથે થાય તો મર્યાદા વગરનો ઉત્તમ નિત્ય શૃંગાર રસ ભક્તને મળી શકે છે. ભગવાનને પતિ માની તેનો પ્રેમ મેળવવો એ પુરૂષો કરતાં સ્ત્રીઓને માટે વધારે સ્હેલું છે તેથી શ્રી કૃષ્ણાવતારમાં આગલા યુગના ભક્તોએ ગોપીઓનો જન્મ લેવાનું પસંદ કર્યું હતું.



૧૨

## ભક્ત દીનબંધુદાસ અને એનું કુટુમ્બ



પ્રસિદ્ધ અવન્તિકા પુરીમાં ભકતવર દીનબંધુદાસનો જન્મ ઉત્તમ બ્રાહ્મણ કુળમાં થયો હતો. એના કુટુમ્બમાં પતિવ્રતા બ્રાહ્મણી માલતી, બે પુત્રો અને એક પુત્રવધૂ એમ મળી બીજા ચાર માણસો હતા. પાંચેય જાણે પૂર્વજન્મના કોઇ યોગભ્રષ્ટ, ભગવદ્‌ભક્ત વૈરાગ્યવાન તપસ્વી જીવ હતા. તેઓને એક બીજા પ્રત્યે બહુ પ્રેમ હતો, દરેક એક બીજાની સેવા કરવાને તેમજ એક બીજાને સુખ આપવાને તૈયાર રહેતા, તેઓને એક બીજા તરફ મોહ છે એમ લોકોને જણાતું, પરંતુ ખરીરીતે જોતાં તેઓ મર્વ વૈરાગ્યની જીવંત મૂર્તિ હતા. શ્રી હરિના ચરણ-

કમલોમાં સર્વસ્વ સમર્પણ કરી નિરંતર પ્રેમપૂર્વક ભગવાનનું ભજન કરવું એ એમના જીવનનું વ્રત હતું. શ્રીહરિની કથામાં તેઓને બહુજ પ્રેમ હતો. તેઓ પોતાનો અધિક સમય સંત–સમાગમ અને સંત–સેવામાંજ ગાળતા. બીજાઓનું ભલું કરવું, દરેક જીવને સુખ આપવું એ તેમનું નિત્ય કાર્ય હતું. તેમના હાથ સંતોની ચરણ સેવા અને દુ:ખી દરિદ્ર નર–નારીઓને અન્ન–વસ્ત્ર દેવામાં તથા તેઓની સેવા કરવામાં સદા લાગ્યા રહેતા હતા. અતિથિ–સેવાને તો તેઓ પોતાનો મુખ્ય ધર્મ માનતા હતા. તેઓના ઘરમાંથી કદી કોઇ પણ અતિથિ નિરાશ થઇ ગયો નહોતો. અતિથિ-સેવા ગૃહસ્થનો પરમ ધર્મ છે અને કદી અતિથિ નિરાશ થઇ પાછો જાય તો તે પોતાના સર્વ પાપ ગૃહસ્થને ઘેર મૂકતો જાય છે. શાસ્ત્રના આ વચન પર તેઓની દ્રઢ શ્રદ્ધા હતી. તેથી એમને ઘેર અતિથિનો સારી રીતે આદર–સત્કાર થતો અને કદી કોઈ અતિથિની મનોકામના કોઇ પૂરી ન કરી શકતા તો મધુર વચનોથી તેમને સંતોષ આપી રજા આપતા. તિરસ્કાર કરી કે સાવ ના પાડી કદી કોઇ અતિથિનું મન તેઓ દૂભવતાં નહિ.

ભક્ત દીનબંધુદાસની આ ધાર્મિક જીવનની ખ્યાતિ દેશભરમાં વ્યાપી ગઈ. પ્રકૃતિની સીમાને ઓળંગી ભગવાનના અપ્રાકૃત રાજ્યમાં તો આ સમાચાર કયારનાએ પહોંચી

ગયા હતા. મનુષ્યના હૃદયની એવી કઇ ગુપ્ત સ્થિતિ છે કે જે અંતર્યામી પ્રભુની જાણ બ્હાર હોય? તેમજ અતિથિઓમાં પણ કોણ જાણે કયારે કોઇ સ્થળના મહા પુરુષ કયા વેષે આવી, આપણા ગુણ–દોષોની પરીક્ષા કરી એના ખબર પ્રભુને પહોંચાડી દીએ છે, કોણ જાણે કયારે અપ્રાકૃત રાજ્યનો કોઇ પરોણો આપણે આંગણે આવી ચડે એટલા માટે ગૃહસ્થે અતિથિ સેવા અર્થે સર્વદા અને સર્વથા તૈયાર રહેવું જોઇએ અને તેમાંજ આપણે આપણું સદ્‌ભાગ્ય માનવું જોઇએ.

સંસારમાં જેમ વિષયી મનુષ્ય ધન, પુત્ર અને માન વગેરે ખાતર તલપાપડ થાય છે તેમ દિવ્ય–ધામમાં ભગવાન પણ એક વાત માટે એટલા વ્યાકુલ થઇ જાય છે કે તે વ્યાકુલતાની પાસે વિષયી મનુષ્યોની વ્યાકુલતા સમુદ્ર આગળ એક બિંદુ સમાન હોય છે. ભગવાન જ્યારે જાણે છે કે અમુક જીવ મને મળવાને આતુર થઇ રહ્યો છે ત્યારે તે એટલા વ્યાકુળ થઇ જાય છે કે પછી તેને તે ભક્તને દર્શન દેવાની વાત સિવાય બીજું કંઇ યાદ આવતું નથી. તે કોઇ ચીજની પરવા રાખ્યા વગર તુરત તેને કૃતાર્થ કરવાને ત્યાં પહોંચી જાય છે. ગજરાજને છોડાવવાની વ્યાકુલતના કારણે ભગવાન ગરૂડને છોડી તુરંત ત્યાં પ્રગટ થયા હતા. આજ તે અખિલ વિશ્વના સ્વામી દીનબંધુ પ્રભુ પોતાના સેવક દીનબંધુદાસને

કૃતાર્થ કરવા અવન્તિકા–નગરીમાં આવી પહોંચ્યા અને ભક્તનો મહિમા વધારવાને તેની અતિથિ પરાયણતાની પરીક્ષાના બ્હાને તેણે એક નવી લીલા રચી. ભગવાનની પ્રેરણાથી એક તી.. વિષધર સર્પ દીનબંધુદાસના ઘેર જઇ તેના મોટા દીકરાને ડસ્યો. જોત જોતામાં તો એના આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું અને થોડીવાર તરફડી, તે ભગવાનને ધામ જઇ પહોંચ્યો. પુત્રના અકાલ મૃત્યુથી દીનબંધુદાસ અને તેની પત્નીને બહુ દુઃખ થયું. પતિ-વ્રતા પુત્ર વધૂના દુઃખનું તો પૂછવુંજ શું? મોટા ભાઇના મૃત્યુથી નાના ભાઇને પણ દુઃખ થયું પણ એમનું આ દુઃખ ખરૂં હતું કે માત્ર જગ-નાટકનું દૃશ્ય હતું તે વાંચકને આગળ ઉપર જણાશે. આ વખતે અવન્તિકા–નગરીના રાજમાર્ગ પર એક તેજ પુંજ સંન્યાસી લોકોની નજરે પડયા. તેના એક હાથમાં દંડ અને બીજામાં કમંડલુ હતું. શરીરે ગેરૂવા વસ્ત્ર હતાં. ચ્હેરો અત્યંત શાંત, ગંભીર અને તેજસ્વી હતો. એને જોતાંજ ભક્તિ ભાવથી લોકોનું મસ્તક નમી જતું હતું. સંન્યાસી શહેરના લોકોને પૂછતા પૂછતા દીનબંધુદાસના દ્વારે આવી તેને બોલાવવા લાગ્યા. ઘરમાં તે વખતે કોલાહલ મચી રહ્યો હતો પરંતુ સંન્યાસીનો સાદ સાંભળી સૌ કોઇ ચુપ થઇ ગયા. દીનબંધુ પોતાનું મોઢું ધોઇ સાફ કરી બ્હાર આવ્યા અને સંન્યાસીની તેજપુંજ મૂર્તિ દેખતાંજ આનંદ વિહ્‌વલ થઇ ગયા. ત્યાર બાદ બે હાથ

જોડી નમ્રતાથી બોલ્યા કે 'દેવ! પધારો, આ અધમને યોગ્ય જે કંઇ આજ્ઞા હોય તે બે ધડક કહો.' સંન્યાસીએ ગંભીર સ્વરથી કહ્યું–'ભાઇ! દીનબંધુ, મેં સાંભળ્યું છે કે તું અતિથિઓનો ઘણોજ આદર સત્કાર કરે છે તેમજ દીન–હીન–દુઃખી નર–નારીઓને યથા યોગ્ય અન્ન–વસ્ત્ર, આશ્રય અને આશ્વાસન દઇ સુખી કરે છે, હું ભૂખ્યો છું, તો આ ક્ષણે મને ભિક્ષા દઇ સુખી કર.'

સંન્યાસીની વાત સાંભળી દીનબંધુદાસે ભકિત–ભર્યા હૃદયે પ્રણામ કરી કહ્યું–'મહારાજ! આપ આ આસન પર બિરાજો, હું હમણા આવું છું' આમ કહી સંન્યાસીને આસન પર બેસાડી દીનબંધુદાસ ઘરમાં ગયા અને પોતાના સ્ત્રી–પુત્રાદિને કહ્યું–જુઓ! બ્હાર એક ભૂખ્યા સંન્યાસી ઊભા છે અને તેને હમણાંજ ભિક્ષા જોઇએ છીએ. અહીં પુત્રની લાસ ઘરમાં પડી છે, હવે આપણે શું કરવું. આવી કફોડી સ્થિતિમાં 'આપણે અતિથિ–સેવા કેવી રીતે કરી શકશું? તમારો શો મત છે? દીનબંધુ-દાસની વાત સાંભળી પત્ની માલતી, પુત્ર વધુ, તેમજ નાનો પુત્ર એ ત્રણે એકી અવાજે બોલ્યાં–'મરેલું માણસ તો પાછું આવી શકતું નથી, અતિથિ નિરાશ થઇ પાછો ફરે તો મહા અધર્મ થાય. કોણ જાણે અતિથિના રૂપમાં કોણ આવેલ હશે. માટે ગમે તેમ હોય પણ પ્રથમ આપણે અતિથિ સત્કાર કરવો જોઇએ. ત્યારબાદ મૃત દેહનો સંસ્કાર કરશું.'

ઘરમાં સૌનો મત પોતાને અનુકૂલ જોઇ દીનબંધુદાસ ઘણાજ પ્રસન્ન થયા અને આવા પ્રભુ-ભકત ધર્મનિષ્ઠ કુટુમ્બી જનોની પ્રાપ્તિમાં પોતાનું સદ્ભાગ્ય સમજી ભગવાનને ધન્યવાદ દેવા લાગ્યા. ત્યારપછી સર્વની સંમતિથી પુત્રનો મૃત દેહ એક મજબુત કપડામાં બાંધી તેને એક કોટડીમાં રાખી દીધો અને સૌ કોઇ સ્નાનાદિ કરી અતિથિ સત્કારની તૈયારી કરવા લાગ્યાં. સાસુ-વહુએ મળી બહુ પ્રેમપૂર્વક રસોઇ કરી. દીનબંધુદાસ રસોઇ તૈયાર થતાં આસન નાંખી સંન્યાસીને અંદર બોલાવી લાવ્યા અને હાથ ધોવરાવી ભોજન પીરસવા લાગ્યા થાળી પીરસાયા પછી દીનબંધુદાસે સંન્યાસી મહારાજને વિનયપૂર્વક ભોજન લેવાની પ્રાર્થના કરી. ઉત્તરમાં સંન્યાસીજી બોલ્યા " ભાઇ ! દીનબંધુદાસ ! તેં તો માત્ર મારા માટે જ ભોજન પીરસાવ્યું છે, હું કોઇપણ ગૃહસ્થના ઘરે કદી એકલો ભોજન કરતો નથી, ઘરમાં જેટલાં માણસ હોય છે તે સૌની સાથે બેસી હું ભોજન કરૂં છું, તો તમે સૌ મારી સાથે ભોજવ કરવા બેસો. નહિ તો હું ભોજન લઇ શકીશ નહિ. " સંન્યાસીની વાત સાંભળી સૌ વિચારમાં પડી ગયાં અને સૌ એક બીજા તરફ જોવા લાગ્યાં. સૌએ પોતાના મનમા વિચાર કર્યો :-' આપણે ભોજન કરવા નહિ બેસીએ તો સંન્યાસી ભૂખ્યો ચાલ્યો જશે અને બહુ અનર્થ થશે, તેટલા માટે ચૂપચાપ એની સાથે બેસી બે ચાર કોળિયા ખાઇ લેવા એ યોગ્ય છે. '

સર્વે એકમત થતાં, બીજી ચાર થાળી પીરસાણી અને ચારે જણ ભોજન કરવા બેઠાં. પરંતુ સંન્યાસીએ ખાવાનું શરૂ કર્યું નહિ. થોડી વાર પછી સંન્યાસી બોલ્યા :—' ભાઇ ! દીનબંધુદાસ ! મેં લોકો પાસેથી સાંભળ્યું છે કે તારા ઘરમાં તારી પત્ની, બે પુત્રો અને એક પુત્ર વધૂ મળી તમે કુલ પાંચ માણસો છો, પરંતુ મારી સાથે તો તમે ચાર જ બેઠાં છો. તારો એક પુત્ર ક્યાં ગયો ? હું મારા નિયમાનુસાર એના આવ્યા વિના ભોજન નહિ લઉં. '

સંન્યાસીની આ વાત સાંભળતાંજ સર્વના હોશ ઊડી ગયા, બોલવાની શકિત ન રહી. સૌ કોઇ અશ્રુભર નેત્રોથી સંન્યાસી તરફ જોવા લાગ્યાં, જાણે તેઓએ સંન્યાસીનો કોઇ મહા અપરાધ કર્યો હોય. દીનબંધુદાસના આખા કુટુમ્બની આવી દશા જોઇ સંન્યાસીએ ગંભીરતાથી કહ્યું–' અરે ભાઇ ! આમ કેમ ગભરાઓ છો ? તમને એવું શું દુઃખ છે ? હિંમત રાખો અને જે વાત હોય તે સાચે સાચી કહી દીઓ, બતાવો ! બતાવો તમારો પુત્ર ક્યાં છે ? '

' સંન્યાસીની વાત સાંભળી ચારે જણ એમના ચરણોમાં લોટી પડયાં. ત્યારબાદ દીનબંધુદાસે ધીરજથી કહ્યું :—' મહારાજ ! તમારી આગળ હું સાચેસાચી વાત કહું છું. તમે અમ અધમો પર ક્રોધ ન કરશો. જે વખતે તમે અહીં પધાર્યા તેની થોડી ક્ષણ પહેલાં સાપ

કરડવાથી મારા પુત્રનું મૃત્યુ થયું, અમે સૌ એના અગ્નિ-સંસ્કારની તૈયારી કરતા હતા તેટલામાં તમે આવી ચડયા. તમે બહુ ભૂખ્યા છો એમ જાણી અમે પ્રથમ તમને ભિક્ષા કરાવવાનો જ નિશ્ચય કર્યો અને પુત્રની લાસ એક જગાએ રાખી, સ્નાન કરી રસોઇ બનાવી. હવે તમારી જેવી આજ્ઞા.

સંન્યાસી આશ્ચર્ય-ચકિત થઇ બોલ્યા, અરે તું શું સાચું કહે છે? મને તો આ વાત પર વિશ્વાસ નથી આવતો, પુત્ર કે પતિના મૃત દેહને છોડી કોણ પિતા-માતા કે સ્ત્રી અતિથિ-સત્કાર કરવાને તૈયાર થાય? મને બતાવો, તમારા પુત્રનો મૃત દેહ કયાં છે?'

હવે દીનબંધુ શુ કરે? પુત્રના મૃત દેહની ગાંઠડી ત્યાં લઇ આવ્યા અને કપડું છોડી દીલગીર થતા ઊભા રહ્યા. સંન્યાસી તો લાસને જોતાંજ ઊભા થઇ ગયા અને ક્રોધભરી લાલ આંખો દેખાડતા બોલ્યા:– અરે દીનબંધુ! તું કેવો ક્રૂર છે, તને કોણ જ્ઞાની કહે છે? મને તો લાગે છે કે તું અત્યંત દુષ્ટ પ્રકૃતિનો નિર્દય મનુષ્ય છે, પુત્રની લાસ ઘરમાં પડી છે અને પિતા આનંદપૂર્વક કોઇની સાથે ભોજન કરવા બેસી જાય એવા નિર્દય, કઠીન હૃદયવાળા પાપી પિતાને શું કહેવું?

સંન્યાસીનાં વચન સાંભળી દીનબંધુદાસે કહ્યુ :—

'મહારાજ! તમારૂં કહેવું સાચું હોઇ શકે છે. પરંતુ તમેજ બતાવો, સંસારમાં કોણ કોનો પિતા છે અને કોણ કોનો પુત્ર છે? આ તો રસ્તે આવતી ધર્મશાળા છે.'

'સ્થળ સ્થળના યાત્રી આવી અહીં ઉતરે છે અને પોત-પોતાનો સમય પૂરો થતાંજ આગળની મુસાફરી માટે ચાલ્યા જાય છે, કોઇ પહેલા જાય છે તો કોઇ પાછળ; અથવા એમ જાણો કે આ સંસાર એક આંબાના ઝાડ સમાન છે, વખત આવતાં આંબે મોર આવે છે, પાછા સુકાઈ ખરી જાય છે. એમાંના કોઇમાં નાનાં નાનાં ફળ આવે છે, એ ફળોમાં કોઇ તો મોટાં થાય છે અને કોઇ થોડાજ દિવસોમાં નાશ પામી જાય છે. જે કેરીઓ મોટી થાય છે કાં પાકી જાય છે તે પણ કાળે કરી ખરી પડે છે અથવા મનુષ્યોના ઉપભોગાર્થે તોડી લેવાય છે. આવી રીતે નાનાં મોટાં, કાચાં પાકાં સર્વ ફળોનો અંતમાં વિનાશ થાય છે. તેમજ આ સંસારમાં બાલક, યુવાન, સ્ત્રી પુરુષ કોઇ પણ હો, કાળ ચક્રમાંથી કોઈ છૂટતું નથી. રાજા-રંક સર્વના શિરપર કાળ ચક્ર ઘૂમ્યા કરે છે અને આગળ પાછળ સહુને એક દિવસ મરવુંજ પડે છે. મારા પુત્રના આ જીવનના દિવસ પૂરા થઇ ગયા હશે એટલે તે પરબ્રહ્મ પરમાત્માના ધામમાં ચાલ્યો ગયો જ્યારે અમારા દિવસ પૂરા થઇ જશે ત્યારે અમે પણ ચાલ્યા જઇશું. વ્યર્થ શોક કરવામાં શો લાભ? અલબત્ત સંસા-રના વ્યવહાર અનુસાર અમારે ભોજન કરવા બેસવું એ

અનુચિત ખરૂં પણ તમને ભૂખ્યા જવા દેવામાં અધર્મ સમજીને અમે આમ કર્યું; માટે મહારાજ ! શાંત થાઓ. ભગવાને ગીતામાં એમજ કહ્યું છે કે મરેલા કે અવશ્ય મરવાવાળા પ્રાણીઓનો જે શોક નથી કરતો તે પંડિત છે.'

દીનબંધુદાસનો ઉત્તર સાભળી સંન્યાસીજી મનમાં ને મનમાં હસવા લાગ્યા પણ એમણે બહાર કંઇ ઉત્તર આપ્યો નહિ. પછી તે દીનબંધુદાસની સ્ત્રી માલતીને કહેવા લાગ્યા-'અરે તારૂં હૃદય પણ કેટલું કઠોર છે ? તું તો માતા છે. માતાનો પુત્ર પર બહુજ સ્નેહ હોય છે, એ સ્વભાવિક નિયમ છે. આમ છતાં તને પુત્રના મરણનો કંઇ શોક ન થયો, એ કેવી ભારી કઠોરતા?

માલતીએ સંન્યાસીજીને પ્રણામ કરી નમ્રતાથી કહ્યું-'પિતાજી ! આપ જ્ઞાની છો. હું તમને શું કહું? પરંતુ જ્યારે તમે પૂછો જ છો તો હું મારા મનના ભાવ તમારી સામે પ્રગટ કરૂં છું. જ્યાંસુધી પુત્ર જીવતો હતો ત્યા સુધી આ શરીરના-સંબંધ-નાતાથી હું એના પર પ્રેમ કરતી હતી. તે મારા હૃદયનો પ્રિય હતો પરંતુ હવે મરણ થવાથી તેની સાથે ખરી રીતે જોતાં મારો કોઇ સંબંધ રહેતો નથી. જન્મ મૃત્યુ શરીરના ધર્મ છે, જે જન્મે છે તે જરૂર મરશે, પછી સંસાર સંબંધનો આરોપ સાચો સમજી અમે શું કામ શોક કરીએ? કુંભાર પોતાના

ચાકડાપર માટીના લોંદા રાખી જાત જાતનાં વાસણો બનાવે છે. જુદી જુદી જાતના ઘાટ ઘડે છે. તેવીજ રીતે સંસારની માયાનો ખેલ છે. માયા અનેક પ્રકારની રચના કરી રહી છે કુંભારના ચકથી કેટલાંક વાસણો ઠીક ઉતરે છે, કેટલાંક તે વખતે નષ્ટ થઈ જાય છે. જે બચે છે તેમાં પણ કેટલાંક હાલતાં તૂટી ફૂટી જાય છે પરંતુ કુંભાર તેનો કંઇ શોક કરતો નથી તો પછી મારે પણ પુત્રનો શોક શું કામ કરવો જોઇએ? આ અસાર સંસારમાં સર્વ કંઇ સ્વપ્નવત્ છે. અહીં નિત્ય સંબંધ કોનો છે? પંખીઓનાં ટોળાં રાત્રીએ સૌ ઝાડ પર એકઠાં થાય છે અને સવાર થતાં તો સૌ પોતપોતાની દિશામાં ઊડી જાય છે. એવીજ મનુષ્યની દશા છે. અહીંઆ એક બીજાનો જે સંબંધ દેખાય છે તે સર્વ માયાની લીલા છે, તેથી મને કંઇ પણ શોક થતો નથી. શોક તો મનુષ્યના મનને પ્રભુ-ભક્તિથી દૂર રાખે છે. જેનું મન ભગવાનમાં લાગ્યું છે, જેના મનમાં આનંદમય ભગવાન વસે છે તેને શોક કયાંથી થાય?' દીનબંધુની પત્ની માલતીની વાતો સાંભળી સંન્યાસીજીને પરમ સંતોષ થયો. ત્યાર પછી તેમણે દીનબંધુદાસના નાના પુત્રને બોલાવી તેને કહ્યું–"અરે ભાઇ, તું તો બહુજ કઠીન કલેજાનો માલુમ પડે છે, અથવા તારા મનમાં કોઇ ખરાબ ભાવના ભરી છે. તુલસીદાસજીએ કહ્યું છેઃ–'મિલહિ ન જગત સહોદર ભ્રાતા' તું આજ તારા સહોદર ભાઇના મૃત્યુ પર કંઈ

પણ શોક નથી કરતો. ખરૂં છે કે આજ કાલ દુનિયામાં ભાઈનો ભાઈ કોણ થાય છે? બહુ સ્વાર્થનું સગું છે. તું ભોજન કરવા બેસી ગયો, તને કંઇ શરમ ન આવી? તારા જેવો અજ્ઞાની, મૂર્ખ, નિર્દય અને પાપી જગતમા બીજો કોણ હોય?"

બાળકે હાથ જોડી કહ્યું–'સ્વામિન ! હું નાનું બચ્ચું તમને શું જવાબ દઉં? ખરી રીતે જગતની દૃષ્ટિથી તમે મારા પર ગમે તે દોષ મૂકી શકો છો અને શંકા પણ લાવી શકો છો. પરંતુ તમે તો જ્ઞાની છો. શું તમે કહો છો કે જગતનો આ સંબંધ સાચો છે? આજ જે મોટા ભાઈ છે તે કોણ જાણે કેટલીવાર નાનો ભાઈ બન્યો હશે, તો પછી આ તો આ જીવનનો સંબંધ છે ને જન્મ્યા' પહેલા પણ કોઇ સંબંધ નહિ હતો અને ત્યાર પછીયે કોઇ સંબંધ રહેતો નથી. વચમાં સંબંધ થાય છે અને તે પણ મૃત્યુની સાથે સમાપ્ત થઇ જાય છે. આ માયાના સંસારમાં એક શ્રી પરમાત્મા સિવાય બીજું સત્ય તત્વ જ કયા છે ? આ તો એક બજાર જેવું છે. જેવી રીતે બજારમાં અનેક સ્થળોથી વ્યાપારી લોક માલ વેચવા આવે છે અને કોઇની સાથે સાચો સંબંધ નહિ હોવા છતાં સગા ભાઇના જેવો સંબંધ દેખાડી પરસ્પર હળી મળી રહે છે અને હસતા રમતા પોતનો વ્યાપાર કરે છે, પરંતુ જ્યારે પોતાનો માલ વેચાઇ જાય છે અથવા બજાર બંધ થઇ જાય છે ત્યારે કોઇની પરવા નહિ કરતાં



ચોરાશી લાખ યોનિમાં ભટકતા જીવની ગતિ




૮/-મથી મરણ સુધી માણસના શરીરની દશા ભક્તિ સિદ્ધ થાય તો છેલ્લા ચિત્ર પ્રમાણે જીવ નિત્ય સુખની સ્થિતિ પ્રાપ્ત કરે છે; ભક્તિ ન થાય તો ફરીથી આગળના ચિત્ર પ્રમાણે જીવ ચોરાશીમાં રખડે છે.

પોત પોતાના રસ્તે ચાલતા થાય છે, તેવીજ રીતે આ સંસાર પણ એક બજાર સમાન છે. પોત પોતાના કર્મ ભોગવવા જીવ આવે છે, અહીં આવી જુદા જુદા સંબંધોનો આરોપ કરી બેસે છે અને કર્મ-ભોગ પૂરો થતાં જ ચાલ્યા જાય છે. મારા ભાઇનાં કર્મ પૂરાં થઇ ગયાં હતા એટલે તે ચાલ્યા ગયા. મારા કર્મ-ભોગ પૂરા થશે એટલે હું ચાલ્યો જઇશ. જે વેપારીનો માલ નથી વેચાણો તે, જે વેપારીનો માલ વેચાઇ ગયો છે તેની સાથે બજાર છોડીને કેવી રીતે ચાલ્યો જાય? તેવી રીતે મૃત્યુ પામેલની સાથે કોઇ મરતું નથી. કંઇ મારાથી અનુચિત કહેવાયું હોય તો મને તમે ક્ષમા કરો અને ઉચિત બોધ આપી મને કૃતાર્થ કરો.

બ્રાહ્મણ કુમારનાં વચન સાંભળી સંન્યાસીને બહુ આનંદ થયો અને મનમાં ને મનમાં તેની બુદ્ધિ તથા તેના વિવેકની પ્રશંસા કરવા લાગ્યા. વિવેકવાન પુરુષ કોઇ રીતે સંસારના દુઃખોમાંથી દુઃખ પ્રાપ્ત કરતા નથી, એનું એક પ્રત્યક્ષ ઉદાહરણ જોઇ તે પ્રસન્ન થયા. હવે દીનબંધુદાસની પુત્રવધૂ-મૃત પુરૂષની ધર્મ પત્નીની પરીક્ષા બાકી રહી. તેને પાસે બોલાવી સંન્યાસીએ કહ્યું :-"પુત્રી! તારૂં આચરણ તો ઘણુંજ દુઃખદાયક છે. સંસારમાં સ્ત્રીને તો પતિજ સર્વસ્વ છે, પતિ વિના સ્ત્રીનું જીવન નિરર્થક છે, પતિ વિનાની સ્ત્રી સમાન દુઃખી પ્રાણી સંસારમાં

કોઈ નથી. તું સારા કુટુમ્બની કન્યા છે તો તારૂં આચરણ આવું નિંદનીય કેમ થયું? આજ તારી આંખોમાં એક પણ આંસુ નહિ જોવાથી મને મહા આશ્ચર્ય થાય છે. શું તને તારા પતિના મૃત્યુનો કંઇ પણ શોક નથી? અરે! બીજા તો ઠીક, પણ તને પતિનું મડદું ઘરમાં પડયું છે ત્યા થાળી પીરસાવતાં લજ્જા ન આવી? તને ધિક્કાર છે."

સંન્યાસીનાં વચન સાંભળી ધર્મપરાયણ વિધવાએ કહ્યું— 'બાપજી! તમારૂં કહેવું તદન સાચું છે. સ્રીને પતિજ સર્વસ્વ છે પરંતુ એ તો બતાવો સંસારમાં (પ્રકૃતિસ્થ) પ્રકૃતિમાં બંધાયેલા જીવનો સાચો પતિ કોણ છે? શું એક પરમાત્મા સિવાય આપણા સહુનો કોઇ બીજો પણ સ્વામી છે? તે સાચા એક માત્ર સ્વામીની પ્રાપ્તિ ખાતર જ સ્રી પોતાના લૌકિક પતિને પરમેશ્વર સમજી પરમેશ્વરાકાર વૃતિ થવા માટે તેની સેવા કરે છે.. જ્યારે તે પરમાત્માએ નિજ પ્રતિનિધિ રૂપ પતિને સેવાકાજે મને આપ્યા હતા અને જ્યાં લગી તેને મારી પાસે રહેવાનું ભગવાનનું વિધાન હતું ત્યાં લગી તેની સેવા તન-મનથી કરવી એ મારો ધર્મ હતો અને તે હું યથાશક્તિ કરી રહી હતી. હવે જ્યારે તેણે પોતાની વસ્તુ પાછી લઇ મને તેની સીધી સેવાનું કામ સોંપ્યું તેમાં હું શોક શું કરૂં? મારે તો કોઇપણ રીતે તે પ્રભુની સેવામાં લાગ્યું રહેવું

છે, તે ગમે તે પ્રકારે સેવા સ્વિકારે. જે આનંદ મનુષ્યને વિષયની પ્રાપ્તિમાં થવો જોઇએ તે આનંદ તેના વિનાશમાં પણ થવો જોઇએ કારણ વિષય તો કાંઇ કોઇ બીજાની પાસે આવતો જતો નથી, પરમાત્માની ચીજ પરમાત્માની ઇચ્છાથી પરમાત્માની જ સૃષ્ટિમાં ફર્યા કરે છે. જ્યારે બીજું કોઇ સ્થાન જ નથી ત્યારે કોઈ એની બહાર ક્યાં જઇ શકે છે ! એક જ માલિકની અનેક જગ્યાએ દુકાન છે, તેમાં કયાંઇ કોઇ દુકાનમાં માલની જરૂરીઆત હોય. અને બીજી દુકાનથી માલિક તે મંગાવી લીએ તો તે દુકાનનો કાર્યકર્તા મુનીમ એના માટે શોક શું કરે ? માલ રહેશે માલિકની દુકાનમાં જ, એકમાં નહિ તો બીજી દુકાનમાં. મને જે સુખ પતિરૂપ પરમાત્માની સેવા કરવામાં સધવાપણામાં હતું તેજ સુખ મને આજ પતિઓના પતિ પરમાત્માની સેવા કરવાનો અવસર પ્રાપ્ત થતાં આ વૈધવ્યમાં પણ છે. વળી તમે જાણો છો કે આ સંસાર નાટક છે. જ્યાંસુધી પાઠ ભજવનાર સ્ટેજ પર છે ત્યાંસુધી. પોતપોતાના સ્વાંગ અનુસાર પાઠ ભજવે છે, જાત જાતનો. સંબંધ સ્થાપી તે સંબંધ પ્રમાણે વર્તે છે પરંતુ ખરીરીતે. જોતાં એમનો પરસ્પર કોઇ સંબંધ નથી હોતો. સર્વ કોઇ તે નાટકના સૂત્રધારના ઇસારા પર નાચવાવાળા નટ છે, તેવી રીતે આપણામાં જે સ્વાંગ પ્રાપ્ત થયો તે. અનુસાર આપણે વર્તવાનું છે. આજસૂધી સધવાપણાનો સ્વાંગ હતો, હવે વિધવાનો મળ્યો. એમાં આપત્તિ જ

કહ્યું છે ? રીઝવવા છે અભિનય કરી તે સર્વ વિશ્વના સ્વામી પ્રભુ પરમાત્માને, પછી સ્વાંગ કોઇપણ હો. આ સિવાય એક બીજી વાત છે. જ્યાસુધી મનુષ્ય વિષયોમાં ફસ્યો છે ત્યાંસુધી તે ભગવાનનું યથાર્થ ભજન, જે માનવ જીવનનો અંતિમ ઉદ્દેશ છે, તે કરી શકતો નથી. એટલા માટે જ લોકો ઘર છોડી સંન્યાસી થાય છે જેથી સર્વ કંઇ છોડી ભગવાનનું પ્રેમપૂર્વક ભજન તેઓ કરી શકે. વૈધવ્ય તો સંન્યાસ છે, તે ભગવાને કૃપા કરી મને પોતાનું ભજન કરવા માટે આપ્યું છે. હું એમાં શોક શું કરૂં ? જે વિષયોનો ત્યાગ કરવો પડે છે તેનો ત્યાગ અનાયાસે જ થઇ ગયો. આ તો એક પ્રકારે પરમાર્થ-દ્દષ્ટિએ સદ્દભાગ્યની જ વાત છે. હે મહારાજ ! આ સંસાર તે લીલામય હરિનું લીલાક્ષેત્ર છે. આમાં શ્રીહરિ અનેક પ્રકારના ખેલ ખેલે છે, કોઇને હસાવે છે. કોઇને રડાવે છે. કોઇને પરસ્પર મેળવી આપે છે, કોઇને છુટા કરી દીએ છે, કોઇને સુખી કરે છે, કોઇને દુ:ખી કરે છે. આ સર્વ પ્રભુની લીલા છે, પ્રભુની લીલા જોઇ જોઇ પ્રસન્ન થનારો માણસ તેની કોઇ એક લીલા જોઇ શોક શું કામ કરે ?'

'વળી લૌકિક દૃષ્ટિથી જોતાં પણ રોવું યોગ્ય નથી. જે સ્ત્રી પતિના મૃત્યુ પર બહુ અધિક રૂવે છે, પીટે છે, તેનો પતિ પરલોકમાં મોહવશ બહુ દુ:ખી થાય છે. મને તો પતિદેવે સદા આનંદમાં રહેવાની જ શિક્ષા

દીધી છે. આ ઉપરાંત હમણાં હું રોવા બેસી જાઉં તો મારા પતિના પૂજનીય પિતાનો અતિથિ–સેવાધર્મ નષ્ટ થઇ જાય એટલા માટે પણ મારે શોક કરવો ઉચિત નથી. ખાવાને તો અમે સૌ કેવલ આપની ખાતર જ બેઠાં હતાં, તે વાત મારા પૂજ્ય શ્વસુરજી આપને કહી ચૂકયા છે. હે પિતાજી ! ભગવાને ગીતામાં સ્પષ્ટ કહ્યું છેઃ—આત્મા અજર, અમર, અવિનાશી, નિત્ય, શાશ્વત, પુરાણ છે. તે તો કદી મરતો નથી. શરીર તો નાશવંત છે જ. પછી એના માટે શોક શો કરવો ? આમાં મેં કંઇ અયોગ્ય વાત કરી હોય તો આપ કૃપાપૂર્વક મને પોતાની પુત્રી સમજી સમજાવવાને દયા કરો.'

મૃત બ્રાહ્મણ કુમારની પત્નીના મુખથી આવાં ભક્તિ-તથા વિવેકભર્યાં વચનો સાંભળી સંન્યાસી મહારાજના આનંદનો પાર ન રહ્યો. તે મનમાંજ કહેવા લાગ્યા–'અહો ! ધન્ય છે આ ચારે જીવોને, આવાજ ભક્ત મારી કીર્તિ વધારનારા છે અને સંસારને શોભારૂપ છે.' ત્યારપછી સંન્યાસીજીએ કમંડલમાંથી થોડુંક ગંગા–જળ કાઢ્યું અને એક તુળસીનું પાંદડું મૃત દેહના મુખ પર મૂકી જલ છાંટતા કહ્યુંઃ—'બેટા ! ઊઠો, જલ્દી ઊઠો.'

જોત જોતામાંજ મૃત શરીરમાં જીવની શક્તિનો પુન: સંચાર થયો. બ્રાહ્મણ કુમાર જાણે ઉંઘમાંથી ઉઠયો હોય તેમ અંગ મરડી ઊભો થયો અને પોતાના સામે અપૂર્વ

તેજપુંજ સંન્યાસી મૂર્તિને જોતાં એના ચરણોમાં ઢળી પડયો.

સન્યાસીનો આવો પ્રભાવ જોઇ સર્વ કોઇ આશ્ચર્યમાં ડૂબી ગયાં, તેઓના આનંદની સીમા રહી નહિ. સૌ સંન્યાસીના ચરણોમાં જઇ પડી શ્રદ્ધા ભક્તિ ભર્યા આંસુઓથી, એમના ચરણોને ધોવા લાગ્યા અને મનમાં ને મનમાં વિચારવા લાગ્યા કે આ સંન્યાસી મહારાજ કોણ છે? ત્યારપછી સંન્યાસીએ સજીવન થયેલા બ્રાહ્મણ કુમારને કહ્યું:—" હે બ્રાહ્મણ બાલક! આજ મેં અહીં મોટો તમાસો જોયો, સંસારની સ્વાર્થ પરાયણતાનું આબેહૂબ ચિત્ર મારી સમક્ષ ખડું થયું, તું જે લોકોને પોતાનાં વ્હાલાં સંબંધી તથા આત્મીય માને છે અને જે તારી કમાઇ પર મોજ માણી રહ્યાં છે તે તારા માતા-પિતા, ભાઇ અને વધુમાં તારી વિવાહિત સ્ત્રી પણ સર્વ કોઇ તને મૂઓ જાણી તારા મૃત દેહને એક કોર રાખી મૂકી મારી સાથે ભોજન કરવા બેસી ગયાં. બહુ દુઃખની વાત છે કે આવા કઠોર હૃદયના નિર્દયી લોકોના ઘરમાં તારો જન્મ થયો છે.

સંન્યાસીની વાત સાંભળી બ્રાહ્મણ કુમારે હસતાં કહ્યું, 'દેવ! આવા કુલમાં મારો જન્મ થયો અને આવા નર-નારી મારાં આત્મીય બન્યાં એ તો ખરેખર મારા મહાભાગ્યની વાત છે. એ તો એ વાતનો પુરાવો છે કે હું બહુ જ પુણ્યાત્મા યોગભ્રષ્ટ જીવ છું. ભગવાને ગીતામાં

કહ્યું છે કે યોગભ્રષ્ટ પુરુષનોજ જ્ઞાનવાન યોગીઓના કુલમાં જન્મ થાય છે. આવો જન્મ શ્રીમાનોના કુલમાં ઉત્પન્ન થએલાની અપેક્ષાએ બહુ જ દુર્લભ છે. ભગવાને દયા કરીનેજ મને આવા માતા પિતા, ભાઇ અને પત્ની આપ્યા છે કે જેઓ સંસારની નશ્વરતા અને અસારતા સમજી પરમાત્માની પ્રીતિ અર્થે જગતમાં નાટકના પાત્રની માફક વ્યવહાર કરે છે. મારા પિતાએ મને પણ એવીજ શિક્ષા દીધી છે. આપે જ કહ્યું તે સાંભળીને તો એમના તરફ મારી શ્રદ્ધા વિશેષ થઇ છે. સંસારમાં કોણ કોનું સંબંધી છે? ધારો કે ઘોર ગ્રીષ્મ ઋતુ છે, સૂર્ય તપી રહ્યે છે, માર્ગમાં કેટલાક મુસાફર ચાલ્યા જાય છે, સૂર્યના તાપથી કે ગરમીથી ગભરાઇને ક્યાંઇ છાંયડો શોધી રહ્યા છે, એટલામાં તેઓની નજરે એક પીપળાનું મોટું વૃક્ષ આવ્યું. સર્વ લોક કંઇ આરામ લેવા તેની છાંયામાં બેસી ગયા. કલાક એકલાક પછી તડકો કંઇ ઓછો થયો ત્યારે એક પછી એક સૌ ત્યાંથી ઉઠી પોતપોતાને રસ્તે ચાલતા થયા. રસ્તાનું તે વૃક્ષ જ્યાં હતું ત્યાંજ રહ્યું. આવી રીતે આ સંસાર પણ એક વૃક્ષ છે. જેમ માર્ગના વૃક્ષની છાંયામાં ગરમીથી તપ્યા મનુષ્ય વિશ્રામ માટે એકઠા થાય છે તેમજ આ સંસાર વૃક્ષની નીચે હજારો મનુષ્ય પોતપોતાના પૂર્વ જન્મના કર્માનુબંધથી આવી એકત્ર થાય છે, એક બીજા સાથે મળે છે તથા સંબંધ બાંધે છે. પાછા પોતપોતાનાં કર્મ પૂરાં

થતાંજ ઋણ ઉતરી જતાં ચાલ્યા જાય છે. એક બીજાનું લેણ–દેણ ચૂકાવવા–ચૂકાવવા લોકો એકત્ર થાય છે અને તે ચૂકવાઇ જતાંજ ચાલ્યા જાય છે. આવો સંસારનો સંબંધ છે. આમ છૂટા થવામાં શોક શા માટે કરવો? અહીં તો મનુષ્ય છૂટા થવાની નિશ્ચિત મુદત સાથે જ જન્મ લીએ છે, જે માણસો આવો જન્મ પામી શ્રી પરમાત્માનું ભજન, સત્સંગ તથા સાધુ સેવામાં પોતાનો સમય ગાળે છે તેઓનું જીવન ધન્ય અને કૃતાર્થ બને છે. તથા તેમની સર્વ આશાઓ સફલ થાય છે.

બ્રાહ્મણ કુમારના વિચાર સાંભળી સંન્યાસી મહારાજ આનંદ–મગ્ન બન્યા અને મનમાં ને મનમાં સહુના વિચારોની પ્રશંસા કરતા કહેવા લાગ્યા કે "આવા જ વિવેકી પુરુષોને ધારણ કરી પૃથ્વી ટકી રહી છે અને તેમનાથી તેનો મહિમા છે.' ત્યારબાદ સંન્યાસી હસતા હસતા બોલ્યા, " વત્સ દીનબંધુદાસ! તમારા પાંચે જણનો નિષ્કપટ શુદ્ધ વ્યવહાર, વિવેક, વૈરાગ્ય, અતિથિ સેવામાં અનુરાગ તથા શ્રી હરિમાં નિષ્કામ ભક્તિ જોઇ મને ઘણોજ આનંદ થાય છે. ખરેખર! તમો સર્વને ધન્યવાદ છે, જ્યાં તમારા જેવું કુટુમ્બ છે તે દેશ તથા તે કુલ ધન્ય છે. તમે સૌ પરમ સુખી જીવન વીતાવી આ જીવનમાં મોક્ષપદ પ્રાપ્ત કરશો એમાં કાંઇ સંદેહ નથી.

સંન્યાસી મહારાજના શુભાશીર્વાદ સાંભળી સૌ ગદ્ગદ્ બની તેના ચરણોમાં જઇ પડયા. સંન્યાસીએ સર્વના

મસ્તકો પર હાથ રાખી તેમને ઉઠાડી કહ્યું–'હે ભકતો ! તમે સર્વ સદા સર્વદા ભગવાન વિશ્વપતિ શ્રીહરિનું ભજન કરતા રહેજો, તમને કોઇ અવસ્થામાં કોઇપણ દુઃખ પ્રાપ્ત નહિ થાય.' સંન્યાસીના કરસ્પર્શથી તથા તેની વાણી સાંભળી પાંચે વ્યક્તિઓના હૃદયમાં આનંદનો પાર રહ્યો નહિ.

સૌ મંત્રમુગ્ધ માફક સંન્યાસીના ચરણોમાં પડયા હતા એટલામાં સંન્યાસીએ હસતાં ફરી ગંભીર વાણીથી કહ્યું:—'બહુ સારું', હું હવે જાઉં છું, તમારી બધી આપત્તિ વિપત્તિ, દુઃખ શોક, બાધા, વિઘ્ન, હું સાથે લઇ જાઉં છું. હું તમને કદી ભૂલીશ નહિ. મારો એવો સ્વભાવજ છે કે હું મારાં પ્રેમીઓને કદી ભૂલી શકતો નથી. તમે પણ મને ભૂલજો મા. આજથી હું તમારો છું અને તમે સર્વ મારા છો. આ વાત સદા યાદ રાખજો. હું તમારા સરખા પુણ્યાત્મા પ્રેમી જનોની શોધમાં જ રહ્યા કરૂં છું. જ્યાં એવો કોઇ પ્રેમી મળી જાય છે ત્યાં હું પોતાને વેચી દઉં છું, આ મારો નિયમ છે. લ્યો, હું હવે તમને મારી ઓળખાણ કરાવું. હું જ વિશ્વપતિ વિશ્વરમણ ભગવાન છું.' સન્યાસીની અમૃત વાણીના અંતિમ શબ્દ સાંભળતાં જ તે પાંચેની એકતારતા તૂટી ગઇ. તેઓએ આંખો ખોલી જોયું તો સામે કોઇ ન દેખાણું. સંન્યાસી મહારાજની દિવ્ય જ્યોતિમયી મૂર્તિ અંતર્ધાન થઇ ગઇ હતી. તે બધા

વ્યાકૂલ થઇ ગયા. પોતાના ચિર–વાંચ્છિત પરમ ધનને પ્રાપ્ત કર્યાં છતાં ઓળખી શકયા નહિ અને એક ક્ષણમાં એમનો વિયોગ થઇ ગયો. આ વિચારે એમની વ્યાકૂલતા અત્યંત વધી ગઇ. તેઓ રોતા રોતા પ્રભુને વિનવવા લાગ્યા.

હે પ્રભો ! હે દિનબંધુ ! હે અમારા જીવન–ધન ! તમે તો અમને કઠીન હ્રદયના કહેતા હતા પણ અમને લાગે છે કે તમારા જેવું કઠોર હ્રદય જગતમાં બીજા કોઇનું નથી. જ્યારે દર્શન દેવાની ઇચ્છા નહોતી તો શું કામ અમને પરિચય આપ્યો ? એક વાર નેત્રભરી અમને તમારૂં વિશ્વમોહન રૂપ જોવા તો દેવું હતું ? તમે તો જાણે હાથમાં દિવ્ય રત્ન આપી પાછું ઝૂટાવી લીધું, લલચાવી હ્રદયનું ધન લઇ લીધું. હે વિશ્વંભર ! ખરેખર તમે બહુ માયાવી છો. અમે પહેલા જાણતા હોત કે તમે સંન્યાસી બની અમારી સામે ઊભા રહી અમારી સાથે વિનોદ કરી રહ્યા છો તો અમે તમને કેમ છોડત ? પરંતુ તમારી માયા કોણ જાણી શકે છે ? બ્રહ્માદિ દેવો પણ તમારી માયામાં મુગ્ધ બની જાય છે તો પછી અમારા લોકની તો વાતજ શી ? પરંતુ હે અમારા હ્રદય ધન ! હવે તમારા દર્શન વિના રહેવાતું નથી, હ્રદય ફાટી જાય છે. દયા કરી તુરતજ તમારી ભુવન–મન મોહિની મધુર છબી દેખાડી અમને કૃતાર્થ કરો.

અકસ્માત દિવ્ય પ્રકાશ થયો. ભકતવત્સલ ભગવાન ભકતોનો સાચો પુકાર સાંભળી પોતે મુનિ–મનહારી

અખિલ સૌંદર્ય સાગર સ્વરૂપે પ્રગટ થયા. પાંચે જણ પોતાના ચિર-અભિલાષિત પરમ ધનને પ્રાપ્ત કરી આનંદ-મગ્ન અને કૃતકૃત્ય બની ગયા. હવે સંપૂર્ણ રીતે ભગવાન તેમના અને તેઓ ભગવાનના બન્યા.

આવી રીતે હરિ-દર્શન, હરિ સેવા અને હરિ ચર્ચામાં પોતાનું પુણ્ય જીવન વીતાવી અંતે તેઓ સર્વે શ્રીહરિના દુર્લભ અભય પદને પામ્યા.

---

**નોંધઃ**—ભગવાન ઘણી જગ્યાએ કહે છે કે જેઓ મારી સેવા કરે છે તે કરતાં જેઓ મારા ભક્તોની સેવા કરે છે તેઓ મને વધારે પ્રિય છે. તેથી વૃત્રાસુરે પણ ઈન્દ્રની સાથે યુદ્ધ કરતી વખતે નીચે પ્રમાણે ભગવાનની પ્રાર્થના કરી હતીઃ—

"હે ભગવન્! હું વારંવાર તમારા દાસનો દાસ થાઉં એવું માગું છું, મારૂં મન તમારા ગુણોનું સ્મરણ કરે, વાણી તમારૂં કીર્તન કરે, કાયા તમારી સેવા કરે એ માગું છું. સ્વર્ગ, બ્રહ્માનો લોક, ચક્રવર્તીપણું, યોગથી મળતી સિદ્ધિઓ અથવા મોક્ષને પણ હું ઇચ્છતો નથી, જેમ પાંખવિનાના પક્ષી તેમની માને જોવાને ટળવળી રહે છે, જેમ ભૂખથી પીડાતા વાછરડા દૂધની વાટ જુએ છે, તેમ મારૂં મન તમારા દર્શન માટે આતુર છે, સંસારના ચક્રમાં ભટકતાં મને તમારા ભક્તો સાથે મિત્રતા થાય અને તમારી માયાથી મળેલા કુટુંબ ઉપર મને આસક્તિ ન થાય એ મારી પ્રાર્થનાછે."





## ૧૩

## મહા ભાગવત શ્રી જ્યોતિપન્ત

અશઢમી શતાબ્દિની વાત છે. મહારાષ્ટ્ર–પ્રાન્તમાં સતારા જિલ્લાના વિટે નામના ગામમાં ગોપાલપન્ત નામના એક ગરીબ બ્રાહ્મણ ગામના બાળકોને ભણાવી પોતાનું કામ ચલાવતા હતા. ગોપાલજી ભણાવવામાં ઘણાજ ચતુર હતા. તે વખતે વિશ્વવિદ્યાલયોની પરીક્ષા તો હતી નહિ પરંતુ આવા ત્યાગી ગરીબ ગુરુઓ પાસેથી શિક્ષણ લઇ વિદ્યાર્થી યથાર્થ યોગ્યતા મેળવતા હતા. આજના ડીગ્રીધારી લોક પોતાના નામની પાછળ કેટલાય અક્ષર જોડી લીએ છે, છતાં તેવી યોગ્યતાથી પ્રાયઃ તેઓ વંચિતજ રહે છે. આગળના વિદ્યાર્થીઓના સદાચાર શીલ, તપ, ધર્મપરાયણતા, સરલતા, શ્રદ્ધા, સંયમ વગેરેની તુલનામાં તો આજનો વિદ્યાર્થી સમુદાય આવીજ શકતો નથી. પન્તજીની પાઠશાળામાંથી મોટા મોટા વિદ્વાનો પાકતા હતા. પન્તજીને એક દીકરો હતો, તેનું નામ જ્યોતિપન્ત હતું પંડિતજી સહુ વિદ્યાર્થીઓને બહુજ પ્રેમથી ભણાવતા હતા. તો પછી પોતાના પુત્રને માટે

તો કહેવું જ શું ? તે પ્રાણ દઇ પરિશ્રમ કરી તેને પોતાનાથી અધિક વિદ્વાન બનાવવા ઇચ્છતા હતા, પરંતુ દૈવની ઇચ્છા કંઇ ઓરજ હતી. જ્યોતિપન્તની ઉમ્મર વીસ વર્ષની થઇ ગઇ, પરંતુ ભણવામાં તે રામ—નામ લેવા સિવાય બીજું કંઇ ભણ્યો નહિ. જ્યોતિપન્તનો યજ્ઞોપવિત-સંસ્કાર થયા બાદ લાગોલાગ છ મહિના સુધી પિતાએ ત્રણે વખત સંધ્યા ભણાવી, પરંતુ તેને ગાયત્રીનો મંત્ર પણ યાદ ન રહ્યો. છોકરાની આવી મંદબુદ્ધિ જોઇ ગોપાલપન્તને જે દુઃખ થતું હતું તેનું અનુમાન તો કોઇ એવોજ વિદ્વન પિતા કરી શકે. એક દિવસ પન્તજી ઉદાસ થઈ વિચાર કરતા હતા કે આવા પુત્રથી તો પુત્ર વગર રહેવું સારું. આ મૂર્ખ તો મારી વિદ્વતા પર કલંક લગાડનાર થશે; એટલામાંજ જ્યોતિ તેની સામે આવી ઊભો. તેને જોઇ પંડિતજીને દુઃખના માર્યા ગુસ્સો આવી ગયો અને તેને કહ્યું :—આ ઘરમાં રહેવું હોય તો વિદ્યા ભણી આવ. આમ કહી તેને ઘરમાંથી બહાર કાઢી મૂકયો. આ સમાચાર જ્યારે જ્યોતિની માતાએ સાંભળ્યા ત્યારે તેને બહુ દુઃખ થયું, તેણે રોતાં રોતાં પતિને કહ્યું :— “સ્વામિન ! તમે આ શું કર્યું ? મારો જ્યોતિ મૂર્ખ છે, પણ મારા તો હૃદયનું તે એક માત્ર અવલંબન છે. એકા એક છોકરાને ઘરમાંથી કાઢી મકતાં તમને દયા પણ ન આવી ? તે કયાં ગયો હશે ? શું કરતો હશે ? તેને કોણ આવા દેશે ? તમે તેનો પત્તો મેળવી લાવો. હું તેને મારી

આંખે જોયા વિના અન્ન ખાઇશ નહિ.' આમ કહી તે રોવા લાગી. પત્નીની દશા જોઇ તેમજ તેની વાત સાંભળી ગોપાલજીનું હૃદય પણ પીગળી ગયું. તેની આંખોમાંથી આંસુનાં બિન્દુ ટપકવાં લાગ્યાં. તે પુત્રને શોધવા નિકળ્યા પરંતુ કયાંઇ પત્તો લાગ્યોં નહિ. તેને શી ખબર કે મારી આ નિષ્ઠુરતાજ પુત્રને પરમ કલ્યાણ કારણ બનશે ?

જ્યોતિપન્ત ઘરમાંથી નિકળ્યા બાદ પોતાના મિત્રો પાસે ગયો અને તેમને સાથે લઇ જંગલમાં ગયો ગામ બહાર ગણેશજીનું એક જૂનું મંદિર હતું. શ્રી ગણેશજીના દર્શન કરી જ્યોતિપન્તે સરલ વિશ્વાસ અને દઢ નિશ્ચય સાથે કહ્યું—અહા ! આ તો વિદ્યાના દાતા ગણેશજી જ મળી ગયા. હવે શી ચિંતા ? એમની પાસેથી ચૌદ વિદ્યા અને ચોસઠ કળા માંગી લઇશું દયાળુ આટલી પણ દયા આપણા પર શું નહિ કરે ? છોકરાઓએ પણ જ્યોતિપન્તની વાતનું સમર્થન કર્યું. ત્યારે જ્યોતિપન્તે કહ્યુ કે "બહુ સારૂં, હવે શ્રી ગણેશજીની કૃપા ન થાય ત્યાં લગી પરમ શ્રદ્ધાથી આપણે અહીં બેસી તેનું સ્તવન કરીશું." સાથીઓએ કહ્યું કે 'એ અમારાથી નહિ થાય, તારી ઇચ્છા હોય તો તું ગમે ત્યાં બેસ, અમે તો અહીં રોકાશું નહિ, એક તો બહુ મોડું થઇ ગયું છે. અને હજું થોડો વખત જાય તો અમારા માતા પિતા બહુજ નારાજ થાય.' એમ કહેતા તેઓ ત્યાંથી ચાલવા માંડયા. જ્યોતિપન્તે એમને બહુ સમજાવ્યા પરંતુ કોઇએ

તેની વાત માની નહિ. અંતે જ્યોતિપન્તે કહ્યુ-'ભાઇઓ ! તમે સૌ જવા માંગતા હો તો જાઓ. હું તો અહિં બેસીશ. જ્યાં લગી શ્રી ગણેશજી દર્શન નહિ આપે ત્યા લગી હું બેસી રહીશ, પરંતુ આ મંદિરનો દરવાજો બંધ કરી તેને ચુનો માટી લગાવી દીઓ જેથી મને બ્હારથી કોઇ જોઇ ન શકે અને ગામમાં જઇ મારા સંબંધમાં કોઇને કંઈ કહેશો નહિ.'

છોકરાઓએ તેમ કવવાની પ્રતિજ્ઞા લીધી અને મંદિરનો દરવાજો બંધ કરી તેને બરાબર લીપી શુંપી સૌ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. કોઇએ પણ જ્યોતિપન્તની બાબતમાં કોઇને કંઇ કહ્યું નહિ. પુત્રનો પત્તો ન લાગવાથી માતા પિતાને ક્લેશનો પાર ન રહ્યો. પુત્ર વિયોગમાં બન્નેના દિવસ રાત રોવામાં જતા હતા. બરાબર છ દિવસ થયા, ઘરમાં ચુલો સળગ્યો નથી. ' છઠ્ઠી રાતે ગોપાલજીને સ્વપ્નમાં શ્રી શિવજીએ દર્શન દઈ કહ્યું " તમે કાંઇ ચિંતા ન કરો, મારી કૃપાથી તમારો પુત્ર પરમ ભકત અને યશસ્વી થશે. "

આ તરફ છ દિવસથી જ્યોતિપન્ત મંદિરમાં એકાસનપર બેસી શ્રીગણેશજીનું ધ્યાન સ્તવન કરી રહ્યો છે. છ દિવસ સુધી તેને ભૂખ કે તરસની કંઇ પણ ખબર પડી નહિ. વૃત્તિઓ પૂરેપૂરી શ્રીગણેશજીમાં લાગી ગઇ છે. સાતમા દિવસે ચતુર્ભુજધારી શ્રીગણેશજી મહારાજે સાક્ષાત્

પ્રગટ થઇ પોતાનો વરદ હસ્ત જ્યોતિપન્તના માથા પર મૂકી તેને મનમાનતું વર માંગવાને કહ્યુ. જ્યોતિપન્તને ભાન આવ્યું. તે ભગવાન શ્રીગણેશજીના ચરણોમાં જઇ પડયો અને કહ્યું :—પ્રભો ! પહેલા તો મારી ઇચ્છા વિદ્યા લાભની હતી, પરંતુ હવે તો હું કેવળ તત્વજ્ઞાન અને નિષ્કામ પ્રેમ ભકિતની ભીખ માંગું છું, એ સિવાય મને બીજું કંઇ જોઈતું નથી. હે કૃપાસાગર ! મારી આટલી ઇચ્છા પૂરી કરો. ' શ્રીગણેશજી જ્યોતિપન્તની પ્રાર્થના સાંભળી બહુજ પ્રસન્ન થયા અને તેની જીભ પર ૐ લખી એને કહેવા લાગ્યાઃ–' તારી પૂર્વ ઈચ્છાનુસાર તને વિદ્યા તો દઇ દીધી, તારો બીજો મનોરથ પણ સફળ થશે, પરંતુ તેના માટે હજુ થોડો વખત લાગશે. થોડા દિવસ પછી તારે કાશી જવું પડશે, ત્યાં છ મહિના અનુષ્ઠાન કરવાથી શ્રી વ્યાસજીદ્વારા ગંગાજીમાં તને મંત્રની પ્રાપ્તિ થશે. ત્યારે તારી કામના પૂરી થશે. મારી વાત પર દૃઢ વિશ્વાસ રાખજે અને કોઇ વખત કોઇ પણ કામ હોય તો મારૂં સ્મરણ કરજે, મારૂં સ્મરણ કરીશ ત્યાં હું દર્શન દઇશ, હવે તું તારે ઘેર જા. '

વિદ્યા પ્રાપ્ત કરી જ્યોતિપન્ત ઘેર આવ્યો. આજ માતા પિતાના આનંદનો પાર નથી. જ્યોતિપન્તે માબાપને બધી વાત કહી સંભળાવી. તેની વિદ્વત્તા જોઇ તેઓને તેની વાત પર વિશ્વાસ પણ આવી ગયો. ગામના લોકોને જ્યોતિપન્ત વિદ્યા ભણી ઘેર આવ્યાની ખબર

પડી ત્યારે લોકોએ તેને ઘેર આવી હરખ કર્યો. જ્યોતિપન્તની વાત નહિ માની જંગલમાંથી જે છોકરાઓ પાછા આવ્યા હતા તેમને બહુજ પશ્ચાત્તાપ થયો.

જ્યોતિપન્તના મામા મહીપતિ પૂનામાં પેશ્વા રાજ્યના એક મુખ્ય કાર્યકર્તા હતા તેમજ સંપત્તિવાન પુરુષ હતા. જ્યોતિપન્તને તેની માતાએ કામ શીખવા તેના મામાની પાસે મોકલી દીધો. મોટા માણસ અભિમાનને લીધે ગરીબ સંબંધીની દરકાર કરતા નથી. મહીપતિએ સંકોચથી ભાણેજ જ્યોતિપન્તને રાખી લીધો અને તેને ચાર રૂપીઆની નોકરી આપી. તે જમાનામાં ચાર રૂપીઆ ઓછા નહિ હતા. તેથી જ્યોતિપન્તનું કામ મજાથી ચાલતું હતું.

દફતર ખાતાના હિસાબ-કિતાબનું કામ બહુ ચડી ગયું હતું. પેશ્વાએ ત્રણ દિવસની અંદર બધુંએ કામ બરાબર કરી દેવાનો સખ્ત હુકમ કીધો. કામ એટલું બધું હતું કે ખાતાના બધા કર્મચારીઓ ભેગા મળી કામ કરવા લાગે તોપણ એક મહિનાથી ઓછો વખત લાગે નહિ. પરન્તુ પેશ્વાની આજ્ઞા સામે કંઇ કહેવાની કોઇની હિંમત ચાલી નહિ. મહીપતિની ચિંતાનો પાર ન રહ્યો. જ્યોતિપન્તે મામાની આ સ્થિતિ જોઇ તેને કહ્યું:-" તમે ચિંતા ન કરો. ત્રણ રોજની અંદર ચોપડાના બધાં ખાતાં ઠીક થઇ જશે. કોઇ એકાંત ઓરડામાં તમે ખડીઓ, કલમ,

કાગળ, ચોપડા, બેસવા માટે સારી બેઠક, તકીઆ, રોશની શુદ્ધ જલ અને ફળાહારની બધી સામગ્રી રાખી ઓરડો બંધ કરાવી દીઓ, ત્રણ રોજમા બધો હિસાબ લખાઇ જશે. જ્યારે હું નિશાની કરૂં ત્યારે તમે દરવાજો ઉઘાડી નાંખજો.' આ વાત પર લોકો બહુ હસવા લાગ્યા પરન્તુ ચિન્તાતુર મહીપતિએ ભગવાન પર ભરોસો રાખી ભાણેજના કહેવા મુજબ એક જુદા ઓરડામાં બધી વ્યવસ્થા કરી દીધી અને તે દાખલ થયા પછી બારણું બંધ કરી દીધું. જ્યોતિપન્તે અંદર જઇ વિધિપૂર્વક ભગવાન શ્રી ગણેશનું પૂજન કરી તેમનું સ્મરણ કર્યું. તત્કાલ ગણેશજીએ પ્રકટ થઇ સ્મરણ કરવાનું કારણ પૂછ્યું. જ્યોતિપન્તે પૂજન-પ્રાર્થના કર્યા બાદ બધી હકીકત જણાવી, હિસાબ લખી દેવાની પ્રાર્થના કરી. ભક્તભયહારી ભવાનીનંદન લખવાને બેસી ગયા અને તેની ઇચ્છાનુસાર ત્રણ દિવસમાં બધો હિસાબ લખી તૈયાર કરી અંતર્ધાન થઇ ગયા. આ તરફ લોકો મહીપતિને સમજાવી કહેવા લાગ્યાઃ-'અરે આવું મોટું કામ તે અનુભવ વિનાના બાળકથી ત્રણ દિવસમાં પૂરૂં ક્યાંથી થશે? તમે બાળકની વાત પર વિશ્વાસ રાખી મોટી ભૂલ કરી. બાળક અંદરમાં ને અંદરમાં મૂંઝાઇ મરી જશે તો નાહક બ્રહ્મહત્યા અને બાળહત્યા લાગશે અને તમારી બ્હેન હમેશ માટે દુઃખી થઇ તમને શાપ દેશે; સારું તો એ છે કે તમે દરવાજા ખોલી તેને બ્હાર કાઢો અને પછી હિસાબ લખાવવાનો બીજો પ્રબંધ કરો.'

ત્રણ દિવસ થઇ ગયા. જ્યોતિપન્ત દરવાજો ઉઘાડવાનું કહેતો હતો, તે દરમિઆન તેણે વાતો સાંભળી તુરત દરવાજો ઉઘાડી નાખ્યો. બધા ચોપડાનો હિસાબ પૂરો તૈયાર જોઈ સહુ માણસો દિંગ થઇ ગયા. અક્ષર તો એટલા સુંદર અને આકર્ષક હતા કે લોકો એકીટશે તે તરફ જોવા લાગ્યા. મહીપતિ ચોપડા લઇ હર્ષિત હૃદયે દરબારમાં જઈ પહોંચ્યો. પેશ્વાએ આશ્ચર્યચકિત થઇ મહીપતિને કામ કરવાવાળાનું નામ પૂછ્યું અને તેને દરબારમાં હાજર કરવાની આજ્ઞા કરી. મહીપતિએ ઘેર માણસ મોકલી જ્યોતિપન્તને રાજકીય પોશાક પહેરી આવવા કહેવરાવ્યું. જ્યોતિપન્ત દરબારી પોશાક ન પહેરી પોતાના નિત્યના સામાન્ય વેષમાં દરબારમાં આવ્યો અને પેશ્વાને યથાયોગ્ય માન આપી નમ્રતા સાથે એક બાજુએ ઊભો રહ્યો. તેનો નિર્મલ તેજસ્વી ચ્હેરો જોઇ બધા આશ્ચર્યમાં ડૂબી ગયા. પેશ્વાએ બહુ પ્રેમથી પોતાની પાસે બોલાવી તેના સંબંધમાં પૂછ્યું. જ્યોતિપન્તે બહુ નમ્ર મધુર સ્વરે કહ્યું—'રાજન્! હું શ્રીમાન મહીપતિજીની મોટી બ્હેનનો પુત્ર છું, મારૂં નામ જ્યોતિપન્ત છે માતાજીની આજ્ઞાથી કંઇ કામ શીખવાને મામાને ત્યાં આવ્યો છું અને તેની આજ્ઞાનુસાર કામ કરૂં છું. તે કૃપાપૂર્વક મને માસિક ચાર રૂપીઆ આપે છે, હું તેથી બહુ આનંદથી સારૂં કામ ચલાવું છું.' બાળકની સાચી સરલ વાણી સાંભળી પેશ્વાએ પ્રસન્ન થઇ ફરી પૂછ્યું,-

'જ્યોતિપન્ત ! ત્રણજ દિવસમાં આવું મોટું કામ કેવી રીતે થયું? આવા સુંદર હસ્તાક્ષર શી રીતે થયા? અમે તો આવા અક્ષર આજ સુધી કદી જોયા નથી, સાચું બતાવો, આમાં શું રહસ્ય છે ?' જ્યોતિપન્તે કહ્યું:- 'મહારાજ ! મારી પ્રાર્થનાથી ભગવાન શ્રીગણેશજીએ બધો હિસાબ બરાબર કરી લખી દીધો અને આ તેના હસ્તાક્ષર છે.' ત્યાર પછી પેશ્વાના આગ્રહથી જ્યોતિપન્તે શ્રીગણેશજીની કૃપા કેમ થઇ તે બધો હેવાલ તેને સંભળાવ્યો. તે સાંભળી પેશ્વાને બહુજ આનંદ થયો. પેશ્વાએ જ્યોતિપન્તને લાયક સમજી પોતાના હાથથી અધિકારનો પોશાક અને રાજ્યની મ્હોર દઇ તેને પુરન્દર-કિલ્લાની રક્ષાનું કામ સોંપ્યું. આજ જ્યોતિપન્તની કીર્તિ મહીપતિથી વધી ગઇ. હવે મહીપતિ પણ ભાણેજના ગૌરવથી પોતાને વધુ ગૌરવશાળી સમજવા લાગ્યો. જમતી વખતે મામાએ તેને પાસે બેસાડી સોનાના પાત્રમાં તેને જમાડયો. ભગવાનના પ્રેમનું પાત્ર સર્વના આદરનું પાત્ર કેમ ન બને?

જ્યોતિપન્ત અધિકાર મેળવી પુરન્દર કિલ્લા પર ગયો અને થોડાજ દિવસ પછી પોતાના માતા-પિતાને પણ ત્યાં બોલાવ્યાં અને એક નમ્ર સેવકની માફક ભક્તિ-ભાવથી તેમની સેવા કરવા લાગ્યો. આવી રીતે કેટલાક દિવસો વીતી ગયા. તે દિવસોમાં ઉત્તર ભારત પર પ્રાયઃ પઠાણોના હુમલા થયા કરતા હતા. પેશ્વાએ પણ તેની

સામે તૈયારીઓ કરી રાખી હતી. એક વાર પેશ્વાની ફોજમાં જ્યોતિપન્તને પણ લડાઇમાં જવું પડયું. થોડા દિવસો પછી એક રાતે જ્યોતિપન્તે સ્વપ્નામાં આદેશ સાંભળ્યો કે 'હવે તને ભગવાનની વિશેષ દયા પ્રાપ્ત થશે, હવે તું અહીં એક ક્ષણ પણ નહિ રહેતા કાશી ચાલ્યો જા.' બીજેજ દિવસે જ્યોતિપન્તે પેશ્વાને હંમેશના માટે નોકરીમાંથી મુક્ત કરવાની પ્રાર્થના કરી અને તેની મંજુરી મેળવી પોતાની બધી મિલ્કત ગરીબોને વહેંચી દઇ એક બ્રાહ્મણને સાથે લઇ કાશી જવા ચાલી નિકળ્યો. ત્યાં તેનું ત્યાગમય જીવન થઇ ગયું, તે દરરોજ સવારથી તે મધ્યાન્હે બાર વાગ્યા સુધી મણિકર્ણિકામાં કેડસૂધી જલમાં ઊભા રહી મંત્ર-જાપ કર્યા કરતો. તે ઉપરાંત મધુકરી માંગી તેનો ભગવાનને ભોગ ધરી પ્રસાદ જમતો હતો આવી રીતે છ મહિના નિર્વિઘ્ને વીતી ગયા. એક દિવસ નિત્ય ક્રમાનુસાર જ્યોતિપન્તજી શ્રી ગંગાજીમાં ઉભો રહી જપ કરતો હતો, ત્યાં એક મ્લેચ્છે આવી તેના શરીરે પાણીના છાંટાં ઉડાડયા. તે ફરી સ્નાન કરી જપ કરવા લાગ્યો, તે પુરુષે ફરી પાણી છાંટયું ત્યારે જ્યોતિપન્તે જરા આવેશથી તેને કહ્યુ કે 'જુઓ ! આવી રીતે કોઈના અનુષ્ઠાનમાં વિઘ્ન નાખવું એ યોગ્ય નહિ.' જ્યોતિપન્તજીનો આ સાત્વિક પ્રકોપ જોઇ મ્લેચ્છ હસવા લાગ્યો અને તરતજ ભગવાન વેદવ્યાસના રૂપે દેખાયો. જ્યોતિપન્તે મ્લેચ્છ રૂપમાં

આવેલા ભગવાન વ્યાસને ઓળખી તેને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. વ્યાસજીએ આજ્ઞા દીધી કે 'વત્સ! હવે તારૂં અનુષ્ઠાન પૂરૂં થઇ ગયું. આજરાતે વ્યાસ-મંડપમાં જઇ તું સૂઇ રહેજે. હું ત્યાં તને શ્રીમદ્‌ભાગત લાવી દઇશ. તેના પારાયણથી તને યથાર્થ તત્વજ્ઞાન અને પ્રેમ ભક્તિની પ્રાપ્તિ થશે. એમ કહી, તથા 'ૐ નમો ભગવતે વાસુદેવાય' આ દ્વાદશ અક્ષર મંત્રનો ઉપદેશ દઇ ભગવાન વ્યાસ અંતર્ધાન થઇ ગયા.

રાત્રે જ્યોતિપન્તજી વ્યાસ મંડપમાં જઇ સૂઇ રહ્યા. વ્યાસજીએ ભાગવતના બારે સ્કંધ લાવી તેના માથા આગળ મૂકી દીધા, સવારે ઊઠતાં જ તેણે ગ્રન્થનું દર્શન કરી સાષ્ટાંગ દંડવત કર્યા અને મણિકર્ણિકામાં સ્નાન કરી જ્ઞાન-મંડપમાં બેસી સવારથી તે સાંજ સુધી શ્રીમદ્‌-ભાગવતનું પારાયણ શરૂ કરી દીધું. શ્રીમદ્‌ભાગવતના નિત્ય પારાયણ અને અધ્યનથી જ્યોતિપન્તજીનાં તપ અને તેજ બહુજ વધી ગયાં. એક દિવસ ભગવાન શ્રી વિશ્વનાથ વૃદ્ધ બ્રાહ્મણના રૂપે આવી ત્યાં ઊભા રહી જ્યોતિ-પન્તજીનું ભાગવત-પારાયણ સાંભળવા લાગ્યા, ભગવાન શંકરના પ્રભાવથી જ્યોતિપન્તજીની જીભ ઝલાવા લાગી અને તેનાથી અસ્પષ્ટ ઉચ્ચાર થવા લાગ્યા, ભગવાન ભોળાનાથે વિનોદ પૂર્વક કહ્યું 'પંડિતજી મહારાજ? શું રોજ આવી રીતે પારાયણ કરો છો? તેનો આ પ્રશ્ન સાંભળતાં જ તેણે વૃદ્ધ બાવાને ઓળખી લીધા અને ઊઠી

ઊભા થઇ બહુ જ સન્માન અને ભક્તિ-પૂર્વક અશ્રુ-ભીની આંખે તે ભગવાનના ચરણોમાં આળોટી પડયા. શ્રી શિવજીએ પ્રસન્ન થઇ આજ્ઞા દીધી કે હવે તારો મનોરથ પૂરો થઇ ગયો. તને પદાર્થ તત્વજ્ઞાન અને પ્રેમભક્તિની પ્રાપ્તિ થઇ ગઇ, હવે તારે કાંઇ સાધનની આવશ્યકતા નથી, તું મારી આજ્ઞાથી સમસ્ત પુરુષાર્થના મૂળ કારણ ભગવાનના ભજન માર્ગમાં લોકોને જોડ અને તેમનું કલ્યાણ કર.' આમ કહી બાબા વિશ્વનાથ અદૃશ્ય થઇ ગયા.

જ્યોતિપન્તજીની આ સ્થિતિની ખબર કાશીમાં ફેલાઈ ગઈ અને ત્યાંના વિદ્વાનોએ ભગવાન વ્યાસે દીધેલા શ્રીમદ્ભાગવત ગ્રન્થને સિંહાસન પર પધરાવી તેની સવારી કાઢી અને જ્યોતિપન્તજીને 'મહા ભાગવત' ની પદવી આપી. ત્યારપછી જ્યોતિપન્ત મહારાષ્ટ્ર પાછા આવ્યા. ત્યાં તેણે જીવનભર સ્થળે સ્થળે ફરી ઘૂમી ભગવાનની ભક્તિનો પ્રચાર કર્યો, અનેક મંદિરો બનાવરાવ્યાં અને લોકોને ભક્તિમાર્ગમાં પ્રેર્યા. અંતમાં વિક્રમ સંવત ૧૮૪૫ કીલક નામક સંવત્સરના માર્ગશીર્ષના વદ તેરસના દિવસે આ નશ્વર સંસાર છોડી જ્યોતિપન્તજી ભગવાનના પરમ ધામે પધાર્યા.

મરાઠી ભાષામાં જ્યોતિપન્તજીની ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય રચેલી અનેક કૃતિઓ પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ભાગવતના બારે સ્કંધો પર તેમણે ઓવી (છંદોમાં) ટીકા લખી હતી પણ

હાલ તે પૂરો ગ્રન્થ મળી શકતો નથી. કહેવાય છે કે ભગવાન 'વ્યાસદેવ દ્વારા અપાયેલો શ્રીમદ્‌ભાગવત ગ્રન્થ ' ચિંચનેર ' ગામમાં આજ પણ જ્યોતિપન્તજીના વંશજોની પાસે છે.

---

**નોંધ**:– શ્રીમદ્‌ભાગવત મૂળ ૪ શ્લોકમાં શ્રી નારદજીએ શ્રી વ્યાસને કહેલ હતું. શ્રી વ્યાસે તેનો વિસ્તાર કરી બાર સ્કંધવાળું બનાવેલું છે, તે મૂળ ૪ શ્લોકનો ભાવાર્થ નીચે પ્રમાણે છે— ભગવાન બ્રહ્માને કહે છે —

આ સૃષ્ટિની પૂર્વે હું જ હતો. તે વખતે સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રપંચ અને તેનું કારણ માયા વગેરે કાંઇજ ન હોતું. સૃષ્ટિની પછી પણ હુંજ રહું છું. જે આ સર્વ પ્રપંચ દેખાય છે તે પણ હુંજ છું તથા પ્રલય પછી જે વસ્તુ બાકી રહે છે તે પણ હુંજ છું; અર્થાત્ હું અનાદિ અનંત અને અદ્વિતીય પૂર્ણ સ્વરૂપ છુ.

જે વસ્તુ ન હોવા છતાં પ્રતીત થાય અને આત્મામાં પ્રતીત ન થાય તે મારી માયા જાણવી. દષ્ટાંતમાં જેમ ચંદ્ર એક છે બે નથી, છતાં આંખના વિકારથી બે દેખાય છે, તેમ આ જગત પણ વસ્તુતઃ મિથ્યા છે છતાં સત્ય ભાસે છે. વળી ગ્રહોમાં જેમ રાહુ એક ગ્રહ છે તો પણ તે દેખાતો નથી તેમજ આત્મા સર્વનો સાક્ષી છે, પરંતુ માયાથી આચ્છાદિત હોવાને લીધે દેખાતો નથી.

જે સદા સર્વ ઠેકાણે છે તે આત્મા છે, તેને અન્વય અને વ્યતિરેક વડે જાણવો.



## ૧૪
## સ્વામી હરિદાસજી ગાયનાચાર્ય.



ભક્તવર સ્વામી હરિદાસ બહુ જ ઊંચી પ્રેમ નિષ્ઠાવાળા ભક્ત હતા. પોતે ધનવાન બ્રાહ્મણ હતા અને સમ્રાટ અકબરના સમકાલીન હતા. કહે છે કે તેમનું મન નાનપણમાંથીજ શ્યામસુંદરના નવ મેઘ સમા મુખ કમલના રસ પાનમાં ભ્રમરની માફક મસ્ત બની ગયું હતું. જે એકવાર આ હરિરસનો જરા પણ સ્વાદ લીએ છે તેને જગતના બધાં સુખ, સર્વ રસ, નીરસ એટલે ફિકા લાગે છે. સ્વામીજી મહાન ત્યાગી, નિસ્પૃહી અને પ્રેમી હતા. ભક્તિના પ્રબલ વેગને અંગે પોતાનું વતન છોડી તે શ્યામસુંદરની લીલા-ભૂમિ વૃંદાવનમાં જઈ રહેવા લાગ્યા, અને ત્રિભુવન-મનોહર પ્રેમપૂંજ ભગવાન શ્રીકૃષ્ણને પરમ પ્રિયતમ સમજી પોતાને તેની નિત્ય-સંગિની સખી ગણતા હતા. કહેવાય છે કે પોતાનો બધો સમય ભગવાનના નિત્ય લીલાના સ્મરણમાં જતો હતો. ખાવું, પીવું, સૂવું-ઊઠવું, ગાવું-બજાવવું એ સર્વ પ્યારા

મનમોહનની સાથે જ હતું. સમય-સમયની ભગવાનની માધુરી છબી તેના દિવ્ય નેત્રોની સામેજ રહેતી હતી. તે કયારેક ભગવાનની સ્તુતિ કરતા, કયારેક તેની સાથે ખેલતા, કયારેક વિનોદ કરતા, કયારેક સેવા કરતા, કયારેક ભોજન કરાવતા, કયારેક ગાઇ બજાવી એને રીઝવતા, કયારેક નાચવા લાગતા અને કયારેક પ્રેમ-વિહ્‌વલ બની બેહોશ બની જતા હતા. આવી પરમ સુખની સ્થિતિ બહુ વિરલ ભાગ્યવાન ભક્તને પ્રાપ્ત થાય છે.

એક દિવસ તેને ભેટ ધરવાને એક શિષ્ય, ઊંચા અત્તરની શીશી લાવ્યો. તે વખતે સ્વામીજી મહારાજ યમુના તીરપર ભાવાવેશમાં હતા. ભક્તે આવી તેના હાથમાં તે શીશી દીધી. તેમણે પણ ભાવાવેશમાં જ તે લઇ લીધી. કહે છે કે તે વખતે સ્વામીજી ધ્યાનમાં શ્રી વ્રજકિશોરની સાથે હોળી ખેલતા હતા અને ભગવાન સ્વયં એના શરીર પર ગુલાલ ફેંકી રહ્યા હતા, સ્વામીજીએ અત્તરની શીશી પોતેજ ભગવાનના શરીર પર ઢોળી નાખી. શિષ્યની દૃષ્ટિમાં અત્તર જમીન પર રેતીમાં પડેલું દેખાયું અને મનમાં કંઇ ખેદ થયો. થોડીવાર પછી જ્યારે સ્વામીજીને બાહ્ય જ્ઞાન થયું ત્યારે શિષ્યના મનની ખેદની વાત જાણી તેને કહેવા લાગ્યો કે-'ભાઇ જરા જયશ્રી વિહારીના દર્શન તો કરી આવ.' તે તુરત મંદિરમાં ગયો. આખું મંદિર સુગંધથી ભરાઇ રહ્યું હતું અને શ્રી વિહારીજીના બધા અંગ અત્તરથી ભભકતા તરબોળ હતા.

ત્યારે તેની આંખ ઉઘડી. સ્વામીજીની નિષ્ઠા પર તેને પરમ વિશ્વાસ બંધાઇ ગયો અને તે જઇ તેના ચરણોમાં પડયો. તે અત્તર લાવ્યો તે સફળ થયું.

એકવાર એક ભાવિક પુરુષ શિષ્ય થવા સ્વામીજી પાસે આવ્યો અને તેને એક બહુ કિંમતી હીરાની ભેટ ધરી. સ્વામીજીએ જાણી લીધું કે આ હીરામાં તેની બહુજ આસક્તિ છે. જ્યાંલગી સંસારની કોઇપણ વસ્તુમાં આસકિત કે પરમ અનુરાગ હોય છે ત્યાં લગી પ્રિયતમમાં પરમ પ્રિયતમ પ્રભુ સાથે યથાર્થ પ્રેમ નથી બનતો. આમ સમજી તેણે તેને કહ્યું કે :—'તમો આ હીરાને તુરત જમુનાજીમાં ફેંકી દો.' સ્વામીજીની આજ્ઞાનુસાર તેણે શ્રી યમુનાજીના પ્રવાહમાં હીરો ફેંકી દીધો પરંતુ મનમાં એનો ખ્યાલ રહી ગયો. તેમજ બહુ કિંમતી હીરાને આમ ફેંકી દેવાથી તેને કંઇ ક્ષોભ પણ થયો. સ્વામીજી એના મનની વાત જાણી વિચાર કરવા લાગ્યા કે હજુ એના મનમાંથી પત્થરનો મોહ ગયો નથી, તેથી તેનો હાથ પકડી તેને એક ઘાટા જંગલમાં લઇ ગયા અને ત્યાં તેવા હીરાનો ઢગલો બતાવી કહેવા લાગ્યા કે 'ભાઇ કરી તારો આ પત્થરોમાં પ્રેમ હોય તો ગમે તેટલા લઇ લે, પરંતુ એ ખ્યાલ રાખજે કે આ બધા પદાર્થ ભગવત્-પ્રેમની પ્રાપ્તિમાં બહુજ બાધક છે. જ્યાં ભોગમાં પ્રેમ હોય છે ત્યાં ભગવાનમાં પ્રેમ કયાંથી હોય? આ જગતના પદાર્થ ભગવત્ પ્રાપ્તિના માર્ગમાં લૂંટારા સમાન

છે. જ્યાસુધી તું એના પંજામાં પડયો છે ત્યાંસુધી તારૂં ચિત્ત શ્રીહરિના ચિંતાહરણ ચરણારવિન્દોમાં સ્થિર થશે નહિ તેમજ તું પરમાનંદ—સિંધુના અમૃતનું પાન કરી કૃતાર્થ થઇ શકીશ નહિ. તું જો ભવ—ભયહારી શ્રીહરિને ચાહતો હો તો સાચા સુખના અંતરાય રૂપ આ પત્થરના હીરામાંથી ચિત્ત કાઢી નાંખ.' આ અદ્‌ભુત દશ્યને જોઇ તેમજ સ્વામીજીનો ઉપદેશ સાંભળી તેનું ચિત્ત વિષયોમાંથી નિકળી ગયું અને તે સંપૂર્ણપણે તેને-શરણ થયો. યોગ્ય અધિકારી સમજી સ્વામીજીએ તેને દીક્ષા દીધી અને સાધનનો સુગમ માર્ગ બતાવી તેને કૃતાર્થ કર્યો.

સ્વામીજી મહારાજ સંગીતના મહાન અનુભવી આચાર્ય હતા. અકબરના દરબારી પ્રસિદ્ધ ગાયનાચાર્ય તાનસેન તેનોજ શિષ્ય હતો. તાનસેનની સંગીત કલા પર મુગ્ધ થઇ એક દિવસે અકબરે તેના ગુરુનું નામ પૂછયું. તાનસેને કહ્યું કે-મારા ગુરુ ભગવદ્‌ભકત સ્વામી હરિદાસજી છે અને તે વૃંદાવનમાં રહે છે. અકબરે તેના દર્શન કરવા ઇચ્છયું. તાનસેને કહ્યું-'હજૂર! એને અહીં બોલાવવા એ તો અસંભવિત છે; કારણ, તે ધન-માનની કંઇ પણ પરવા કરતા નથી, આપની ઇચ્છા હોય તો આપ પોતે ત્યાં પધારો.'

અકબર તાનસેનને સાથે લઇ સ્વામીજીની કુટિયાપર ગયા. સ્વામીજી તે વખતે ભગવાન સાથે પ્રેમ વિહ્‌વલ

બની એક પદ ગાઇ રહ્યા હતા. અકબર તે સાંભળી ચકિત થઇ ગયો. પછી તાનસેને એક પદ ગાયું અને જાણી બૂઝી તેમાં એક બે ઠેકાણે તાલ ભંગ કરી દીધો. તેથી સ્વામીજી મહારાજ પોતે તે પદ ગાવા લાગ્યા. પદ સાંભળી સર્વનાં ચિત્ત ભગવત્-પ્રેમથી ભરાઇ ગયાં. અકબરે સ્વામીજીની સેવામાં ઘણું ભેટ કરવા ઇચ્છયું પરંતુ નિઃસ્પૃહી હરિદાસજીએ કંઇ પણ ગ્રહણ કર્યું નહિ. તાનસેન સહિત સમ્રાટ અકબર દિલ્હી પાછા આવ્યા. એક દિવસ અકબરે તાનસેન પાસે ફરી તે પદ ગવરાવ્યું પણ તેને તેવો આનંદ થયો નહિ. ત્યારે પાદશાહે કહ્યું કેઃ—'તે દિવસ આ પદ સાંભળી બહુજ આનંદ આવ્યો. હતો, આજ એમ કેમ થતું નથી?' તાનસેને કહ્યું, 'જહાંપનાહ! મારામાં તે રસ ક્યાંથી આવી શકે? સ્વામીજી મહારાજ ભગવાનના પ્રેમને વશ થઇ ત્રિભુવન-નાથને પોતાનું ગાણું સંભળાવી રહ્યા હતા, હું દિલ્હીના પાદશાહને રીઝવવાને ગાઇ રહ્યો છું, આ મુખ્ય કારણ છે, પાદશાહને પણ આ વાત ગમવાણી. સ્વામીજીએ પ્રભુનાં પદો ઘણાં બનાવ્યાં છે. શ્રી રાધે-શ્યામના વિહાર સંબંધી તેમનાં અનેક પદ છે. તે પદાવલિને 'કેલિમાલા' કહે છે. સિદ્ધાંત પર પણ પોતે બહુ પદો બનાવ્યાં છે. તેનાં પદોમાં પિંગલ ન્યાયે ક્યાંઇ ભૂલો જણાય છે પરંતુ તેમાં ભક્તિ અને પ્રેમનો જે પ્રવાહ વહે છે તેમાં બધી ભૂલો સમાઇ જાય છે. સંગીતના રૂપમાં તેમનાં પદ

બરાબર ઉતરે છે. તેના સંપ્રદાયમાં અનેક સારા ત્યાગી પ્રેમી અને અનુભવી મહાત્મા થઇ ગયા છે.

**નોંધ.**—શ્રી મધુસૂદન સરસ્વતી નામના પ્રખ્યાત જ્ઞાની ભકત ભકિત-રસાયન નામના ગ્રંથમાં કહે છે કે અધિકાર પરત્વે, સાધન પરત્વે, સ્વરૂપ અને ફલ પરત્વે ભકિત અને જ્ઞાનમાં તફાવત છેઃ—

૧. બ્રહ્મ- વિદ્યામાં સાધન ચતુષ્ટયવાળા પરમહંસ પરિવ્રાજકનો અધિકાર છે, ભકિતમાં પ્રાણી માત્રને અધિકાર છે.

૨. ભગવાનના ગુણનું વર્ણન હોય તેવા ગ્રંથ સાંભળવા, અને ભજન ગાવાં અને સાંભળવાં એ ભકિતનું સાધન છે, તત્ત્વમસિ વિગેરે મહા વાકયનો વિચાર કરવો એ બ્રહ્મ વિદ્યાનું સાધન છે.

૩. હૃદય ભગવાનનું નામ લેતાં દ્રવીભુત થઇ જાય અને મન ભગવત્ આકારે રહી સવિકલ્પક સમાધિ ભોગવે તે ભકિતનું સ્વરૂપ છે. જે મતે અને હૃદય દ્રવીભુત ન થાય પણ અદ્વિતીય બ્રહ્મનું તત્ત્વ સમજી નિર્વિકલ્પ સમાધિ ભોગવી શકે તે જ્ઞાનનુ સ્વરૂપ છે.

૪. ભગવાનના વિષયમા પ્રેમ વધતો રહે તે ભકિતનું ફલ છે, બધા અનર્થનુ મૂળ અજ્ઞાન નિવૃત થાય એ જ્ઞાનનું ફલ છે.





## ૧૫
## ભક્ત બ્રાહ્મણ-દંપતી

દામોદર કાંચીનગરમાં રહેતો હતો. તે બ્રાહ્મણ જાતિનો હતો. તેને કોઇ સંતાન ન હતું. ઘરમાં માત્ર તેની એક પત્ની હતી. ભીક્ષા પરજ તેઓનો જીવન નિર્વાહ ચાલતો. સંસાર આખામાં દામોદર જેવો બીજો કોઇ દરિદ્ર ભિક્ષુક ન હતો.

દામોદર નિત્ય સવારે વ્હેલો ઊઠી સ્નાન સંધ્યા આદિ નિત્યકર્મ કરી તથા મસ્તક પર ચંદન તથા તુલસીદલ ધારણ કરી 'રામ કૃષ્ણ હરિ'નું કીર્તન કરતો ભીખ માગવા શહેરમાં જતો. ભિક્ષામાં કંઇ મળી જાય તો ઠીક, ન મળે તો તેને કંઇ અસંતોષ રહેતો નહિ. રોજ જે કંઇ મળતું તે લાવી પોતાની સ્ત્રીને આપતો. પતિવ્રતા સ્ત્રી બહુ આનંદથી રસોઇ બનાવતી. ભગવાનને ભોગ લગાવી બન્ને જણા તે પ્રસાદ જમી પ્રસન્ન રહેતાં.

કોઇ દિવસ કોઈ ભૂખ્યો અતિથિ આવી જાય તો પ્રથમ તેને ભોજન કરાવતા, પછી જે બાકી રહેતું તે ખાઇ લેતાં, ન રહે તે દિવસે-ઉપવાસ થતો. ઉપવાસ થતો તે દિવસે દંપતીને તેનું દુઃખ થતું નહિ પણ આનંદમાં રહેતાં.

શ્રી ગોવિંદનું ભજન એ બન્નેનું મુખ્ય કામ હતું. તેઓ રાત દિવસ તેમાં મસ્ત રહેતાં, પરચર્ચા કે પર નિંદા કરતાં નહિ. તેમનું હૃદય જીવ-દયાથી સદાય પીગળી જતું. ઘરમાં કંઇ પણ નહોતું, પરંતુ પોતાના માટે ભગવાનની પાસે કંઇ માંગતાં નહિ. ભગવાન પાસે કંઇ માંગતાં તો માત્ર જીવોનું કલ્યાણ થાય એ માગતાં. ભજન કરતાં કરતાં જ્યારે એ ભાવ થઇ જતો કે હમણાં ભગવાન દર્શન દેશે ત્યારે તેઓ હાથ જોડી પ્રાર્થના કરતાંઃ- 'મંગલમય ! જગતના જીવોએ તો તમારી મંગલમયી મૂર્તિ જોઇ નથી. તેઓ તો અમંગલનેજ મંગલ સમજી તેને વળગી રહ્યા છે. નાથ ! એમના પર દયા કરો, તેમનો ભ્રમ દૂર કરો, તમારી આનંદ-ગંગાની પવિત્ર ધારા તેમના પર વરસાવો જેથી હિંસા, દ્વેષ ભૂલી સહુ પરસ્પર પ્રેમ રાખે. તમારી સર્વ મંગલમયી મૂર્તિ સહુના હૃદયમાં સદા જાગૃત રહો !'

ચામડાથી ઢાંકી હોય છતાં પણ કસ્તુરીની સુંગધ બહાર પ્રગટ થયા વિના રહેતી નથી તેમજ દામોદરની કીર્તિ-સુવાસ તેના ફાટયા તુટયા લુગડા તેમજ ભાંગી તૂટી ઝુંપડી હોવા છતાં દેશભરમાં વ્યાપી ગઇ.

ધીરે ધીરે તો તે પ્રભુના પ્રદેશ સૂધી જઇ પહોંચી. તે પ્રદેશના રસિક નરેશ પ્રભુ. તે સુગંધથી એક દિવસ કાંચી નગરીમાં આવી પહોંચ્યા. આવવાનો હેતુ સત્યાસત્યની પરીક્ષા કરવાનો હતો. પ્રભુ મહા માયાવી છે. તે વૃદ્ધ સંન્યાસી રૂપે આવ્યા. શરીરે ભસ્મ, ગળામાં રુદ્રાક્ષની માળા, શિરપર જટા, કાનમાં ત્રાંબાના કુંડળ; શરીર એટલું દુર્બળ અને વૃદ્ધ હતું કે જાણે પગલું ચાલવાની પણ શક્તિ તેનામાં ન હોતી. લાકડીના ટેકે ધીરે ધીરે ચાલતા તે દામોદરના દરવાજા પર આવી પહોંચ્યા. ભગવાનની માયાથી દામોદરને તે દિવસે ભિક્ષામાં એક મૂઠી ચોખા પણ ન મળ્યા. તે ખાલી હાથે ઘેર આવ્યો. પતિપત્ની બન્ને ભૂખ્યાં જમીનપર આડાં થઇ ચિંતામણિના સુંદર ચરણોનું ધ્યાન કરવા લાગ્યાં. તેઓ મનમાં ને મનમાં કહેવા લાગ્યાઃ–પ્રભો તું સ્વામી છે, નિગ્રહ અનુગ્રહ જે તું ઇચ્છે તે કરી શકે છે પરંતુ ગરીબોને તારા સિવાય બીજા કેનો સ્હારો છે ?

એમનો તો તુંજ એક માત્ર બંધુ છે, તેથીજ લોક તને અપાર કરૂણાસાગર અને દીનબંધુ કહે છે. તેમની રક્ષા કરનાર બીજું કોઇ નથી. તું જ એની રક્ષા કરવાવાળો છે તેથી જ તારા વાહન પર વિજયધ્વજ ફરકે છે. નાથ ! તું વજ્ર–કવચની માફક તારા સેવકના શરીર પર રહી બધા દોષ દૂર કરી દીએ છે. પ્રભો ! તું દુર્જન રૂપ દેડકાનો કાળસર્પ છે, જગતના લોકોનો અમૂલ્ય

ચિંતામણિ છે, મદોન્મત્ત માનવ-માતંગનો તું સાક્ષાત કેસરી છે. સંપૂર્ણ જીવનો સ્વામી છે, તેથી આજ આ ક્ષુદ્રમાં ક્ષુદ્ર અધમ જીવ તારે શરણે આવ્યો છે. તેને એક ભયથી બચાવ, પ્રભો ! જલદી બચાવ, ભય બીજો કંઇ પણ નથી. તારા મહિમા ભર્યા નામના અપાર મહિમાથી આ દાસ જગતના તુચ્છ ભયને ગણતો નથી ! મૃત્યુના ભયથી પણ ડરતો નથી અને તે એવા ભયના નિવારણાર્થે પ્રાર્થના પણ કરતો નથી. એનો તો ભય એજ છે કે આ વખત કદિ કોઇ અતિથિ આવી ચડે તો તેને ભોજન કયાંથી દેવું?

જ્યાં ભય લાગે છે ત્યાં ભય સામો આવી ઊભો રહે છે. દામોદર અને તેની પત્ની આમ ચિંતા કરી રહ્યાં હતાં, ત્યાં તેના કાને અતિથિનો કરૂણ અવાજ પડયો. 'ઘરમાં કોણ છે? હું અતિથિ તારા દ્વાર પર ઊભો છું" અતિથિનો તીવ્ર કરૂણ કંઠ સ્વર સાંભળતાંજ દામોદર ગભરાતો બહાર આવ્યો, જોયું તો ત્યાં એક શ્રમિત વૃદ્ધ તેજોમય યોગી મહા પુરુષ ઊભા છે. દામોદરે ભક્તિભાવથી સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને સંન્યાસીને પૂછયું-સ્વામીન્ ! દાસને શી આજ્ઞા છે?' સાધુએ કહ્યુંઃ- ભાઇ તારી બહુ કીર્તિ સાંભળી છે, સાંભળ્યું છે કે તું અતિથિ અભ્યાગતને બહુજ આદર પૂર્વક ભોજન કરાવે છે, હું જેને તેને ઘેર જમતો નથી, અતિથિ સેવામાં જેને શ્રદ્ધા નથી એવો માણસ ગળે પડે તો પણ હું ભોજન માટે તેના ઘર તરફ

જોતો નથી પરંતુ શ્રદ્ધાળુ ભક્તો પાસે અન્ન માંગીને પણ ખાઉં છું. અતિથિ સેવકોની નામાવલિમાં તારૂં નામ હું મોખરે સાંભળું છું તેથી તારા અન્ન માટે મારૂં મન બહુ તલપી રહ્યું છે. આજ ધાર્યું કે ચાલો એકવાર દામોદરદાસને ઘેરજ ભોજન કરી આવું. એટલા માટે ભાઇ હું આવ્યો છું, વૃદ્ધ શરીર છે, બહુ મુશ્કેલીથી હરી ફરી શકાય છે, તારૂં અન્ન ખાવાની ઇચ્છાથી અહીંઆ સૂધી ચાલી આવ્યો છું. બોલ એક મુઠી અનાજ આપી શકશે કે નહિ ?'

દામોદરદાસને જે વાતનો સંશય હતો, ડર હતો તે તો સામો આવી ઊભો. અતિથિની વાત સાંભળી દામોદરને બહુ ચિંતા થઇ. આખર 'રામે જે ધાર્યું હશે તે થશે' એમ સમજી દામોદરે શીતળ જળથી યોગીના પગ ધોઇ મીઠા સ્વરથી કહ્યું-'મહારાજ ! તમે બહુ થાકયા લાગો છો, તમે આ આસનપર જરા આરામ કરો, હું હમણા આવું છું ' આટલું કહી દામોદરે પોતાની પત્ની પાસે જઈ ધીરેથી કહ્યું-સતિ ! આંગણે અતિથિ આવ્યા છે, ભોજન માંગે છે, ઘરમાં તો કંઈ પણ નથી. હવે શું કરવું ? ' પત્ની બોલી ' સ્વવામિન ! હું તમને શું કહું ? તમારાથી તો કાંઇ છાનું નથી, ઘરમાં એક પણ એવી વસ્તુ નથી કે જે વેચતાં એક પણ કોડી મળે, ફાટયા તુટયાં લુગડાં અને માટીની આ ફૂટેલી હાંડી, એ આપણા ઘરની માલ મીલ્કત છે, આને વેચતાં શું આવે ? આટલું

કહેતાં અતિથિ-સત્કારમા પોતાની અયોગ્યતા જાણી સતીની આંખમાં આસુ આવ્યાં. પત્નીની આ હાલત જોઇ દામોદરની આંખો પણ આંસુથી ભરાઇ આવી. એણે એક લાંબો નિસાસો નાખી કહ્યું, ત્યારે શું કરીશું, સતી ! શું અતિથિ સેવા નહિ થાય ! અતિથિ ભૂખ્યો જાય તો પછી આપણે છવીને શું કરવું ! ગોવિંદ ! આવી કઠોર પરીક્ષા શા માટે ? પત્ની ઉદાસ થઇ વ્યાકુલ હૃદયે હરિને પોકારવા લાગી. ક્ષણ ભર બાદ તે પોતે હસતી દામોદરને ચોંકાવતી બોલીઃ- 'નાથ ! આટલા દુઃખી શું કામ્ થાઓ છો ! આપણા પ્રભુ તો જગન્નાથ છે, તે જરૂર અતિથિ માટે અન્ન આપશે; તમે એક કામ કરો, વાલંદના ઘેરથી જલ્દી એક કાતર લાઓ, પછી હું ઉપાય બતાવીશ, દામોદર તુરત દોડી કાતર લઇઇ આવ્યો અને પત્નીને પૂછયું:-'હવે શું કરવું ? તેણીએ હસતાં પોતાના લાંબા લાંબા કેશ દેખાડતાં કહ્યું-'જુઓ, મારા આ સુંદર વાળને કાતરથી કાપી નાંખો, પછી આપણે બન્ને મળી આની બાંધવાની દોરી વણી લઇશું, તમે તે વેચી કંઇ પૈસા લઇ આવજો. આટલું છે તો અતિથિ સેવા માટે શી ચિંતા છે. દામોદર બ્રાહ્મણીની આવી અજબ યુકિત અને તેની મનોહર ત્યાગ-વૃત્તિથી ચકિત થઇ પોતાના હાથથી વાળ કાપવા મંડયો. ચારે કોર થોડા થોડા વાળ રાખી વચમાં વચમાંથી બધા વાળ કાપી નાંખ્યા, બન્નેએ મળી તુરત એક સુંદર દોરી ગૂંથી લીધી, દામોદર તે

લઇ બજારમાં વેચવા ગયો. સદ્‌ભાગ્યે એક ગ્રાહક પણ મળી ગયો. તેણે થોડા પૈસા દઇ તે દોરી ખરીદી લીધી. દામોદર તે પૈસાથી અતિથિ સત્કાર માટે દાળ, ચોખા ઘી, દૂધ, દહિં, શાક આદિ બધી ચીજો ખરીદી બહુ આનંદથી હસતો હસતો ધર્મ પરાયણ પત્ની પાસે આવ્યો અને બધી વસ્તુઓ એની પાસે લાવી મૂકી. બ્રાહ્મણી રસોઇ બનાવવામાં ઘણીજ હોશિયાર હતી, જોતજોતામાં તો એણે રસોઇ બનાવી લીધી. દામોદરે બહાર જઇ અતિથિ દેવને ભોજન કરવાની પ્રાર્થના કરી. અતિથિ ઘરમાં આવ્યા, બન્નેએ મળી બહુ આદર પૂર્વક તેનાં ચરણ ધોયાં. શ્રદ્ધા ભક્તિથી ચરણોદક પીધું અને માથે ચડાવ્યું. આજ દંપતીનો આનંદ માતો નથી.* ખરેખર આજ એના ભાગ્યોનો મહિમા કોણ કહી શકે ? જે પ્રભુના પવિત્ર ચરણોદકનું એક બિંદુ બ્રહ્મા જેવાને પ્રયત્ન કરતા પણ મળી શકતું નથી તે પ્રભુનું ચરણોદક તેઓ અનાયાસે ઘેર બેઠાં આજ પામી રહ્યા છે. ભગવાન ભાવને વશ છે. જ્યાં ભાવ-કમલ ખીલે છે ત્યાં તે મધુ લોભી મધુકરની માફક આવી ઊભા રહે છે, પરંતુ ભાવહીન મનુષ્ય કોઇ રીતે તેને મળી શકતો નથી.

બ્રાહ્મણના ઘરમાં એક ભાંગ્યું તુટું આસન હતું. તેના પર બહુ આદરથી પતિ-પત્નિએ તે સાધુને બેસાડયા, કેળના પાનમાં ભોજન પીરસ્યું. લીલામય શ્રી ગોવિંદ

* જે આનંદ શરીરમાં સમાઇ શકતો નથી તે ભગવાનનું સ્વરૂપ છે.

બહુ આનંદથી ભોજન કરવા લાગ્યા. 'સાધુ બહુ વૃદ્ધ છે, વધારે નહિ ખાઇ શકે' એમ સમજી બ્રાહ્મણીએ બહુ થોડું પીરસ્યું, પરંતુ તે માયા-વૃદ્ધ હરિ તુરતમાં તે બધું ખાઇ જઇ બોલ્યા 'બહુ સારી રસોઇ બની છે, કંઇ હોય તો હજુ લાવો, આજ ભોજન કરવામાં બહુજ તૃપ્તિ થાય છે.' બ્રાહ્મણીએ જે કંઇ બચ્યું હતું તે તુરત લાવી પાતળમાં પીરસી દીધું. અંતર્યામી જાણી ગયા કે એના ઘરમાં ખાવાનું બીજું કંઇ નથી તેથી ચારે કોરથી સાફ કરી બધું ખાઇ ગયા. પછી હાથ મ્હોં ધોઇ આરામથી બેસી, મુખવાસ લઇ વિચાર કરવા લાગ્યા, 'અહો! આમનું જીવન ધન્ય છે, ઘરમાં કંઇ પણ નથી, સામાનમાં એક ફાટેલું વસ્ત્ર અને ફુટેલી હાંડલી જ છે, પરંતુ અતિથિ સેવામાં એમનો કેટલો અપૂર્વ પ્રેમ છે. મને બધું ખવડાવી બન્ને ભૂખ્યા રહ્યા છતાં એમના ચ્હેરા પર જરા પણ અસંતોષ નથી. જે માથાના વાળ માટે સ્ત્રીઓ અનેક પ્રકારની ધમાલ મચાવી મૂકે છે તે વાળ આજ અતિથિ સેવાની ખાતર કપાવી નખાવવામાં બ્રાહ્મણીને કંઇ પણ ખેદ થયો નહિ. આની તુલના જગતમાં કોની સાથે થઇ શકે? ભાવ ભૂખ્યા ભક્તિ પ્રિય માધવ ભક્તના ભાવમાં વિહ્‌વલ બની અનેક વિચારો કરવા લાગ્યા. થોડી વાર પછી દામોદરદાસને પોતાની પાસે બોલાવી કહ્યું 'ભક્ત! તમારા બન્નેની સેવાથી મને બહુજ સંતોષ થયો છે. ભાઇ! જુઓ છો ને, હવે રાત થવા આવી છે, મારૂં

વૃદ્ધ શરીર છે, મને લાગે છે કે આજ રાત્રે હું ચાલી નહિ શકું. રાત અહીં ગાળી સવારે જઇશ. મારા ભોજન માટે બહુ સામાન ભેગો કરવાની જરૂર નથી. એક ચોખાની હાંડી હશે તો બસ છે.

દામોદરે "જેવી આજ્ઞા" કહી પત્ની પાસે જઇ ચિંતાગ્રસ્ત મનથી કહ્યું:—સતિ ! અતિથિમાં આજ ચાલવાની તાકાત નથી. તે રાતના અહીં રહેશે. હવે ભોજન માટે શો ઉપાય કરશું ? પતિવ્રતા બ્રાહ્મણી તો ઉપાય જાણતી હતી. તેણીએ હસતાં કહ્યું 'તેમાં શી ચિંતા કરો છો ? આ બાકી રહેલા વાળ કાપી નાંખો, હમણા દોરી ગૂંથી લઈશું, તમે તે વેચી સામાન લઇ આવજો, એમાં શું કામ ગભરાઓ છો ?' પત્નીની વાત સાંભળી દામોદરનું હૃદય ભરાઇ આવ્યું. તેણે માથાના બધા વાળ કાપી નાંખ્યા. બન્નેએ તેજ વખતે દોરી ગૂંથી લીધી. પહેલાની પેઠે તે વેચી બ્રાહ્મણ સામાન ખરીદી આવ્યો. બ્રાહ્મણી પ્રફુલ્લ ચિત્તથી રસોઇ બનાવવા લાગી. બ્રાહ્મણીએ કેશ રહિત શિર પર એક કપડું બાંધી ઢાંકી લીધું. પુણ્યવતી સતીના આ અદ્ભુત ત્યાગથી અતિથિ સેવા થઇ શકી એ જાણી દામોદરને તો ઘણોજ આનંદ થયો પણ જ્યારે બ્રાહ્મણીના માથા ઉપર દષ્ટિ જાય છે ત્યારે તે આંખોમાંથી આંસુ રોકી શકતો નથી.

રસોઇ તૈયાર થઇ. અતિથિ જમવા બેઠા. થોડું વધારે થોડું વધારે કહેતાં કહેતાં બધું સાફ કરી ગયા. એક

કીડીને થાય એટલું પણ અન્ન બચ્યું નહિ. અતિથિએ હાથ-મ્હોં ધોયા. દામોદરે એના માટે ગુવાને ઘાસ પાંદડાનું જેવું તેવું આસન કરી દીધું. સાધુ તેના પર પ્રસન્નતાથી સૂઇ ગયા. જે નારાયણ શેષનાગની શય્યા પર, ગરૂડની પીઠ પર, મુનિઓના હૃદયોમાં અથવા ભોળાનાથ શંકરના વક્ષઃસ્થળમાં બિરાજે છે તેજ આજ ભકતને પ્રેમવશ થઇ ઘાસ-પાંદડાના બિછાના પર આરામથી સૂતા છે, ધન્ય છે ભકતના વિશુદ્ધ પ્રેમને તથા ધન્ય છે તે પ્રેમાધીન પરમાત્માને ! દામોદર ધીરે ધીરે ચરણ દાબવા લાગ્યો અને એની પત્ની સાડીના ફાટેલા છેડાથી ધીરે ધીરે પવન નાંખવા લાગી અને ભગવાન-પ્રેમમાં આત્મ વિસ્મૃત-ભગવાન વૈકુંઠના સુખને અત્યંત તુચ્છ ગણી જાણે નિદ્રા લેવા લાગ્યા.

અતિથિને સૂતેલા જોઇ બ્રાહ્મણીએ પતિને કહ્યું-'અહા ! સાધુ મહારાજ ઘણાજ વૃદ્ધ છે. આ નબળા શરીરથી તે સવારે પણ કેમ ચાલી શકશે. કાલ સવારે તમે શહેરમાં ભીખ માંગવા જાઓ, ભાગ્યવશાત જે કંઇ મળી જશે તેનાથી સેવા કરશું. આપણે આજની માફક કાલે પણ ભૂખ્યા રહીશું.' જેવી બ્રાહ્મણી તેવોજ બ્રાહ્મણ. તેણે કહ્યું 'હા ! હા ! બરાબર છે.'

જે જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાથી અતીત છે તેને સૂવું જાગવું કેવું ? ભગવાન આંખ મીંચી

બધું સાંભળી રહ્યા હતા. પતિ–પત્નીની મધુર વાણી અને એમની અતિથિ–વત્સલતા જોઇ ભગવાનની આંખો ભરાઇ આવી. આંખના એક ખુણામાંથી કરૂણાની ધારા પણ ચાલી. હવે ભગવાનથી રહેવાણું નહિ. તુરત બ્રાહ્મણ-દંપતિને માયા નિદ્રામાં સુવાડી પોતે ઉઠી–બેઠા. જોયું તો બન્ને ચરણોમાં પડ્યા છે. ભગવાને તુરત પતિવ્રતાના મુંડેલા મસ્તક પર હાથ રાખ્યો અને હાથ ફેરવતાં બોલ્યા :–' પતિવ્રતા ! માતા । અહા ? માતા શબ્દમાં કેટલી મીઠાશ છે. જરા ફરીતો કહું માતા ! તારૂ મસ્તક સુંદર કેશોથી ભરપૂર થાઓ ! મા ! તારૂં સમસ્ત શરીર નાના પ્રકારના મણિરત્નોના ઘરેણાથી શોભાયમાન થાઓ. માતા ! તારૂં સમસ્ત અંગ સૌંદર્ય :શોભાથી છલકાઓ.' ભગવાન જેમ જેમ બોલતા ગયા તેમ તેમ તેમજ બનતું ગયું. ભગવાન ઉઠી ઉભા થયા–ચારે કોર જોવા લાગ્યા. ફરી કરૂણાભર કંઠથી કહેવા લાગ્યા ' કુટિયા ! તું રાજ મ્હેલ બની જા. ગૃહદ્વાર તું ધન રત્નોથી ભરાઇ જા ! તુરત તે પ્રમાણે થઇ ગયું. પછી ભગવાને બન્નેના માથા પર હાથ મુકી અમૃત વરસાવતા કહ્યું–' અરે ! તમે જ્યાં સુધી જીવો ત્યાં સુખી રહો અને જીવન પૂરૂં થાય ત્યારે વૈકુંઠમાં ચાલ્યા આવજો. હું તમારા જીવન–મરણનો સાથી સદા સાથે રહીશ, ધન્ય છે.' ભકતને દુર્લભ આશીર્વાદ દઇ ભગવાન અંતર્ધાન થઇ ગયા. સવાર થતાં બ્રાહ્મણી જાગી, આંખ ઉઘાડતાંજ આશ્ચર્યમાં ડૂબી ગઇ.

વિચારવા લાગી :–શું હું તે જ છું ? મારૂં સાડીનું ફાટેલ કપડું કયાં ગયું ? આ બહુ મૂલ્ય વસ્ત્રો કયાથી આવ્યા ? અરે ! મારૂં શરીર ઘરેણાંથી કયાંથી ભરાઇ ગયું ? તે માથાપર હાથ રાખી વિચાર કરવા લાગી, હાથને વાળનો સ્પર્શ થતાંજ બ્રાહ્મણીનું આશ્ચર્ય વધી ગયું. હેં ! આ મૂંડેલા શિરમાં રાતોરાત આટલા વાળ કયાંથી થઇ ગયા ?

અરે ! આ જૂના શરીરમાં આટલું સૌંદર્ય ક્યાંથી આવી ગયું ? હું સ્વપ્ન તો જોતી નથી ને ? તે વૃદ્ધ સાધુ કયાં ગયા ? બ્રાહ્મણી ગભરાતી ઉઠી, હવે તો એના આશ્ચર્યની સીમા રહી નહિ. અહો ! આવો મ્હોટો મ્હેલ, આટલા મોટા મોટા ઓરડા, બધા મણિ રત્ન, ધન, ધાન્ય અને વસ્ત્ર ઘરેણાથી ભરપૂર ભર્યાં છે. અરે ! સ્વામીનું પણ રૂપ ફરી ગયું છે. આ કામદેવના જેવી છબિ કેવી રીતે બની ગઇ ? કેવું આશ્ચર્ય ? બ્રાહ્મણીએ ગભરાઇ છેડો તાણી પતિને જગાડયા અને તેને ઉંચા અવાજે કહેવા લાગી :–'નાથ ! જુઓ તો ખરા આ કેવું આશ્ચર્ય છે? દામોદર આંખ ચોળતો 'શું છે ? શું છે ?' એમ કહેતો ઉઠયો અને ચારે કોર આશ્ચર્ય સહિત જોવા લાગ્યો. સતીથી હવે વધારે વાર રહેવાયું નહિ. પતિનો હાથ ઝાલી બ્હાર લઇ જઇ કહ્યું–નાથ ! આ બધું પછી જો જો, પ્હેલા તો અતિથિનો તપાસ કરો, તે કયાં ચાલ્યા ગયા. તે સાધારણ સાધુ ન હતા. દામોદરે જોયું તો પ્હેલાની કોઇ વસ્તુ આજે નથી, બધું ફરી ગયું છે, દુઃખ દરિદ્રતાને

ભસ્મ કરી દેવ-દુર્લભ ઐશ્વર્ય શિતળ પ્રકાશ ચારે કોર પ્રકાશી રહ્યો છે, બ્રાહ્મણ આગળ જઇ શકયો નહિ પ્રેમ મુગ્ધ અવસ્થામાં તે ત્યાંજ ઊભો રહ્યો, શરીર પુલકિત થયું આંખોમાંથી અશ્રુની ધારા ચાલી રહી. દામોદરે ગદ્ગદ્ સ્વરે કહ્યું 'પ્રિયે ? જરા ધીરજ રાખો, તે વૃદ્ધ અતિથિ શું કોઇ માણસ હતો કે તેને હું બ્હાર શોધવા જાઉં ? તે જ્યારે દયા કરી દર્શન આપે છે ત્યારે તેની અંદરજ ભેટ થઇ જાય છે. જ્યાં લગી તેની ઇચ્છા નથી થતી ત્યાં લગી બ્હાર અંદર ચાહે તેટલું ભટકે છતાં તેને પત્તો લાગતો નથી. બતાવ ! તે સનાતન પરમ પુરૂષને શોધવા કયાં જાઉં ? તે છે તો સર્વ સ્થળમાં, નહિં તો કયાંઇ પણ નથી. દર્શન દેવા તે ઇચ્છે તો તે અહિં થઇ શકે છે, નહિં તો કયાંઇ નહિ. શું તું હજી સુધી તેને ઓળખી શકી નહિ ? જેના નામથી પાણીપર પત્થર તર્યા, જેના પદ સ્પર્શથી પત્થરની અહિલ્યા સુંદરી મુનિ પત્ની બની ગઇ, જેના અંગ સ્પર્શથી કુબ્જા પરમ રૂપ-વતી બની ગઇ, તે ભક્ત-ભાવન ભગવાન સિવાય આવું કામ કોણ કરી શકે ? તારા ચહેરા તરફ તો જો ? જે આ દેખતા વિશ્વ બ્રહ્માંડનું સૃજન, પાલન અને નાશ કરે છે તે પરમ પ્રાચીન પુરૂષ આ અતિથિના સ્વરૂપે તારા ઘરને પવિત્ર કરવા આવ્યા હતા. સતી, ચાલો, આપણે તેને શરણાગત થઇએ અને આર્ત-સ્વરથી તેની ક્ષમા-યાચના કરીએ. અરે ! આપણે તો એને સાધારણ મનુષ્યજ

સમજ્યા હત.. કોણ જાણે એની સેવામાં કેટલી ઓછપ આવી હશે? હાય ! આપણે હાથમાં આવ્યું રત્ન ખોઇ બેઠા. તેઓ સ્તુતિ કરવ લાગ્યાઃ—

'પ્રભુ ! કરૂણાસિંધુ ! અમારો અપરાધ ક્ષમા કરો. દાસની ભૂલ થઇ છે, પરંતું તમે તો નાથ ! કરૂણાના અપાર સાગર છો. દેવ ! તમે આ બ્રહ્માંડના એક માત્ર સ્વામી છો, પ્રત્યેક જીવના હૃદયમાં નિત્ય વિહાર કરો છો, તમારાથી કંઇ છૂપું નથી. તેથી આ પ્રાર્થના કરીએ છીએ; નાથ ! અમારી અજ્ઞાનતાથી થયેલ અપરાધ માફ કરો.'

દામોદરદાસ અને તેની પત્નીએ પ્રેમાવેશમાં બહુ વાર સુધી ભગવાનની સ્તુતિ કરી. બન્ને રોઇ જમીન પર આળોટતાં બેશુદ્ધ થઇ ગયા. આખર જાગ્રત થયા પછી તેઓ મહા મહોત્સવની તૈયારી કરવા લાગ્યા. તેમનું બધું જીવન ભગવદ્-સેવા અને ભગવદ્ સેવાના ભાવથી અભિન્ન ભગવાન ભક્તોની સેવા, ગૌબ્રાહ્મણ, તથા દીન દુઃખીઓની સેવામાં વીત્યું. દેહાવસાન થયા પછી બન્ને દિવ્ય-દેહ ધારણ કરી વૈકુંઠમાં, શ્રીવૈકુંઠનાથની સેવા કરવા લાગ્યા.

---

નોંધઃ—સેવા ધર્મ, અતિથી ધર્મ એ પરમ ગહન વસ્તુ છે. જે આપણું છે ને જગતનું છે એ પ્રમાણે જેમ જેમ માનવા લાગીએ છીએ અને તે પ્રમાણે વર્તવા લાગીએ છીએ તેમ તેમ જગત પણ આપણું ઘર બનતુ જાય છે. એ હિંદુઓનો ખરો

આર્ય ધર્મ છે. પણ જ્યારથી પશ્ચિમના વેપારીઓના રાજ્ય આ દેશમાં આવ્યા ત્યારથી ભગવદ્ ધર્મને બદલે વેપારી ધર્મ દાખલ થઇ ગયો. વેપારીઓને પહેલાં પોતાના સ્વાર્થનો વિચાર આવે છે, તેથી જગત તેનો વિરોધમાં રહે છે, તેથી સુધારા ઉપર સુધારા કરવા પડે છે, તો પણ જગત પોતાનું થતું નથી. આખું જગત પોતાનું ઘર બનાવવું હોય તો જેમ પોતાના ઘરમાં રહેલી ચીજો ઉપર ઘરના બધા માણસોનો હક છે તેમ તેના ઉપર આખા જગતનો હક છે એમ માનતા શિખવું જોઇએ. વેપારીઓ પોતાની કમાણીમાંથી થોડુંક બીજાને આપે તો પણ પરોપકાર કર્યો એમ માને છે, સાધુઓ એમ માને છે કે જે ભગવાનનું છે તે ભગવાનને માટે આપવું એમાં પરોકાર નથી. એતો પોતાનું કામ છે. આવા ભાવથી અતિથિની સેવા થાય તો અતિથિમાં સેવા કરનારને જરૂર ભગવાનના દર્શન થાય.

હાલની સમાજ સેવા એ ઘણે ભાગે ભગવદ્ ભાવવાળી હોતી નથી. તેથી તેમાં અહંકાર ઉત્પન્ન થાય છે. આપણે જ્યારે માનીએ કે આપણામાં અહંકાર નથી ત્યારે પણ તે આપણામાં ગુપ્ત પણે રહેલ હોય છે અને સેવામાં એકવાર ઉત્પન્ન થયેલો અહંકાર, બીજીવાર બીજા કામમાં પણ તરત પ્રગટી નિકળે છે. માટે સેવા ધર્મ એ પરમ ગહન સિદ્ધાંત છે.





૧૬

## ભક્ત મુનિ ઉતંગ.

(વ્યાધનો ઉદ્ધાર)

સૈવીર નગરીમાં વિષ્ણુ ભગવાનનું એક દર્શનીય મંદિર હતું. મંદિર એક મોટા બગીચામાં હતું. તેમાં પરમ શાન્ત, નિસ્પૃહ દયાળુ મહાત્મા ઉતંગ રહેતા હતા. વિપ્રવર ઉતંગજી ભગવાનની સેવા પરાયણ, પરમ પ્રેમી તથા જ્ઞાની તેમજ તપની મૂર્તિ હતા. તે પોતાની ચિત્ત વૃત્તિઓ બધી બાજુથી ખેંચી નિરંતર ભગવાનના ધ્યાનમાં જોડતા હતા. આઠે પ્હોર પ્રેમ વિહ્વલ ચિત્તે ભગવાનનું ચિન્તન કરવું અને જીવનની પ્રત્યેક ક્રિયા ભગવાન અર્થે જ કરવી એજ એમનું નિત્ય કામ હતું. તે મંદિરમાં ભગવાનની સેવા કરતા હતા.

એક દિવસ કણિક નામનો વ્યાધ-લૂંટારો મંદિર પાસેથી નિકળ્યો, કણિક બહુ જ કઠોર હૃદયનો માણસ હતો. પરનિંદા, પરધન હરણ અને પરપીડન એજ એનો ધંધો હતો. દેવતા, બ્રાહ્મણ, ગુરૂ કોઇને પણ તે માનતો

નહિ. મંદિરના શિખરપરના વિશાળ સુવર્ણ કળશને જોઇ તેનું મન લલચાયું. તેણે ધાર્યું કે મંદિરમાં અખૂટ ધન છે, ઝવેરાત તથા સોનું ભર્યું છે તે લૂંટી લેવું જોઇએ. આમ વિચાર કરી તે રાત્રીના વખતે મંદિરમાં ઘુસી ગયો. મહાત્મા ઉતંગ એકાંતમાં બેસી ભગવાનનું ધ્યાન કરી રહ્યા હતા. લૂંટારા કણિકે પોતાના કાર્યમાં વિઘ્ન સમજી તેને મારવાનો વિચાર કર્યો અને તલવાર ખેંચી તેના સામે ઉભો રહી ઘુરકવા લાગ્યો, ધ્યાનમગ્ન મહાત્માનું આથી ધ્યાન ભંગ નહિ થયું, ત્યારે તેણે તેને ધક્કો દઇ તેને પાડી નાખી, તેની છાતી પર પગ રાખી, તેના કેશ પકડી તેનું માથું કાપવા તૈયાર થયો. ઉતંગજીએ આંખ ઉઘાડી, તેની આંખમાંથી જાણે શાંતિ અને પ્રેમની ધારા વ્હેતી હતી, તેણે તે અનોખી આંખો કણિક સામું જોયું. જાદુ થયું. મહાત્માની દૃષ્ટિ પડતાં જ કણિકના હાથમાંથી તરવાર સરી પડી અને તે આઘો ઉભો રહી મંત્રમુગ્ધ માફક મહાત્મા ઉતંગની તરફ જેવા લાગ્યો. ઉતંગજી નમ્ર તથા શીતલ શબ્દોમાં કંઇક ચેતવણી આપતાં બોલ્યાઃ—

“ભાઇ તું મારા જેવા નિરપરાધીને મારવા કેમ તૈયાર થયો ? મેં તારૂં શું બગાડયું છે, તે બતાવ. સંસારમાં જે અપરાધ કરે છે તેને શિક્ષા કરવામાં આવે છે. હે સૌમ્ય! મેં તો તારો કાંઇ ગુન્હો કર્યો નથી, સજ્જન લોક તો પાપીનો પણ વિનાશ કરતા નથી. તે તેના પાપનોજ વિનાશ કરે છે. વિરોધી મૂર્ખમાં પણ

ગુણ જોઇ શાન્તચિન્તવાળા સાધુજન તેનું ભલું કરે છે. જે પુરૂષને અનેક રીતે સતાવ્યા છતાં તે સતાવનાર પર ક્ષમા કરે છે. તેનું કલ્યાણજ ઇચ્છે છે. તેને તું ઉત્તમ પુરુષ તથા ભગવાન વિષ્ણુનું પ્રિય પાત્ર સમજ. બીજાનું હિત ઇચ્છવાવાળા સંતજન કોઇનાથી મરાયા છતાં પણ તેની સાથે વેરનું આચરણ કરતા નથી. ચંદનનું ઝાડ કપાતાં વખતે પણ કાપનારા કુહાડાને સુગન્ધિત કરી મૂકે છે. વિધાતાનું કેવું વિધાન છે કે સર્વ પ્રકારના સંગ છોડેલા પુરૂષને પણ ખરાબ માણસોદ્વારા કષ્ટ સહન કરવું પડે છે. સંસારના દુર્જન લોક કંઇપણ કારણ વિના લોકોને સતાવ્યા કરે છે. તેમા સીધા, સાદાં–સાધુજનનેજ અધિક સતાવાય છે. બલવાન વ્યક્તિને કોઇ સતાવતું નથી. ઘાસ અને પાણી પર જીવનારાજ, સંતોષી હરણા અને માછલાઓનેજ વ્યાધ અને ધીવર લોક સંહાર કરે છે.

માયાનો કેવો મહિમા છે? મનુષ્ય સ્ત્રી, પુત્ર, પરિવારના મોહમાં જાણી બુઝીને પોતાના ઉપર દુઃખો વ્હોરી લીએ છે. એટલું તો ચોકકસ છે કે જે બીજાનું ધન લૂટી પોતાના પરિવારનું પાલન કરે છે તેને એક દિવસ સર્વને છોડી એકલું જાવું પડશે? મારી મા, મારો પિતા, મારી સ્ત્રી, મારૂ ધન, મારૂં શરીર આવા પ્રકાર આ મમતાજ જીવોને સદા સર્વદા કલેશ આપ્યા કરે છે. મરતી વખતે મનુષ્યની સાથે આ પાપ અને પુણ્યજ જાય છે. જે મનુષ્ય પાપથી ધન ભેદા કરી કુટુમ્બને

પોષે છે તેને પરીવારના લોક પાપનું ફળ ભોગવતી વખતે કંઇ પણ સહાય કરી શકતા નથી. 'જે કંઇ થવાનું હશે તે થશે,' આમ નિશ્ચય કરતો વિષયાસકત મનુષ્ય 'હુ ધન કમાઇ સુખી થઇશ' આવી મિથ્યા આશાથી બહુ પ્રકારના પાપ કરે છે અને મનુષ્યનું જીવન જે પરમ દુર્લભ છે અને કેવળ ભગવત્ પ્રાપ્તિ-અર્થેજ જીવોને મળે છે તેને પાપની પ્રાપ્તીમાં ખોઇ દીએ છે. ભાઇ, તું જરા તો વિચાર કર. તું જે કાંઇ કરી રહ્યો છું તે શું તારૂં કર્તવ્ય છે ? આ પાપનું કેવું, કેટલું ભયાનક ફળ આવશે, તેનો તેં કદી કંઇ ખ્યાલ પણ કર્યો છે ? પ્યારે! મોહ છોડી મનુષ્ય જીવન સફળ બનાવવા પ્રયત્ન કર. પાપનો ત્યાગ કરી ભગવાનના ભજનમાં મન લગાવ. જો ભાઇ, ભગવાનની કૃપાથી તારૂં કલ્યાણ થતાં વાર લાગશે નહિ.'

સત્સંગ તથા સાધુ સમાગમનો વિચિત્ર મહિમા છે. મહાત્મા ઉતંગના ઉપદેશથી વ્યાધની નરક તરફ લાગેલી ચિત્તવૃત્તિઓ કલ્યાણ સ્વરૂપ ભગવાનની તરફ વ્હેવા લાગી. તે વારંવાર ક્ષમા માંગતો ઉતંગજીના ચરણોમાં ઢળી પડયો અને મહાત્માના સંગ પ્રભાવથી તથા મંદિર અને મહાત્માના હૃદય તેમજ વચનોમાં રહેલા ભગવાન હરિના સન્નિધિ માત્રથી નિષ્પાપ થઇ પોતાના પૂર્વકૃત પાપનો પશ્ચાતાપ કરતો બોલ્યોઃ-

"હે પ્રભો ! તમારા શુભ દર્શનથી મારા બધા મહા પાપ બળી ગયા, પરંતુ હું બહુજ પાતકી છું, જીવન-

ભર મેં મહા પાપ કર્યા છે, તેના ભયંકર પરિણામમાંથી મારો છૂટકારો કેમ થશે ? હે પ્રભો ? હુ કેના શરણે જાઉં ? પૂર્વ જન્મના અનેક પાપોથી મને વ્યાધનું શરીર મળ્યું છે, તેમજ આ શરીરથી પણ મેં આખી ઉમ્મર પાપ જ વ્હોર્યું છે, મારી શું ગતી થશે ? હાય ! પૃથ્વીના ભાર રૂપ અને નિરપરાધીઓને પીડા કરવાવાળા મારા જેવા અધમને વિધાતાએ શું કામ જન્મ દીધો ? હે હરિ ! હે દયામય ! ભગવાન્, હે અશરણ શરણ ! હે પાપ–તાપના વિનાશક ! નામ સ્મરણ માત્રથીજ પશ્ચાતાપ પરાયણ પાપી જીવને પોતાના સુખમય શરણમાં લેવાવાળા દયામય ! મને તમારી શરણમાં લઈ લીઓ. હાય ! હું તમારોજ છું તમને છોડી મને સાથ અને મ્હારો દેનાર બીજો કોણ છે ? ”

આમ આત્મ નિંદા તથા અનુતાપ કરતો તેમજ ભગવાન હરિનું શરણ ઇચ્છતો વ્યાધ પૃથ્વીપર નીચે ઢળી પડયો અને તત્કાલ ત્યાંજ તેનું મૃત્યુ થયું. મહા મતિ દયાળુ ઉતંગે વ્યાધને આમ પડયો જોઇ ભગવાનનું ચરણોદક તેના ઉપર છાંટયુ·

અંતકાળે પાપનો પ્રશ્ચાતાપ, ભગવાન હરિનું સ્મરણ તેમજ ભગવાનનું ચરણામૃત શરીરે સ્પર્શ થતાં વ્યાધ પાપ મુક્ત થઇ ભગવાનના પરમ ધામનો અધિકારી બની ગયો. દિવ્ય પાર્ષદ દિવ્ય વિમાન લઇ આવી ઉભા

અને દિવ્ય દેહધારી લૂંટારો કણિક વિમાનમાં બેસી જવા લાગ્યો. જતાં જતાં એણે મુનિ ઉતંગને નમ્રતા પૂર્વક કહ્યું:-"હે મુનિશ્રેષ્ઠ ઉતંગ ! તમે મારા ગુરૂ છો, તમારા જ પ્રસાદથી હું મહા પાપમાંથી છૂટયો છું. હે-ભગવન્ ! તમારો ઉપદેશ સાંભળી મારા મનમાં પશ્ચાતાપ થયો અને ભગવાનની સ્મૃતિ થઇ, આથી મારા સર્વ પાપ નષ્ટ થઇ ગયા, તમે કૃપાપૂર્વક મારા અંગોપર જે હરિચરણામૃત છાંટયું તેના ફલ સ્વરૂપ આજ હું ભગવાનના પરમ ધામમાં જાઉં છું. હે સુવ્રત ! તમારા સમાન ગુરૂ પામી હું કૃતાર્થ થયો. તમને વારંવાર નમસ્કાર છે. મારા બધા અપરાધ માફ કરો."

આમ કહી તથા મુનિ ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી તેમજ તેની ત્રણવાર પ્રદક્ષિણ કરી તે ભગવાન વિષ્ણુના ધામમાં ચાલ્યો ગયો.

વ્યાધની આવા પ્રકારની સદગતિ જોઇ તપોનિધિ ઉતંગ ચકિત થઇ ગયા અને હાથ જોડી ભગવાન હરિ સ્તુતિ કરવા લાગ્યાઃ-

'હે નારાયણ ! આદિ દેવ ! તમેજ જગતના આશ્રય તથા પ્રલયના કારણ છો. હે શાર્ઙ્ગ ધનુષ્ય સુદર્શન ચક્ર, અસિ અને પદ્મને ધારણ કરાવવાળા મહાત્મન ! જે તમારૂં સ્મરણ કરે છે, તમે તેની બધી વેદના દૂર કરી દીઓ છો, તમને નમસ્કાર છે. તમારા નાંભિ કમલમાંથી-

ઉત્પન્ન થઇ બ્રહ્મા સમસ્ત લોકોની ઉત્પત્તિ કરે છે, તમારા તેજથી ઉત્પન્ન થઇ રૂદ્ર સમસ્ત વિશ્વને સંહાર કરે છે, તમને–આદિનાથને વારંવાર પ્રણામ છે. હે પદ્મપલાશ લોચન ! હે વિચિત્ર મિર્ય ! હે અખિલ વિશ્વના માત્ર એક કારણ ! તમે વેદાન્ત વેદ્ય પરમ પુરૂષ છો. તમે તેજોધામ વિષ્ણુ છો. તમે સર્વગત આત્મા અચ્યુત, જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાનીશ્રેષ્ટ છો. તમે કરૂણાનિધિ પરમાત્મા છો, તમેજ શરણુગતનું દુઃખ હરનાર છો, આ અધમનું કલ્યાણ કરો, તમારા ચરણોને મારા વારંવાર પ્રણામ છે.'

આમ વિવિધ પ્રકારે વેદ વિહિત તત્વપૂર્ણ વાકયોથી ભગવાનની લાંબી સ્તુતિ કરી અંતે મનિએ કહ્યું :—

"હે ભગવાન ! સંસાર સમુદ્રમાં પડેલો, મોહથી વ્યાકુલ સેંકડો કામનાઓથી બંધાએલા, નાના પ્રકારના જ્ઞાનથી ભ્રાન્ત બુદ્ધિ થયેલા હું મૂર્ખનું રક્ષણ કરો, તમને સદા નમસ્કાર છે. હે વિષ્ણો ! લજ્જાહીનહ, નિર્દય પારકા ધન પરાયણ થયેલ, મમતની ફાસીમાં બંધાયેલો હું નીચને તમે બચાવો, તમને વારંવાર નમસ્કાર છે. હે ભગવત્ ! અકીર્તિવાળો, ચાડીખોર, કૃતઘ્ન, સદા અપવિત્ર, પાપમાં લાગેલો તેમજ ભયથી પીડીત મને દીનને હે દયા સાગર, તમે બચાવો, તમે બચાવો, હું વારવાર તમારૂં શરણ લઉ છું.'

તત્ત્વ અને વિનય ભરી સ્તુતિથી પ્રસન્ન થઇ ભગવાન શ્રી હરિ ભટ્ટરાજ ઉતંગ સન્મુખ તુરત પ્રગટ થયાં

દ્વિજવર ઉતંગે જોયું તો પરમ દિવ્ય પ્રકાશમાં ભગવાન પ્રકટ છે. ભગવાનનો અતસી પુષ્પ સમાન સુંદર નીલ વર્ણ છે, પ્રફુલ્લ કમલ સમાન ભગવાનના નેત્ર છે. ભગવાનના મસ્તક પર મનોહર કિરીટ, કાનોમાં મકરાકૃતિ—કુંડળ અને ગળામાં રત્નહાર શોભી રહ્યા છે; ભગવાનના વક્ષઃસ્થલ પર શ્રી વત્સ અને કૌસ્તુભમણિ સુશોભિત છે, ભગવાને સૂવર્ણ–યજ્ઞોપવીત ધારણ કર્યું છે. નાસિકાના અગ્ર ભાગમાં લટકતા દિવ્ય મોતીના પ્રકાશથી ભગવાનની દેહ પ્રભા કાંઇ ઓર ચમકી રહી છે. ભગવાન વનમાળાથી વિભૂષિત છે, પીતામ્બર ધારણ કર્યું છે. કિંકણી અને નુપૂર આદિથી સુશોભિત છે, ભગવાનના મનોહર અને મહાન પ્રકાશમય ચરણો તુલસીદલથી ચર્ચિત છે. ભગવાન મંદ મંદ હસી રહ્યા છે. ભગવાનના દિવ્ય નેત્રોમાંથી આનંદ અને સ્નેહની શાન્તિ–સુધામયી ધારા વહી રહી છે. આવી રીતના ગરૂડધ્વજ ભગવાનના સાક્ષાત્ દર્શન કરી મુનિ ઉતંગ તેના ચરણોમાં જઇ પડયા અને આનંદાશ્રુઓની પવિત્ર ધારાથી તેણે ભગવાનના બન્ને ચરણોને ભીંજવી નાખ્યા. આનંદની ભરતીથી મુનિની જીભ બંધ થઇ ગઇ, થોડીવાર પછી ' મુરારે ! રક્ષા કરો, રક્ષા કરો ' એટલું જ તે કહી શકયા.

કૃપાસિંધુ ભગવાને ઉતંગને ઉઠાડી હૃદય સરસા ચાંપ્યા અને બોલ્યા :—'હે વત્સ ! હું તારા પર પ્રસન્ન છું. તારે માટે કંઇ અસાધ્ય નથી. તું ઇચ્છા પ્રમાણે વરદાન

માંગી લે.' મુનિએ દેવ દેવ શ્રી હરિના દિવ્ય વાકયો સાંભળી પ્રણામ કરી કહ્યું:—

હે પ્રભો ! તમે મને મોહમાં કેમ નાંખો છો.? મને બીજા કોઇ વરની આવશ્યકતા નથી. જન્મ-જન્માંતરમાં મારી આપના ચરણોમાં અટલ અચલ ભક્તિ થાઓ. કીટ પતંગ, પશુ પક્ષી, સાપ-અજગર રાક્ષસ-નિશાચ કે મનુષ્ય કોઇ પણ યોનિમાં મારો જન્મ થાય, પરંતુ હે કેશવ! તેમાં તમારી કૃપાથી તમારામાં મારી સદા સર્વદા અચલ, અવ્યભિચારિણી ભક્તિ બની રહો. ચતુર ભક્તો મુક્તિને નહિ ઇચ્છતાં ભક્તિજ માગે છે. મુક્તિ તો ભક્તિના પછવાડે લાગીજ રહી છે. ભગવાન ઉતંગની ચતુરાઇ પર પ્રસન્ન થયા અને "તથાસ્તુ" કહી પોતે પોતના દિવ્ય શંખનો એના અંગને સ્પર્શ કર્યો અને યોગિયોને પણ દુર્લભ એવું દિવ્ય જ્ઞાન તેને બક્ષ્યું. ત્યારપછી વિપ્રશ્રેષ્ટ ઉતંગે ફરી ભગવાનની સ્તુતિ કરી. ભગવાન માધવ પરમ પ્રસન્નતાથી ઉતંગના મસ્તક પર હાથ રાખી તેને કૃતકૃત્ય કરતા અંતર્ધાન થઇ ગયા. ઉતંગ પણ કૃતાર્થ થઇ શેષ જીવન ભગવાનની સેવામાં ગાળી અંતે પરમ ધામને પ્રાપ્ત થયા.

નોંધ:—શ્રીરામ-રાવણના યુદ્ધ વખતે રાવણને રથ ઉપર જોઇને અને રામચંદ્રને રથવગરના પગપાળા જોઇ વિભિષણે રામચંદ્રને કહ્યું:- આપની પાસે રથ નથી, પગમાં પગરખાં પણ નથી તો આપ આ બળવાન વૈરીને શી રીતે જીતી શકશો ? રામચંદ્રજીએ જવાબ

આપ્યો—જે રથ વડે જીત થાય છે તે જુદો જ છે, મારી પાસે રાવણ કરતા પણ વધારે સારો રથ છે, તે રથને શૌર્ય અને ધૈર્ય એ પૈડા છે, દૃઢ સત્ય અને શીલ એ ધજા છે, બળ જ્ઞાન, દમ, અને પરહિત એ ચાર ઘોડા છે, ક્ષમા દયા અને સમતા એ રથની દોરી છે, મારી પાસે વૈરાગ્ય રૂપી ઢાલ છે, સંતોષ રૂપી તલવાર છે, દાન રૂપી ફરસી છે, બુદ્ધિ રૂપી શક્તિ અને આત્મજ્ઞાન રૂપી કઠણ ધનુષ્ય છે, સંયમ અને નિયમ રૂપી બાણો છે નિર્મળ મન રૂપી ભાથુ છે. જીત માટે આના જેવા સારા સાધન બીજા કોઇ નથી, જેની પાસે ધર્મ રૂપી આવો રથ છે તેને કોઇ જીતી શકતુ નથી."

આ કથામાં મુનિ ઉતંગજીએ પણ વ્યાધની સામે આવા શસ્ત્રોનો જ ઉપયોગ કરેલ છે. આ શસ્ત્રો બહુ કામના છે અને સાચવવા જેવા છે.





૧૭

## ભક્ત જલારામજી

ગંગા પાપં શશિ તાપં દૈન્યં કલ્પતરૂસ્તથા ।
પાપં તાપં ચ દૈન્યં ચ હન્તિ સન્તો મહાજના : ॥

ખરેખર આવા સત્પુરુષ આ કલિકાળમાં પણ પ્રગટ થયા કરે છે. ભક્ત, મહાત્મા અને જ્ઞાનીજનોનું ઉદ્‌ભવ સ્થાન આર્યાવર્ત્ત કદી એના વગર ખાલી રહેતો નથી. આંહી જે વીતરાગ ભક્તનું ચરિત્ર આલેખવામાં આવે છે તેમનું જન્મ સ્થાન સૌરાષ્ટ્ર દેશના વીરપુર ગામમાં હતું. એમનો જન્મ લોહાણા ક્ષત્રિય કુલમાં થયો હતો, એમના પિતાનું નામ પ્રધાન અને માતાનું નામ રાજબાઇ. આ દંપતિના મોટા પુત્રનું નામ બોધાભાઇ હતું. પ્રથમ પુત્રના જન્મથી પાંચ વર્ષે ઠાકુરના ઘરમાં રઘુવરદાસ નામના એક મહાત્મા અતિથિ આવ્યા. પ્રધાન ઠાકુરે એ મહાત્માનું ખૂબ આતિથ્ય કર્યું, મહાત્માએ પ્રસન્ન થઇ ઠાકુરને

---

લેખક :---શાસ્ત્રી શ્રી મંગળજી ઉદ્ધવજી પુરોહિત.



મહાન ભક્તરાજ જલારામજી

| | |
|---|---|
| જન્મ | સ્વર્ગવાસ |
| સંવત ૧૮૫૬ | સંવત ૧૯૩૭ |

વરદાન માંગવાનું કહ્યું. ઠાકુરે પોતાના વંશમાંજ મહાત્માઓની સેવા કરવાવાળો એક પુત્ર વરદાનમાં માગ્યો. મહાત્મા પ્રસન્ન ચિત્તથી "તથાસ્તુ" કહી યાત્રાર્થે ચાલ્યા ગયા.

સત્પુરુષોનાં વચન કદી નિષ્ફળ જતાં નથી. પ્રભુની અગાધ લીલા છે. સંવત ૧૮૫૬ ના કાર્તિક શુક્લ ૭ સોમવારના દિવસે રાજબાઇના ઉદરે એક પુત્રનો જન્મ થયો. એનું નામ જલારામ પાડ્યું હતું. બાલ્યકાળથીજ જલારામ તેજસ્વી હતા. પુત્રના ઉપર માતાપિતાનો અદભુત પ્રેમ હતો. મહાત્માના આશીર્વાદથી ઉત્પન્ન થયેલા જલારામજી બચપણથીજ સદાચાર પાલન, સત્પુરુષોની સેવા, સત્સંગ અને નામ-જપ કરવા લાગ્યા.

થોડા સમય બાદ જલારામજીના માતા પિતાએ પરલોક પ્રયાણ કર્યું. જલારામજીના પોષક વર્ગમાં કેવળ વાલાજી નામના એક કાકા જ હતા. એમને કોઇ પુત્ર નહિ હતો, તેથી તેણે જલારામજીને પોતાની સાથે રાખી લીધો. એમના કાકાએ જલારામજીને દુકાનનું કામ સોંપી દીધું હતું. જલારામજી ભગવત્ચિંત્વન પરાયણ હોવાથી દુકાનનું કામ કરતાં કરતાં ભગવત્સેવા પણ કરતા હતા "અદ્વેષ્ટા સર્વ ભૂતાનામ્" એજ એમના જીવનનો આદર્શ હતો. આથી બાલ સૂર્યના કિરણની માફક જલારામજીનો સુયશ ચારે દિશાઓમાં ફેલાવા લાગ્યો.

એક દિવસની વાત છે. સવારનો સમય હતો. બ્રાહ્મણ શિવાલયમાં વેદમંત્રોથી પૂજન કરી રહ્યા હતા, ભક્તજન હરિનામનું ઉચ્ચારણ કરી રહ્યા હતા, કામધંધાર્થી લોકો પોતપોતાના કામમાં મસ્ત હતા અને વૈશ્ય વર્ગ પોતપોતાની દુકાનો વાળી રહ્યા હતા. તે વખતે સાધુઓની એક મંડળી ગામમાં આવી. સારા સારા વેપારીઓ પાસે સાધુઓએ સીધાની યાચના કરી પરંતુ પ્રાતઃકાલ હોવાથી કોઇએ તેમની વાત પર ધ્યાન ન આપ્યું. સવારના બોણીના વખતે કોને દેવું ગમે ? સાધુ લોક નિરાશ થઇ જવા લાગ્યા ત્યારે કોઇએ તેમને કહ્યું :-

મહારાજ ! આ બજારમાં જલારામજીની દુકાન છે ત્યાં પૂછો. તે ભક્તોની સેવા કર્યા કરે છે. અહીં બીજું કોઇ તમારું સાંભળશે નહિ.

સાધુ મંડળી પૂછતી પૂછતી ત્યાં જઇ પહોંચી. મંડળીના અગ્રેસરે પૂછયું-જલા ભક્તની દુકાન આ કે ?

જલારામજીએ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો :— આપના દાસની આ દુકાન છે, મહારાજ ! શી આજ્ઞા છે ?

સાધુ :—"જલારામ ! તારી ઇચ્છા હોય તો સર્વ સંતોને માટે પાકું સીધું દઇ દે. અમે વૃંદાવનથી આવીએ છીએ અને ગિરનારની યાત્રા કરવા જઇએ છીએ. અહીંથી ભોજન કરી ચાલવાનો વિચાર છે."

સાધુ મહાત્માને ભોજન કરાવી પોતે ભોજન કરવું એવો જલારામજીનો નિત્યનો નિયમ હતો. આ જોઇ પાસેનો એક વાણીઓ તેના તરફ ક્રૂર નજરે જોતો હતો અને મનમાં ને મનમાં ચિડાઇ કહ્યા કરતો હતો:–
"આ જલીયો વાલા કાકાની દુકાનનું સત્યાનાશ કરી નાખશે." આજતો સાધુઓની આ જમાતને જોતાં જ તે વધારે ચીડાઇ ગયો. જલારામજીએ પોતાના સહજ સ્વભાવ અનુસાર સાધુઓને માટે લોટ, દાળ, ચોખા વિગેરે સામાન જોખી દીધો. સાધુઓની પાસે ઘી રાખવાનું કંઈ ઠામ નહોતું એટલે જલારામજીએ પોતાના જ લોટામાં પાંચ શેર ઘી નાંખી દીધું અને તે ઘી તથા ગોળ જાતે ઉપાડી સાધુઓએ પડાવ નાંખ્યો હતો ત્યાં પહોંચાડવા ચાલી નિકળ્યા. પાસેનો વાણીઓ આ બધું જોઇ રહ્યો હતો. જલારામજીને જતો જોઇ તે તુરત વાલા કાકાની પાસે ગયો. તેને બધી વિગત જણાવી કહ્યું :—'કાકાજી ! જલદી ચાલો અને તપાસ કરો, જલીઓ આખી દુકાન સાધુઓને લૂંટાવી દીએ છે.'

વાલા કાકા તુરતજ દુકાન તરફ રવાના થયા, માર્ગમાંજ તેને જલારામજી મળી ગયા. કાકાનો સ્વભાવ જલારામજી જાણતા હતા, તેથી કાકાને દેખતાંજ જલારામજીનું મોં પડી ગયું. એણે મનમાં ધાર્યું કે જરૂર આજ કાકા મને મારશે, ભલે જેવી રામની ઇચ્છા. એટલામાં તો કાકા પાસે આવી પહોંચ્યા, તેના નેત્રોમાંથી

જાણે ક્રોધનો અગ્નિ ઝરતો ન હોય એમ તેણે કડકાઇથી પૂછ્યું :—' જલીઆ ! આ ધોતીઆમાં શું બાંધ્યું છે ?' સત્યવાદી જલારામજીના મોઢામાંથી એકાએક નિકળી ગયું. ' ' લાકડાના કટકા વિના બીજું શું બળાય ? કાકાજી !'

' અને આ લોટામાં '

' આમાં પાણી છે. '

કાકાએ ધોતીઆની બાંધી ગાંઠડી છોડી જોઇ તો તેમાં લાકડ,ના કટકા જ ભર્યા હતા અને લોટો પાણીથી ભરપૂર હતો. આ બધો બનાવ જોઇ પેલો વાણીઓ તથા પાસે ઊભેલ માણસો બહુ વિસ્મય પામ્યા. કાકાનો ક્રોધ એકદમ શાંત થઇ ગયો. તેણે પૂછ્યું 'તું કયાં જાય છે' ? જલારામઃ- " કાકાજી ! આ ગામની બહાર એક સાધુ મંડળી આવી છે. તેઓના માટે આ સામાન લઇ જાઉ છું. " " સારૂ " કહી કાકાજી દુકાન પર ચાલ્યા ગયા અને જલારામજી સાધુઓ પાસે પહોંચ્યા. કહેવાની જરૂર નથી કે સાધુઓ પાસે જતાં જ ઘી અને ગોળ પોતાના મૂળ સ્વરૂપમાં બદલાઇ ગયાં. ભગવાન શું નથી કરી શકતા ? જલારામજીની વાણી પણ અસત્ય થઇ નહિ તેમજ કાકાનો સંદેહ પણ દૂર થઇ ગયો.

આ ઘટનાથી ભક્તજીના હૃદયમાં કેટલો આનંદ થયો હશે તેનું અનુમાન વાંચક કરી લેશે. ભક્તવત્સલ ભગવાનને પોતાના ભક્ત ખાતર કેટલી વ્યવસ્થા કરવી પડે છે ? જલારામજી તો વિશેષ ઉત્સાહથી સાધુ સેવા કરવા લાગ્યા.

## બીજો પ્રસંગ

'જલારામ કેનું નામ છે'? આવનાર એક સાધુએ વીરપુરના દુકાનદારોને પ્રશ્ન કર્યો.

'પાસેનીજ દુકાન જલારામની છે' પેલા દ્વેષી વાણીઆએ ઉત્તર આપ્યો.

સાધુ જલારામની દુકાન પર આવ્યા. ભક્ત જલારામે એને દેખતાંજ નમ્રતા પૂર્વક પ્રણામ કરી પૂછયું :—'શું આજ્ઞા છે મહારાજ'!

'ભકતરાજ! વસ્ત્ર વિના દુઃખ ભોગવું છું'. એક વસ્ત્રનો કટકો સાફી બનવવા દઈ દે.

જલારામજીએ પ્રસન્ન થઇ ખાદીના થાનમાંથી પાંચ હાથનો એક કટકો કાપી આપ્યો. સાધુ રાજી થતો બજારમાં 'જલારામની જય' પુકારતો ચાલ્યો ગયો. દુર્જન જાતે દુઃખ ઉઠાવીને પણ સત્પુરુષને અડચણ કરવામાં કંઇ બાકી રાખતો નથી. તે નિત્ય એવી તક શોધ્યા કરે છે કે ક્યારે પોતાનું દુષ્ટ કામ પાર પડે. આજ તે દ્વેષી વાણીઆને મોકો મળ્યો. તેણે વિચાર કર્યો–હવે જોઇએ કે જલીઓ શો ઉપાય કરે છે? ખાદીનું થાન વીસ હાથ હતું. વાલા કાકાને પ્રત્યક્ષ દેખાડી દઉં કે આવી રીતે આ બધું ઉડાવી દીએ છે. બીજે દિવસે વાલા કાકા દુકાન પર આવ્યા. જલારામજી હજી સુધી

સાધુ સેવાથી નિવૃત થયા ન હતા. તે વાણીઓ પણ આજ બીજા દિવસ કરતાં વ્હેલો દુકાને આવ્યો. આજ એને સફળતાની પૂરી આશા હતી. તેણે વાલા કાકાને દુકાનમાં એકલા જોઈ કહ્યુઃ–'કાકાજી ! તમે મારૂં કહ્યું કદી નથી સાંભળતા. આજ જરા આહીનું થાન તો જોઇ જુઓ, આમ તમારૂં બધુ મફતમાં ચાલ્યું જાય છે.' તેટલામાં જલારામજી પણ આવી પહોંચ્યા, કાકાએ વસ્ત્ર માપવું શરૂ કર્યું. 'આ શું ? આશ્ચર્ય સહિત કાકાએ કહ્યું. આ થાન તો વીસ હાથનુંજ હતું હમણાં તે પચીસ હાથનું કેવી રીતે થયુ? તેણે ફરી માપી જોયું પણ તે પચીસે–પચીસ હાથ નિકળ્યા. તે વાણીઆએ ફરી પણ ધીમેથી કહ્યું :–'કાકાજી ! ચાર પાંચ હાથ સાધુને........

'તું ચૂપ રહે. તું મારા જલિઆ સાથે દ્વેષ રાખે છે, અહીંથી ચાલ્યો જા.' વચમાંજ કાકાજી બોલી ઊઠયા.

વાણીઓ ચૂપ થઇ ચાલ્યો ગયો. તેણે ભક્તિનો પ્રભાવ જાણ્યો અને તે દિવસથી જલારામજીને નહિ સતાવવાની પ્રતિજ્ઞા લીધી.

## ત્રીજો પ્રસંગ

મનુષ્ય પોતે ગુણવાન, બુદ્ધિમાન કે કુશળ ગમે તેટલો હોય છતાં તેની સ્ત્રી ધર્મપત્ની સદ્‌ગુણવતી ન હોય તો તેનો યશ સંસારમાં જોઇએ તેટલો વધતો નથી.

જેવી રીતે ગાડીના બે પૈડાં સમાન અને મજબૂત હોવાની જરૂર છે, તેવી રીતે સંસાર ચલાવવામાં સ્ત્રી

પુરુષ બન્ને યોગ્ય હોવાની આવશ્યકતા છે, ઇશ્વર કૃપાથી જલારામજીને પત્ની પણ પોતાની પેઠે ધાર્મિક બુદ્ધિવાળી મળી હતી. એની સ્ત્રીનું નામ વીરબાઇ હતું વીરબાઈ સ્વભાવે સુશીલ અને પતિવ્રતા હતી. જેવી રીતે ભક્તજી રામ ભજનમાં મસ્ત હતા તેવી રીતે વીરબાઇ પણ ભજનમાં તેમજ પતિ સેવામાં સદા તત્પર રહેતી હતી.

બહુ દિવસોથી ભક્તજીના મનમાં એવી ચિંતા થતી હતી કે 'મારી વર્તણુક કાકાજીને સારી લાગતી નથી. આ સ્થિતિમાં હું શું કરૂં, શું નોખો થઇ જાઉં? પણ મારો નિર્વાહ શી રીતે થશે?' આમ વિચાર કરતાં એક દિવસે તેની દૃષ્ટિ ગીતા પાઠ કરતાં કરતાં નવમા અધ્યાયના નીચેના શ્લોક નજર પડી-કરીઃ-

અનન્યા શ્ચિંન્તયન્તો માં યે જના પર્યુપાસતે ।
તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥

૯-૨૨.

ભક્તજી ચમકી ઊઠયાઃ-હરિ હરિ આ શું? સ્વયં ભગવાન જ આજ્ઞા દઇ રહ્યા છે, તો પછી હું શું ભ્રમમાં પડયો છું? શું પ્રભુ મારો આધાર નથી? ભક્તજી રોમાંચિત થઇ ગયા, એની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. બીજે જ દિવસે જલારામજી કાકાથી જુદા થઇ ગયા અને અન્નદાન, સાધુસેવા અને સત્સંગ નિશ્ચિંત ભાવે કરવા લાગ્યા.

એક દિવસ એક અતિ વૃદ્ધ સાધુએ દરવાજા પર આવી હાંક મારી "કેમ ! જલારામ ! શું ચાલે છે?' ભકતજી આ વખતે ભજનમાં તન્મય થઇ ગયા હતા, નેત્રોમાંથી આંસુની ધારા ચાલી રહી હતી અને વાણીથી ભગવદ્ ગુણગાન થઇ રહ્યાં હતાં.

અવાજ સાંભળતાંજ તે ઊઠયા અને બ્હાર આવીને જોયું તો ત્યાં એક ધોળા વાળવાળા કૃશ શરીરવાળા અત્યંત વૃદ્ધ સંત લાકડી ઝાલી દરવાજામા ઊભા છે. જલારામજી તે તેજપુંજ વૃદ્ધ મહાત્માના ચરણે જઇ પડયા. સાધુએ આશીર્વાદ દીધો, 'તારૂં કલ્યાણ હો' ! ભક્તજીએ હાથ જોડી કહ્યું–'મહારાજ ! ભોજન તૈયાર છે.'

સાધુ—મારે ભોજન જોઇતું નથી.

જલારામ—પણ અમારે ત્યાંથી કોઇ સાધુ ભોજન વિના ચાલ્યો જાય તો અમે પણ તે દિવસે ભોજન કરતાં નથી.

પરંતુ મહાત્માજીએ ભોજનનો સ્વીકાર કર્યો નહિ. એમણે કહ્યું:-"ભક્ત ! હું ગિરનાર જાઉં છું. તારૂં નામ સાંભળી આવ્યો છું, વૃદ્ધાવસ્થા છે, શ્રમ ઘણો લાગે છે. નારાયણ નારાયણ.

આમ કહી મહાત્માજી ચાલવા લાગ્યા, ચાલતાં ચાલતાં ઠેસ આવતા પડી ગયા અને મૂર્છિત થઇ ગયા. ભક્તદંપતી એમની સેવામાં લાગી ગયાં. ચાર ઘડી બાદ

મહારાજ હોંશમાં આવ્યા. ત્યારે જલારામજીએ એમને ભોજન કરવાની પ્રાર્થના કરી. તે બોલ્યા–ભોજનની ઇચ્છા નથી. દંપતી ભક્ત અન્ન પાણી લીધા વિના ચાર દિવસ સૂધી મહાત્માજીની સેવા કરતાં હતાં. આખર જલારામજીએ ફરી નિવેદન કીધું:– 'મહારાજ, દાસનો કંઇ અપરાધ હોય તો ક્ષમા કરો, અને ભોજન લીઓ. જુઓ ! ચાર દિવસથી અમે પણ ભોજન લીધું નથી.'

તોપણ મહારાજ બોલ્યા નહિ, 'મૌનં સર્વાર્થ સાધનમ્' એ અનુસાર આચરણ કર્યું ફરી વીરબાઇએ પ્રાર્થના કરી કે મહારાજ ! ભોજન કર્યા વગર હું તમને જવા નહિ દઉં.

સાધુ—જુઓ ! ભક્તજનો ! મારે ભોજન કરવું નથી બસ, મને જાવાની રજા આપો. આવું કહી તે મહાત્માએ પોતાનાં ઝોળી દંડ ઉપાડયા.

જલારામ—મહારાજ, તમારે જે ઇચ્છા હોય તે ખુશીથી માંગો. આ દાસ તમારી ઇચ્છા પૂરી કરવાને પ્રાણ જતાં સૂધી પ્રયત્ન કરશે, પણ આવી રીતે પાછા ન જાઓ.

સાધુ—તું શું દેશે ? જલારામ ! કહેવું સુગમ છે પણ કરવું અઘરૂં છે, નહિ બોલવામાં નવ ગુણ.

જલારામ—મહારાજ આ દેહ ક્ષણિક છે, આ દેહનું કર્તવ્ય જ સાધુ સેવા છે, આ દેહથી તમારી ઇચ્છા પૂરી ન થાય તો આ જન્મ જ વૃથા થઈ જાય.

સાધુ—દઇશ, અવશ્ય દઇશ ?

જલારામ—અવશ્ય દઇશ, મહારાજ !

સાધુ—ભક્તરાજ, વૃદ્ધાવસ્થા બહુ ખરાબ છે, હું ચાલી શકતો નથી તેમજ ભોજન કરી શકતો નથી, હવે તો મારા ભજનમાં પણ ભંગ થવાનો સંભવ છે.

જલારામ—તો પછી અહીંઆ રહો.

સાધુ—નહિ ભક્ત ! હું અહીં રહેવા ઇચ્છતો નથી. એકાંતજ મને પસંદ છે.

જલારામ—તો પછી શી ઇચ્છા ?

સાધુ—ભક્તરાજ ! મારી સેવા કરવાને તારી સ્ત્રી દઇ દે, ઈશ્વર તારૂં કલ્યાણ કરશે. નારાયણ ! નારાયણ.

જલારામ—દામ રહે નહિ ધામ રહે નહિ,
નામ સદા રણછોડ રહેગા.

પ્રસિદ્ધ દિવાન રણછોડજીનું આ પદ એકાએક ભક્તજીને યાદ આવી ગયું. તે બોલી ઊઠયા–'ભગવાન જે કરે તે ભલુંજ કરે છે !'

જલારામજીની ઉમર તે વખતે માત્ર ત્રીસ વર્ષની હતી, તેમણે પ્રસન્નતા પૂર્વક પોતાની પતિવ્રતા પત્ની તરફ જોઇ કહ્યું–'સતી ! આ કસોટી છે, સોની સોનાને અગ્નિમાં તપાવે છે, ટીપે છે, કાપે છે ત્યારે તેની ખરી

પિછાન થાય છે, હવે તમે મારી સેવા છોડી વૃદ્ધ પિતામહ સરખા તેજપુંજ શરીરવાળા આ મહાત્માજી સાથે જાઓ અને તેની સેવા કરી ભગવાનને પ્રસન્ન કરો.'

વીરબાઇ—નાથ ? આપની આજ્ઞાનું પાલન એજ મારો ધર્મ છે; એવું દહતા પુર્વક કહી વીરબાઇ વૃદ્ધ સાધુને પવન નાંખવા લાગી.

વાત ફેલાતાં કેટલીવાર લાગે ? આખા ગામમાં આ વાતની ગડબડ મચી રહી. કોઇ તે સાધુને દાંભિક, કપટી અને બદમાસ કહેવા લાગ્યા તો કોઈ જલારામજીને જ આ કામ કરવા માટે ધિક્કારવા લાગ્યા. કોઇ ધાર્મિક મનુષ્યને આમાં કોઇ ઇશ્વરી લીલાની ઝાંખી થવા લાગી. પરંતુ લોક ગમે તે કહે તેની સાથે જલારામજીને શો સંબંધ ? એને તો જે કરવું હતું તેની સાથે મતલબ હતી. એની આજ્ઞા થતાં વીરબાઇએ પતિની આ પ્રમાણે વિદાય માંગીઃ—'નાથ ! મારો અપરાધ ક્ષમા કરશો, હવે તમારી સેવાનો અધિકાર કયારે થશે ? આમ કહેતાં કહેતાં એના ગળામાં ડૂચો ભરાયો અને નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી.

જલારામ—સતી, ચિન્તા નહિ કરો. આ મહાત્માની સેવા એજ પ્રભુ સેવા છે. આજ જ તમે તમારા ધર્મનું પાલન કર્યું છે. ભક્તજી વૃદ્ધ સાધુના ચરણોમાં જઇ પડયા અને પ્રેમાશ્રુઓથી તેનું પાદ પ્રક્ષાલન કર્યું, ઊભા થઇ ફરી પૂછયું :—બીજી કંઇ ઇચ્છા છે મહારાજ !

નિર્જન વનમાં બેસી કરૂણ સ્વરે ભગવાનનું સ્મરણ કરવા માંડી, એની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. ગાયોને ચરાવી ઘેર જતા એક ચરાવવાવાળાએ વીરબાઇને કહ્યું :— માતા ! તમે આ સ્થાને કયાંથી આવી ગયાં ?



વીરબાઇએ બધી હકીકત તેને કહી. ચરાવવાવાળાએ એને પાછા જવાનો આગ્રહ કર્યો, પરંતુ વીરબાઇએ કબુલ કર્યું નહિ. ચરાવવાવાળો નિરૂપાય થઇ વીરપુર ગયો અને તેણે બધી બનેલી હકીકત જલારામજીને કહી સંભળાવી, જલારામજી તથા ગામના બીજા પ્રતિષ્ઠિત માણસો તેની સાથે જંગલમાં ગયા અને વીરબાઇને વીરપુર સાથે લઇ આવ્યા. મહાત્માજીની ઝોળી અને દંડ લઇ વીરબાઇ ઘેર આવ્યાં.

ઝોળી અને દંડ છોડી મહાત્માજી તો અંતર્ધ્યાન થઇ ગયા. પરંતુ ભક્તરાજનો મહિમા બહુજ વધી ગયો. તે દિવસથી ફરી જલારામજી વીરબાઇના સાથ સહારાથી

સાધુ—નહિ, નહિ જલારામ ! હું સંતુષ્ટ થયો છું, ઇશ્વર તારૂં કલ્યાણ કરશે. એમ સાધુ નારાયણ નારાયણ બોલતાં વીરબાઇની સાથે ત્યાંથી રવાના થયા.

ધન્ય આર્યાવર્ત્ત, ધન્ય છે તારી અચલ ટેક અને તારૂં સત્ય. સીતા, અનસૂયા, તારા, દ્રૌપદી અને મીરા જેવી સતી નારીઓથી જ તારૂં મુખ ઉજ્જવલ છે, સતી અને યતી (ભક્ત) ને અંગેજ તું જગદ્‌વન્દ્ય છે.

વૃદ્ધ સાધું અને સતી વીરબાઇ બન્ને ચાલતાં ચાલતાં એક ઘોર અરણ્યમાં જઇ પહોંચ્યા. મહાત્માએ સતીને કહ્યું:—સતી ! થોડીવાર અહીં રોકાઓ, હું પાણી પીવા જાઉં છું. મારા દંડ અને ઝોળીનું ધ્યાંન રાખજો અને હું પાછો ન ફરૂં ત્યાં સુધીમાં કોઇને દેશોમા.

સતીએ કહ્યું–મહારાજ કૃપા કરી જલદી આવજો; જંગલ ભયાનક છે.

' તું નિર્ભય થઇ બેસ ' એમ કહી મહાત્માજી ચાલ્યા ગયા.

એક–બે–ચાર કલાક ચાલ્યા ગયા. પૂર્ણિમાનો દિવસ હતો. આખર સૂર્યનારાયણ પોતાનું સ્થાન ચંદ્રમાને સોંપી પોતે રવાના થયા, પક્ષીગણ પોતપોતાના સ્થાને પાછા આવવા લાગ્યાં. પરંતુ મહાત્માજી પાછા ફર્યા નહિ. વીરબાઇ એમનો રસ્તો જોઇ જોઇ થાકી ગઇ અને અંતે

નિર્જન વનમાં બેસી કરૂણ સ્વરે ભગવાનનું સ્મરણ કરવા માંડી, એની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. ગાયોને ચરાવી ઘેર જતા એક ચરાવવાવાળાએ વીરબાઈને કહ્યુ :— માતા ! તમે આ સ્થાને ક્યાંથી આવી ગયાં ?



વીરબાઈએ બધી હકીકત તેને કહી. ચરાવવાવાળાએ એને પાછા જવાનો આગ્રહ કર્યો, પરંતુ વીરબાઈએ કબુલ કર્યું નહિ. ચરાવવાવાળો નિરૂપાય થઇ વીરપુર ગયો અને તેણે બધી બનેલી હકીકત જલારામજીને કહી સંભળાવી, જલારામજી તથા ગામના બીજા પ્રતિષ્ઠિત માણસો તેની સાથે જંગલમાં ગયા અને વીરબાઈને વીરપુર સાથે લઇ આવ્યા. મહાત્માજીની ઝોળી અને દંડ લઈ વીરબાઇ ઘેર આવ્યાં.

ઝોળી અને દંડ છોડી મહાત્માજી તો અંતર્ધ્યાન થઇ ગયા. પરંતુ ભક્તરાજનો મહિમા બહુજ વધી ગયો. તે દિવસથી ફરી જલારામજી વીરબાઇના સાથ સહારાથી

બહુ ઉત્સાહ પૂર્વક સાધુ સેવા તથા સત્સંગ કરવા લાગ્યા ત્યારથી તે અંતલગી દઢતા પૂર્વક ત્યાગ વૃત્તિ ધારણ કરી અને આ જન્મ બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરતા રહ્યા.

વૃદ્ધ મહાત્માના દીધેલાં ઝોળી અને દંડ આજ પણ વીરપુર ગામમાં હયાત છે. લોકોનું અનુમાન છે કે તે વૃદ્ધ મહાત્મા બીજા કોઈ નહિ પણ સ્વયં સાક્ષાત્ શ્રી હરિ ભક્ત દંપતીની પરીક્ષા કરવાને આવ્યા હતા. વાસ્તવમાં તે ભક્તોનું જીવન ધાર્મિક સત્ય પરાયણ હતું, ઇશ્વર પ્રતિ તેઓને અગાધ શ્રદ્ધા હતી, "નિર્મમો નિરહંકાર"ની તો તેઓ સજીવ મૂર્તિ હતા.

આ સ્થિતિમાં કદી તે શ્રેષ્ટ ભક્તોની પરીક્ષા સ્વયં શ્રી હરિ આવી કરે તો એમાં કંઇ આશ્ચર્ય નથી.

જલારામજીએ પોતાને ત્યાં એક અન્ન સત્ર-સદાવ્રત ખોલી દીધું. ત્યાં અનેક ભૂખ્યાં નર નારીઓને ભોજન મળવા લાગ્યું. તે સમયમાં સંવત્ ૧૯૩૪નો ભયંકર દુકાળ પડયો હતો. આવા કઠિન કાળમાં પણ શ્રી હરિની કૃપાથી તે અન્ન સત્ર નિયમ મુજબ ચાલી રહ્યું હતું.

અંતમાં મહાન સુયશ પ્રાસ કરી સંવત ૧૯૩૭માં માઘ કૃષ્ણ દશમના દિવસે ભક્તરાજે નિજધામ સાકેતમાં નિવાસ કર્યો. પરંતુ આજ પણ જનતાને જ્ઞાન દેતો એમનો કીર્તિમય દેહ હયાત છે અને ભવિષ્યમાં પણ રહેશે.

**નોંધઃ**—આ કથાના છેવટના બનાવમાં તદ્દન નવા પ્રકારનીજ અર્પણતા છે. ઘણા ભક્તો સાધુઓને અન્ન, વસ્ત્ર પૈસા વિગેરે આપે છે પણ જુવાન ઉમરે પોતાની સ્ત્રી, વૃદ્ધ સાધુની સેવામાં આપવી એમાં ભક્તની ભક્તિની ખરી પરીક્ષા થઇ છે. જલારામજીને એમ લાગ્યું કે જે ભગવાનનું છે તે ભગવાન માટે આપી દેવું એમાં પરોપકાર નથી પણ ખરો ધર્મ છે. વૈષ્ણવ માર્ગનો મુખ્ય સધ્ધાંત એ છે કે જે ગ્રહણ કરવું તે ભગવાનને અર્પણ કરી ગ્રહણ કરવું કારણ કે જે છે તે તેનું છે. આ સિદ્ધાંત પ્રમાણે વૈષ્ણવ કુટુંબની કેટલીક કન્યાઓ હજુ સાસરે ગયા પહેલાં હવેલીએ ભગવાનનાં દર્શન કરી, તેને સમર્પણ થઇને પછી સાસરે જાય છે. તે પહેલાં વૈષ્ણવના ઘરમાં તેનો સ્વિકાર થતો નથી. વર પણ હવેલીમાં પોતાને ભગવાનને શરણે કરી દે છે, તે પહેલાં કન્યા તેને સ્વિકારતી નથી. આ રિવાજ સિદ્ધાંત તરીકે સારો છે અને તે પ્રમાણે વર્તવાથી વિષય વાસના વધતી નથી.

આ નોંધના લેખક પરણ્યા ત્યારે માતા પિતાએ કહ્યું કે "હવેલીએ જઇ બન્ને ભગવાનનાં દર્શન ન કરી આવે ત્યાંસુધી બન્ને વચ્ચે વાતચિત કરવાનો બન્ને ને અધિકાર નથી." તેથી બન્ને હવેલીએ ગયાં હતાં. આવી શુભ વૃતિનું પરિણામ એ આવ્યું કે જ્યારે પહેલી વાતચિત કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે પતિએ પત્નીને કહ્યું સંસારનું આ સુખ ગમે તેવું સારૂં લાગતું હોય તોપણ એ તે ખોટું છે અને એક દિવસ બન્નેને જુદા પડવું પડશે." આવા શબ્દો પહેલી રાત્રીએ નિકળવાનું કારણ બન્નેએ ભગવાનને અર્પણ થયા પછી વાતચિતનો હક લીધો હતો.





## ૧૮
## બ્રાહ્મણ દેવમાલી



વિષયના લોભી વ્યસની અજ્ઞાની મનુષ્યજ જગત્પતિ શ્રી હરિની સેવા કરતા નથી. નરકીટ મૂઢ સમજે છે કે હું સદા અજર-અમર રહીશ, વૃથા અહંકારથી દૂષિત થયેલો મનુષ્ય જ વીજળી ચમક સમાન ક્ષણિક ઐશ્વર્યના મદમાં છકી જઇ સર્વ કલ્યાણપ્રદ જગન્નાથ શ્રી હરિની પૂજા કરતો નથી. જે મનુષ્ય શરીર, મન અને વાણીથી ભક્તિપૂર્વક શ્રીહરિની પૂજા કરે છે તે સર્વ લોકમાં ઉત્તમોત્તમ પરમ ધામને પ્રાપ્ત કરે છે.

દેવત દેશમાં દેવમાલી નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે વેદ વેદાંગનો જાણકાર સર્વ જીવ તરફ દયાળુ અને ભક્તિ પૂર્વક ભગવાનની પૂજા કરવાવાળો હતો. આમ છતાં તેને ઘરમાં તથા ધનમાં ઘણી આસક્તિ હતી. આ આસક્તિના અંગે તે ધનની કામનાથી રસાદિને વેચતો હતો અને ચાંડાલ આદિ પાસેથી પણ તે લેતો હતો. તે પોતાના તપ, વ્રત અને ધર્મને પણ ધનની ખાતર વેચી

હતો. થોડા સમય પછી તેને યજ્ઞમાલી અને સુમાલી નામના બે સુંદર પુત્રો થયા. પુત્રો મોટા થતાં દેવમાલી અત્યંત સ્નેહથી તેમને પણ ધન કમાવવાને જુદા જુદા ઉપાયો બતાવવા લાગ્યો. આમ હાયવોયમાં જીવન વીતાવતાં તે વૃદ્ધ થયો ત્યારે તે એક દિવસે અનેક રસ્તાથી મેળવેલું ધન ગણવા લાગ્યો. કરોડો સોનામહોરો ગણી તે મનમાં ને મનમાં બહુ આનંદિત થઇ બહુ આશ્ચર્ય સાથે કહેવા લાગ્યો કે “ અહો ! નાના પ્રકારના સારા નરસા ઉપાયોથી મેં આટલું ધન એકઠું કર્યું તોપણ મારી ધનની તૃષ્ણા હજુ શાંત થઈ નહિ. આજે પણ તે તૃષ્ણાને વશ થઇ ઘરમાં સોનાનો ડુંગર જોવા ઇચ્છું છું. આટલું ધન હોવા છતાં પણ તૃષ્ણાના કારણે મારા મનમાં એક ક્ષણ ભર શાંતિ નથી, હું રાત દિવસ બળ્યા કરૂં છું. બહારથી તો કોઈને હું દુઃખી છું એમ જણાતું નથી પરંતુ હું રાત દિવસ મને પોતાના કષ્ટ અને દુઃખથી ઘેરાયેલો જોઉં છું, હું હવે સમજ્યો. આ ધન તૃષ્ણાજ મારા સમસ્ત કલેશનું કારણ છે. જેને ધનની તૃષ્ણા છે તેને સર્વ કાંઇ મળે છે તો પણ તેને વધુ પ્રાપ્ત કરવાની નિત્ય ઇચ્છા રહે છે. વૃદ્ધાવસ્થામાં માણસનાં આંખ, કાન દાંત અને કેશ બધું જીર્ણ થઇ જાય છે પરંતુ ધનની લાલસા તો તે વખતે વિશેષ તરૂણ થતી દેખાય છે. તેથીજ આજ વૃદ્ધાવસ્થાના અંગે મારી બધી ઇન્દ્રિયોનું બલ નાશ પામ્યું છે છતાં મારી ધનની

લાલસા ઔર વધેલી જોઉં છું. જેને ધનની લાલસા લાગી છે તે બુદ્ધિવાન હોવા છતાં પણ મૂઢ છે, શાંત હોવા છતાં પણ ક્રોધી છે અને વિદ્વાન હોવા છતાં પણ સૌની સામે મૂર્ખ બને છે. ધનની કામના મનુષ્ય માટે અજેય શત્રુ સમાન છે. એના અંગેજ પાપ-તાપની પ્રાપ્તિ તેમજ બંધુત્વનો નાશ થાય છે; બળ, તેજ, યશ, વિદ્યા, શૂરતા, વૃદ્ધપણુ, કુલીનતા અને માન એ સર્વને ધનની તૃષ્ણા હરી લીએ છે. જે ધનની લાલસામાં ડસાયેલ હોય છે તેનું હૃદય નિરંતર શોકથી વ્યાકુળ અને મહાન મોહથી ઘેરાયલું હોય છે. ધનનો લોભી કોઇ પણ પાપને પાપ ગણતો નથી. અપમાન, કલેશ સર્વ કંઇ સહન કરતો તે ધનની ખાતર પાપાચરણ કરતો રહે છે. હા ! મેં મારી આખી જિંદગી ધનની લાલસામાં ખોઇ નાંખી ! કોણ જાણે કેટલું પાપ મેં કર્યું હશે. હવે તો બુઢાપો આવ્યો, શરીર જીર્ણ થયું, ઇન્દ્રિયોની શક્તિ ઘટવા લાગી, હજુ પણ હું નહિ ચેતું ?" આમ વિચાર કરતાં કરતાં પશ્ચાત્તાપથી બ્રાહ્મણનું હૃદય ભરાઇ ગયું. તે પોતાની કરણીને યાદ કરી પસ્તાવા લાગ્યો અને શ્રીભગવાનની ક્ષમા અર્થે કરૂણ સ્વરે પ્રાર્થના કરવા લાગ્યો.

પશ્ચાત્તાપ-અગ્નિથી પાપોનું પાયશ્ચિત થયું અને ભગવત્-સ્મરણ તેમજ ભગવત્ પ્રાર્થનાથી આધ્યાત્મિક બળની પ્રાપ્તિ થઇ. આમ કરતાં કરતાં થોડા સમય બાદ એક દિવસ બ્રાહ્મણે નિશ્ચય કર્યો કે બાકીનું જીવન ભગ-

પદ–ભજનમાં જ 'લગાવવું'. ભગવાને ગીતાજીમાં પ્રતિજ્ઞા કરી કહ્યું છે કે–"મહાન પાપી પણ જો 'કદી પાપોને છોડી શેષ જીવન મારા ભજનમાં ગાળવાનો એક નિશ્ચય કરી અનન્ય ભાવે મને ભજે છે તો તે તુરતજ ધર્માત્મા બની જાય છે અને નિત્ય પરમ શાંતિ પ્રાપ્ત કરે છે; હે અર્જુન, તું સત્ય જાણ કે મારા ભક્તનો કદી નાશ નથી થતો." આ સિદ્ધાંત અનુસાર દેવમાલીએ પણ ભગવાનનું ભજન કરવાનો નિશ્ચય કરી પ્રથમ તો ધનના ચાર ભાગ કર્યા. પોતે કમાયેલ ધનના બે ભાગ તો પોતાને માટે રાખી લીધા અને બાકીના બે ભાગ બન્ને પુત્રોને વ્હેંચી દીધા. પોતાને માટે રાખેલા દ્રવ્યમાંથી તેણે મંદિર, તળાવ, કૂવા ધર્મશાળા આદિ બનાવ્યાં, સ્થળે સ્થળે વૃક્ષ રોપાવ્યાં અને ગંગા તટપર અન્ન દાનની વ્યવસ્થા કરી. આ પ્રકારે તુરતજ પોતાના પ્રચુર ધન રાશિને સત્કાર્યમાં લગાવી તે તપસ્યા કરવા શ્રીનરનારાયણની લીલા–ભૂમિ બદ્રિકાશ્રમમાં ચાલ્યો ગયો.

બદ્રિકાશ્રમમાં એક મોટા વનમાં દેવમાલીએ મુનિઓનો એક સુંદર આશ્રમ જોયો. આ આશ્રમની ચારેકોર પુષ્પ અને ફળોથી સુશોભિત વૃક્ષોની હાર લાગી હતી. શાસ્ત્ર ચિન્તનમાં નિમગ્ન ભગવત્ સેવા પરાયણ વૃદ્ધ મુનિઓ પરબ્રહ્મ ભગવાનની વૈદિક સ્તુતિઓથી આશ્રમને પવિત્ર કરી રહ્યા હતા. દેવમાલીએ જોયું:—મુનિ મંડળના મધ્યમાં એક શાંત મૂર્તિ રાગદ્વેષાદિ રહિત અને શમાદિ ગુણોથી

યુક્ત તેજપુંજ મહાત્મા બેસી ભગવાનની સ્તુતિ ગાઈ રહ્યા છે. તેને જોઇ દેવમાલીએ મહાત્માના ચરણોમાં પ્રણામ કર્યા. મહાત્મા મુનિનું નામ 'જાનન્તિ' હતું. તે બહુજ તપસ્વી હતા. માત્ર સૂકા પાન ખાઈ રહેતા હતા. દેવમાલીને જોતાં મુનિવર જાનન્તિએ તેને પોતાની પાસે બેસાડયો અને કન્દમૂળ, ફળ વિગેરે દ્વારા નારાયણ બુદ્ધિથી તેનો અતિથિ સત્કાર કર્યો. ત્યાર પછી દેવમાલીએ પોતાના જીવનનો બધો ઇતિહાસ સંક્ષેપમાં સંભળાવી બહુજ નમ્ર શબ્દોમાં મુનિવરને કહ્યું:—

'ભગવન ! આજ મારાં સર્વ પાપ નાશ થઇ ચુકયાં. આપના દર્શનથી હું કૃતાર્થ થઇ ગયો. હે મહાભાગ ! હવે મને જ્ઞાન દાન દઇ મારો ઉદ્ધાર કરો.' દેવમાલીનાં વચન સાંભળી મુનિ શ્રેષ્ટ જાનન્તિએ હસતાં હસતાં બહુજ સ્નેહથી કહ્યું:—'હે બ્રાહ્મણ ! હું તારા ઉદ્ધારનો ઉપાય બતાવું છું, ધ્યાન દઇ સાભળ અને તે પ્રમાણે કરજે, તું મારા કહેવા પ્રમાણે કરીશ તો જરૂર તને દુર્લભ પરબ્રહ્મ-પદની પ્રાપ્તિ થશે.'

'નિત્ય નિરંતર પરમ પ્રભુ ભગવાન નારાયણ વિષ્ણુનું સ્મરણ કરો અને તેનું ભજન કરો, કોઇના દોષનું વર્ણન કે કોઇની ચાંડી કદી ન કરો. નિત્ય પરોપકારમાં લાગ્યા રહો. શ્રી હરિની પૂજામાં નિત્ય લાગ્યા રહો, મૂર્ખોનો સંગ છોડો. કામ, ક્રોધ, લોભ, મોહ મત્સર અને મદનો ત્યાગ કરી સર્વ પ્રાણીઓને પોતાના આત્મા

સમાન ગણો. કદી કોઈને કડવું વચન નહિ કહો. કોઈની સાથે નિર્દયતાનો વ્યવહાર ન કરો, ઈર્ષા કે પર-નિંદા કદી ન કરો, દંભ અને અહંકારનો ત્યાગ કરી સર્વ ભૂત પ્રત્યે દયા કરો અને સત્પુરુષોની સેવા કરો, પાપીઓને પાપમાંથી છોડાવવાનો પ્રયત્ન કરો, તેમને ધર્મનો સાચો માર્ગ બતાવો, દરરોજ અતિથિઓની આત્મવત્ સેવા કરો. પત્ર, પુષ્પ, ફળ, માળા ઇત્યાદિ દ્વારા નિષ્કામભાવે જગન્નાથ નારાયણની પૂજા કરો; દેવતા, ઋષિ અને પિતૃઓનું યથાવિધિ તર્પણ અને અગ્નિની યથાયોગ્ય સેવા કરો. સ્થિર ચિત્તથી ભગવાનના મંદિરનું સમાર્જન, લેપન ભાંગેલા મંદિરનો જિર્ણોદ્ધાર, મંદિરમાં દીપદાન આદિ કરો. કંદ—મૂળ, ફળ, પ્રદક્ષિણા, નમસ્કાર તેમજ સ્તોત્રપાઠ દ્વારા ભગવાન વિષ્ણુની પૂજા, પુરાણ શ્રવણ, પુરાણ પાઠ અને દરરોજ વેદાંતનું અધ્યયન, કરો, આમ કરવાથી તુરતજ પરમ જ્ઞાનની પ્રાપ્તિ થશે. જેથી તમારાં દુઃખોની તેમજ પાપોની આત્યંતિક નિવૃત્તિ થઇ જશે.

ગુરુવર મુનિ જાનન્તિના વચન સાંભળી, તેની આજ્ઞાનુસાર દેવમાલી સાધન કરવા લાગ્યો. જ્યારે કંઇ તેને શંકા થતી ત્યારે તે ગુરુને પૂછી તેનું સમાધાન કરી લેતો. આમ સાધન કરતાં કરતાં ભગવત્ કૃપાથી દેવમાલીને ભગવાનનું યથાર્થ જ્ઞાન થયું. અને અંતે ગુરુની આજ્ઞાથી ભગવાન વિશ્વનાથની વારાણસી પુરીમાં આવી દેવમાલીએ ભગવાનનું પરમપદ પ્રાપ્ત કીધું.

**નોંધ**–ભક્તિ માર્ગમાં મુખ્ય વિઘ્ન પૈસા, સ્ત્રી, અને કીર્તિની ઇચ્છા છે, તે વાત ભૂલી ન જવાય તેટલા માટે શ્રીમદ્‌ભાગવતમાં ૧૧ મા સ્કંધને અંતે ઉર્વશીનું આખ્યાન અંતે ભિક્ષુગીત આપેલા છે. એ ત્રણ શત્રુને ઘણે અંશે જીત્યા પછી પણ કેટલીકવાર તેનું અનુસ્મરણ રહ્યા કરે છે. અને જૂની ટેવો તરત ભૂલાતી નથી. તેથી તેજ સ્કંધમાં હરિનામના યોગેશ્વરે નિમી રાજાના પ્રશ્નના ઉત્તરમાં ભકતના ત્રણ પ્રકાર નીચે પ્રમાણે સમજાવેલા છે.

૧. જેઓ એમ જાણે કે જે કાંઇ છે તે પરબ્રહ્મનું રૂપ છે તે ઉત્તમ ભક્ત છે.

૨. જે મનુષ્ય ઇશ્વર ઉપર પ્રેમ, તેના ભકતો સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા અને શત્રુઓ તરફ ઉપેક્ષા રાખે તે મધ્યમ ભકત છે. કારણકે તેનામાં ભેદ બુદ્ધિ છે.

૩. જે મનુષ્ય શ્રદ્ધાથી મૂર્તિની પૂજા કરે છે પણ ભગવાનના ભકતોને અને બીજાને ચાહતો નથી તે શરૂઆતની ભકિતવાળો પ્રાકૃત ભકત છે.

આ ઉપરથી જણાઇ આવે છે કે અભેદ બુદ્ધિવાળી જ્ઞાન ભકિત એજ ઉત્તમ ભકિત છે. જ્ઞાની ભકત બધે નિત્ય પરમાત્માને જોતો રહે છે, તેને બીજું કાંઇ દેખાતું નથી.





૧૯

## બે મિત્ર ભક્તો.

કુરૂક્ષેત્રમાં બે મિત્ર રહેતા હતા. એક બ્રાહ્મણ અને બીજો ક્ષત્રિય. બ્રાહ્મણનું નામ પુંડરિક હતું અને ક્ષત્રિયનું નામ અમ્બરીષ હતું. બન્ને વચ્ચે ગાઢ મૈત્રી હતી. બંને સાથે ખાતા, પીતા, ફરતા અને સૂતા.

જુવાનીમાં પૈસો પાસે હોય અને કોઇ દેખરેખ રાખનાર નહિાય તો માણસને બગડતાં વાર લાગતી નથી. કુસંગ થયા પછી તો કહેવુંજ શું ? આ બન્ને મિત્રો કુસંગમાં પડી ગયા. દેવપૂજા, સ્વાધ્યાય, શ્રાદ્ધ, તર્પણ, ભણવું, લખવું, એ બધું છોડી રાત દિવસ વેશ્યા અને શરાબમાંજ મસ્ત થઇ પડયા રહેતા. કદી સ્વપ્નમાં પણ એમને પરલોકની ચિંતા થતી નહિ. આવી રીતે ખરાબ રસ્તે બંન્નેની અર્ધી ઉમ્મર

વીતી ગઇ. બન્નેનું ધન પાપમાં નષ્ટ થઇ ગયું, ઘર-બારનું લીલામ થઇ ગયું, રોઇ રોઈ માંગવાથી પણ એક પૈસો મળવો મુશ્કેલ થઇ પડયો. ધન રહિત સમજી કુસંગી મિત્રો અને વેશ્યાઓએ તેઓને ઘરમાંથી કાઢી મૂકયા. દુષ્ટ આચારી હોઇ સમાજમાં તો એની સાથે વાત કરવા પણ કોઇ ઇચ્છતું નહિ. બહુજ દુઃખી અને નિરાશ થઇ બન્ને ગામમાંથી ભાગી ગયા. પ્રશ્ચાતાપના અગ્નિથી સંચિત પાપ કંઇ બળી ગયાં. ફરતાં ફરતાં બન્ને એક યજ્ઞ-મંડપની પાસે જઇ પહોંચ્યા. પાપો બળી જવાથી નીચે દબાયેલા કોઇ પૂર્વનાં પુણ્ય પ્રકટ થયાં. ઋષિઓના વેદ ધ્વનિના શબ્દ એના કાને પડયા. કંઇ પુણ્યનો સંચય થયો. યજ્ઞ જેવાની ઇચ્છા થઇ. બન્ને યજ્ઞ-શાલામાં ગયા અને શ્રદ્ધા પૂર્વક યજ્ઞના દર્શન કરવા લાગ્યા. પવિત્ર વાતાવરણમાં જવાથી તેમજ યજ્ઞના દર્શનથી ચિત્તની કંઇ શુદ્ધિ થતાં, બન્ને પોતાના પાપ યાદ કરી પસ્તાવા લાગ્યા :—

“હાય ! અમારો આ દુષ્કૃતિરૂપ સમુદ્રમાંથી કેમ ઉદ્ધાર થશે ? અમે વિષય લોલુપ થઇ જાણી-બુઝી જે ભયંકર પાપો કર્યાં છે તેનો કેમ નાશ થશે ? હવે અમારૂં શું થશે ? કોણ અમને પાપથી બચાવી શાંતિનો માર્ગ બતાવશે ? અમારા જેવો અભાગી બીજો કોણ હશે જેણે પોતાના કૂલના તેમજ માતા પિતાના ધર્મને છોડી માત્ર પાપ આચરણમાંજ ઉમ્મર ખોઇ દીધી. આ સભામાં આ બ્રહ્મનિષ્ઠ મહાત્મા બ્રાહ્મણ ઘણાજ દયાળુ

લાગે છે. તે પાપોમાંથી છૂટવાનો કોઇ ઉપાય જરૂર બતાવશે.'

મનમાં એવો નિશ્ચય કરી પુંડરિક અને અંબરીષ બન્ને મિત્ર ઋષિઓના ચરણોમાં જઇ પડયા અને પોતપોતાના પાપો સરલ ચિત્તથી બરાબર કહી સંભળાવવા લાગ્યા. તેમજ રોતા રોતા ગદગદ કંઠે પાપોમાંથી છૂટવાનો ઉપાય પૂછવા લાગ્યા. પાપ અને પુણ્ય બન્ને એવી ચીજ છે કે જે છુપાવવાથી વધે છે અને પ્રકટ કરવાથી ઘટે છે. જેમ જેમ તેઓ પોતાનાં પાપ પ્રગટ કરતા ગયા તેમ તેમ તે નષ્ટ થતાં ગયાં. બ્રાહ્મણ બહુજ દયાળુ હતા, તેણે બહુ ધીરજથી બન્નેની વાતો તો સાંભળી પરંતુ તે કંઇ વ્યવસ્થા કરી શકયા નહિ. પરસ્પર એક બીજાની તરફ જોઇ ચૂપ થઇ ગયા. એના પ્રબળ પાપો નાશ પામે એવું કોઇ પ્રાયશ્ચિત પણ એને સૂઝયું નહિ. બ્રાહ્મણને ચૂપ, મૌન, દેખી બન્ને મિત્રો ઉલટા વધારે હતાશ થઇ રોવા લાગ્યા, ત્યારે બ્રાહ્મણોના સમૂહમાં બેઠેલા એક દયાર્દ્ર હૃદય ભક્તે બહુ જ સ્નેહથી મોં મલકાવતાં એમને ધીરજ દેતાં કહ્યું :– 'હે બ્રાહ્મણ અને ક્ષત્રિય ! ગભરાઓ નહિ, ભગવાનને શરણે જાઓ, ભગવત્કૃપાથી શરણાગતનાં સર્વ પાપ તરતજ નાશ પામે છે. તમે તમારા પાપોને માટે જે પશ્ચાતાપ કરી રહ્યા છો તે બહુ જ શુભ લક્ષણ છે. જે મનુષ્ય પૂર્વમાં કરેલા પાપોને માટે પશ્ચાતાપ કરે છે, ભવિષ્યમાં પાપ ન કરવાનો દૃઢ સંકલ્પ કરી લીએ છે

અને પોતાનું બાકીનું જીવન ભગવાનના ચરણોમાં સોંપી ભગવાનનું ભજન કરવા માંડે છે તેનાં બધાં પાપ તરત નષ્ટ થઈ જાય છે અને ભગવત્કૃપાથી તે ભગવાનનાં દુર્લભ દર્શન પામી કૃતાર્થ થાય છે. તેથી તમે તમારા પાપોમાંથી છૂટવા માગતા હો તો જલદી શ્રી જગન્નાથ પુરીમાં જાઓ અને ત્યાં ભગવાન દયામય પુરુષોત્તમનાં દર્શન કરો. તે શંખ, ચક્ર, ગદાધારી જગન્નાથને શરણે જવાથી તમારાં પાપ નાશ પામશે. તમે તે વિભુ ભગવાનને શરણે જાઓ, તે કૃપા સાગર તમારા મનોરથ પૂરા કરશે.'

ભક્ત મહર્ષિનો આ ઉપદેશ સાંભળી બન્ને મિત્રો બહુ હર્ષભર્યા પુરુષોત્તમ ક્ષેત્ર તરફ ગયા. તેઓ મનમાં ને મનમાં ભગવાન વિષ્ણુનું ધ્યાન કરતા, પોતાના પૂર્વ પાપોને માટે અત્યંત શોક કરતા, થોડાજ દિવસોમાં ભગવાનના ધામ પુરીમાં જઈ પહોંચ્યાં. તેઓએ તીર્થરાજ સમુદ્રના જળમાં સ્નાન કીધું અને ભગવાનના મંદિરના ધરે સાષ્ટાંગ પ્રણામ કરી તેઓ ભગવાન તરફ જોવા લાગ્યા. પરંતુ તેઓને ભગવાનની મૂર્તિનું દર્શન થયું નહિ. ભગવત્ મૂર્તિનું દર્શન નહિ થવાથી તેઓને બહુ દુ:ખ થયું અને તેઓ ભગવાનના પાપ નાશક નામનું અત્યંત આર્તભરે કીર્તન કરતા ત્યાં જ પડયા રહ્યા. ત્રીજે દિવસે રાત્રે તેઓને એક જ્યોતિનું દર્શન થયું. ત્યારપછી ત્રણ દિવસ તેઓ નિશ્ચલ ભાવે કીર્તન કરતા ત્યાં જ રહ્યા. સાતમી રાતે તેઓને ભગવાનની મૂર્તિનું દર્શન થયું,

ત્યારપછી દેવતાઓનું સ્તવન સંભળાયું, ત્યારે તેઓ પાપથી છૂટી સાક્ષાત ભગવાનનું દર્શન પામ્યા. તેઓએ જોયું, ભગવાનના હાથોમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ રહી ગયાં છે, ભગવાને દિવ્ય અલંકારો ધર્યા છે. ભગવાનના ચરણોમાં રત્ન જડેલી પાદુકાઓ છે. ખીલેલા કમલ સમાન ભગવાનના નેત્ર છે તેમજ તે પ્રસન્ન મુખ છે, ડાબી કોર ભગવતી લક્ષ્મીજી વિરાજે છે અને તે ભગવાનને પાનની બીડી દઇ રહી છે. અનેક પરિચારિકાઓ વિવિધ રીતે ભગવાનની સેવા કરી રહી છે. દેવતા, સિદ્ધ અને સનકાદિ દિવ્ય મુનિઓ શિર નમાવી અને હાથ જોડી ભગવાનનું સ્તવન કરી રહ્યા છે. ભગવાન મંદમંદ હસતા અને તેમના તરફ કૃપાની નજરથી જોતા તેમને અનુગ્રહીત કરી રહ્યા છે, નારદાદિ મુનિ અને ગંધર્વો સામે બેસી મનોહર સંગીત ગાઈ રહ્યા છે. ભગવાન ભક્તોથી ગવાતા સંગીતમાં મન લગાવી તેઓના પર અત્યંત અનુકંપા વરસાવી રહ્યા છે, પ્રહ્લાદ આદિ ભક્ત શિરોમણી સામે બેસી એમના સ્વરૂપનું એકાગ્ર ભાવથી ધ્યાન કરી રહ્યા છે અને ભગવાન તેમને પોતાનામાં લીન કરતા દેખાય છે. ભગવાનના વક્ષઃ સ્થલ પર રહેલા કૌસ્તુભ મણિમાં સામે બેઠેલા દેવ–ગંધર્વ આદિનું પ્રતિબિંબ પડવાથી જાણે સાક્ષાત્ વિશ્વરૂપ મૂર્તિ પ્રગટ થઇ રહી છે, ભગવાનના મસ્તક પર અખંડ પુષ્પ વૃષ્ટિ થઇ રહી છે. આવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારની દિવ્ય લીલા વિલાસી ભગવાનનું દર્શન કરતાંજ

તે ક્ષણે પુંડરિક અને અંબરીષને બધી વિદ્યા પ્રાપ્ત થઇ. સરસ્વતી જાણે એમની જીભ પર આવી બેઠી. વેદોએ તેઓના હૃદયમાં નિવાસ કર્યો અને તેઓ બે હાથ જોડી ભગવાનને વારંવાર પ્રદિક્ષણા કરી અત્યંત હર્ષ પૂર્વક સાષ્ટાંગ દંડવત કરી વિધ વિધ પ્રકારે ભગવાનનું સ્તવન કરવા લાગ્યા. તે બન્નેયે સ્તુતિ કર્યા બાદ દેવતાઓએ ભગવાનનું સ્તવન તેમજ પૂજન કર્યું. ત્યાર પછી દેવતાઓ ત્યાંથી ચાલ્યા ગયા. ત્યારે પુંડરિક અને અંબરીષની આંખો ઉઘડી અને તેઓએ જ્ઞાન ચક્ષુદ્વારા સ્વપ્ન માફક ભગવાનની દિવ્ય લીલાઓ જોઇ. થોડો વખત તો તેઓ દિવ્ય ભાવમાં ગરક થયા. પછી તેઓએ ફરી ભગવાનનું દિવ્ય દર્શન કર્યું. આ વખતે તેઓએ જોયું :–ભગવાન દિવ્ય સિંહાસન પર વિરાજ્યા છે, તેના શરીરની કાંતિ નીલ મેઘ સમાન છે, બન્ને નેત્રો ખુલ્લા કમળની માફક શોભી રહ્યાં છે. લાલ–લાલ હોઠ, મનોહર નાસિકા અને કાનોમાં દિવ્ય કુંડળ શોભી રહ્યાં છે, ગળામાં વનમાળા, ભુજાઓમાં શંખ, ચક્ર. ગદા, પદ્મ ધારણ કર્યા છે, વિશાળ છાતી છે, ગળામાં મનોહર હાર છે; મસ્તકપર અમૂલ્ય મણિઓનો મુકુટ શોભી રહ્યો છે, વક્ષઃસ્થલમાં શ્રીવત્સનું ચિન્હ અને કૌસ્તુભમણિ અને હાથે દિવ્ય બાજુબંધ ધારણ કર્યા છે. ભગવાનની લાંબી ભુજાઓ છે. તે દીન અને પ્રાણીઓના ઉદ્ધાર માટે સદાય તૈયાર છે. ભગવાને દિવ્ય પીતાંબર પ્હેર્યું છે, કટિદેશમાં સુવર્ણ સૂત્ર

છે, દિવ્ય માલા અને દિવ્ય ગંધથી ભૂષિત, સુવર્ણ પદ્માસનપરે વિરાજ્યા છે. પાસેજ જમણી કોર હલાયુધધારી શ્રીબલદેવજી તથા મધ્યમાં સુભદ્રાદેવીજી વિરાજી રહ્યાં છે. ભગવાનની ડાબી કોર સુદર્શન ચક્ર છે. તેઓએ આવા પ્રકારના ભગવાનનાં દર્શન કર્યાં અને તેમનું સ્તવન કરી તેઓ કૃતાર્થ થયા. ત્યાર બાદ તેઓએ ભગવાન વિષ્ણુના પરમ ભક્ત થઈ નિરંતર નારાયણનો નામ જપ કરતાં કરતાં અંતમા ભગવાનના પરમ ધામને પામ્યા. કોઇ ગમે તેવો પાપી હોય. પૂર્વે કરેલા પાપો માટે પશ્ચાત્તાપ કરે, રોઇ રોઇ પોતાના પાપો પ્રકટ કરે તેમજ ભગવાનને અનન્ય શરણે થાય તો ભગવત્ કૃપાથી તેનાં પાપોનો તુરતજ નાશ થઇ જાય છે અને તે ભગવાનના દુર્લભ દર્શન પામી કૃતાર્થ થાય છે. પુંડરિક અને અંબરીષનો આ ઇતિહાસ આ સિદ્ધાંતનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

---

**નોંધ:**—પશ્ચાતાપ એટલે જીવનનો ફરીથી વિચાર કરવો. જેઓ પોતાની ભૂલ માટે ભગવાન પાસે માફી માગે છે પણ ભૂલ ફરી કરે છે તે સાચો પશ્ચાત્તાપ નથી. આવા પશ્ચાત્તાપને પરિણામે જીવન ફરવા લાગે છે. પાપી પણ ભગવાનનુ અનન્ય શરણ લે તો ભક્ત બની જાય છે કારણકે અનન્ય ભાવમા ભગવાન સિવાય તેના સ્મરણમા બીજુ કોઇ રહેતુ નથી. દ્રૌપદીજી તો મહા સતી હતાં, છતા ચીર હરણની લીલા વખતે પહેલીવાર તેમણે શ્રીકૃષ્ણની મદદ માગી અને સાથે સાથે પોતાના શરીરની પણ રક્ષા કરતા હતા ત્યારે શ્રીકૃષ્ણ તેમની મદદે આવ્યા નહિ પણ જ્યારે તેણે બે હાથ ઊંચા કરી કેવળ ભગવાન ઉપરજ શ્રધ્ધા રાખી પુકાર કર્યો ત્યારે ભગવાન તરત તેમની મદદે આવ્યા.



૨૦

## ભક્ત-દંપતી રાંકા વાંકા.

પરમ ભક્ત રાંકાજીનું નિવાસ સ્થાન પંઢરપૂર હતું. તે અતિ રંક હતો તેથી સૌ કોઇ તેને રાંકા નામથી બોલાવતું. રાંકા બ્રાહ્મણ જાતિનો હોવા છતાં કંગાલ અને અભણ હોવાથી જગત દૃષ્ટિ એને તુચ્છ-હલકો ગણતી, પરંતુ તેના તીવ્ર વૈરાગ્ય અને ભક્તિના પ્રભાવથી તેનું કુટુંબ પરમાત્માનું પરમ પ્રેમ પાત્ર હતું. રાંકાજીની સ્ત્રી પણ પરમ સાધ્વી, પતિવ્રતા અને પ્રભુભક્તિ પરાયણ હતી. વૈરાગ્યમાં તો તે રાંકાથી પણ ચડી જાય તેવી હતી, અહોનિશ પતિ સેવા અને પ્રભુ ભજનમાં ધ્યાન પરાયણ રહેતી. એ બન્ને જણ જંગલમાં જઇ સૂકી લાકડી ભેગી કરી બજારમાં વેચી આવતાં. એમાંથી જે ઉત્પન્ન થાય તેનો ભગવાનને ભોગ ધરાવી, પ્રાપ્ત ભોજનથી સંતુષ્ટ રહેતાં.

રાંકાજીનું આવું દુ:ખ જોઇ પ્રસિદ્ધ ભક્તવર નામદેવને હૃદયમાં લાગી આવતું અને એક વખત તો આ

દંપતીને સુખી કરવા ભગવાનને પ્રાર્થના પણ કરી હતી. ઉત્તરમાં પ્રભુએ કહ્યું–"રાંકા કંઈ પણ લેવા ઇચ્છતો નથી, જો તારે જોવું હોય તો કાલ પ્રાતઃકાલે વનમાં જઈ છાની રીતે તપાસ કરી જોજે." -

રાંકા પોતાની સ્ત્રી સાથે જે રસ્તેથી જંગલમાં જતો હતો તે રસ્તા પર દ્રવ્યની થેલી રાખી ખુદ ભગવાન એક ઠેકાણે છૂપા ઊભા રહ્યા. પ્રાતઃકાલનો સમય છે. રાંકા અને તેની સ્ત્રી હંમેશ મુજબ લાકડાં લેવા જંગલમાં જાય છે. રસ્તામાં ચાલતાં ચાલતાં રાંકાના પગે થેલીની ઠોકર વાગી. રાંકાએ જોયું તો થેલી મ્હોરોથી ભરી છે. રાંકા એનાપર ધૂળ નાંખવા લાગ્યો, એટલામાં પાછળ આવતી એની સ્ત્રીએ આવી જોયું અને કહ્યું–"ધૂળથી શું ઢાંકી રહ્યા છો ?" રાંકાએ સ્પષ્ટ ઉત્તર દીધો નહિ એટલે સ્ત્રીએ ફરી પૂછ્યું. પછી રાંકાએ કહ્યું:–"અહીં એક મહોરોની થેલી પડી છે. મને એમ લાગ્યું કે તું પાછળ આવે છે અને આ દ્રવ્યમાં તારૂં મન લોભાઈ જાય તો આપણા પ્રભુ ભજનમાં–સાધનમાં વિઘ્ન થાય એટલા માટે હું તે પર ધૂળ નાંખી ઢાંકતો હતો." રાંકાનાં વચન સાંભળી પરમ વૈરાગ્યવતી સ્ત્રી હસવા માંડી અને બોલી "નાથ ! સોના અને ધૂળમાં ભેદ શો છે ? તમે ધૂળને ધૂળથી શું કામ ઢાંકો છો ?" પોતાની સ્ત્રીની આ વાત સાંભળી રાંકા પરમ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે "વાંકા, તારો વૈરાગ્ય ખરેખર આબાદ છે. મારી

બુદ્ધિમાં તો સોના અને માટીનો ભેદ ભર્યો છે. તું તો મારાથી આગળ ચડી ગઇ." આવા દૃઢ વૈરાગ્યથી તે સ્રીનું નામ વાંકા પડયું. ભકત વત્સલ ભગવાન સંતાઇ ભકતોની આ વૈરાગ્ય લીલા જોઇ પ્રસન્ન-પરમ આનંદિત થઇ ગયા. નામદેવજી તો રાંકા વાંકાનો આવો પ્રખર વૈરાગ્ય જોઇ પોતાને તુચ્છ માનવા લાગ્યા અને ભગવાનને કહ્યું "પ્રભુ! જેના ઉપર તારી કૃપા દૃષ્ટિ થાય છે તેનું મન ત્રિભુવનનાં રાજ્ય પર પણ મોહ પામતું નથી. તેને તારા સિવાય કંઇ પણ જોતું નથી. ખરેખર જેને અમૃત સ્વાદ મલ્યો તે ગંધાતા ગોળ તરફ કેમ દૃષ્ટિપાત કરે"? ભકતવત્સલ ભગવાને તે દિવસે રાંકા વાંકાના કાજે જંગલમાંથી સૂકી. લાકડીઓ ભેગી કરી બાંધી મૂકી રાખી હતી. રાંકા વાંકાએ જાણ્યું કે કોઇ બીજાએ પોતાના માટે લાકડીનો ભારો બાંધી મૂકયો છે. પરાયી ચીજને અડવું પણ નહિ એટલે. તેણે તો તે તરફ જોયું પણ નહિ અને જંગલમાં સૂકી. લાકડીઓ વિશેષ ન મળી એટલે બન્ને ખાલી હાથે પાછાં ઘેર આવ્યાં. તે દિવસે દંપતીને ઉપવાસ કરવો પડયો. કેવો આદર્શ વૈરાગ્ય! કેવી પરમ પ્રભુની ભકિત! અંતમાં પ્રભુએ દયા કરી દંપતીને દેવદુર્લભ દર્શન દીધાં અને પોતાનાં કરી પોતાનામાં સમાવ્યા.

**નોંધઃ**-ભકતો ગરિબાઇમાં પણ પ્રભુને ભૂલાવે તેવો પૈસો સંગ્રહ કરતા નથી. હાલના કાળમા પૈસા માટે અનેક જતની સાચી ખોટી પ્રવૃત્તિઓ કરવાવાળાઓને માટે આ ચરિત્ર યાદ રાખવા જેવું છે.



## ૨૧
## ભક્ત ગંગાધરદાસ

રાજા પ્રતાપરૂદ્રના સમયમાં જગદીશ ક્ષેત્રમાં ગોવિંદપુર નામે એક મોટું તીર્થસ્થલ હતું. તે ગોવિંદપુરમાં આપણા ચરિત નાયક પરમ પૂજ્ય ભક્ત શ્રી ગંગાધરદાસનું નિવાસ સ્થાન હતું. એની સ્ત્રીનું નામ શ્રીયાજી હતું. તે પરમ સતી સાધ્વી સ્વામીને બહુ પ્રિય હતી. પરંતુ એને કાંઇ સંતાન ન હતું. તેઓ જાતિના વણિક હતા. સંતાન ન હોવા છતાં તેઓ તે માટે દિલગીર થતા નહિ. ભક્ત ગંગાધરજી સાધારણ પરચુરણ વ્યાપાર કરી જીવન નિર્વાહ ચલાવતા અને પોતાની ધર્મ પત્ની શ્રીયાજી સંગાથે ભગવદ ભજનમાં જ પોતાનું જીવન ગાળતા. સંત સેવા કરતા બહુ દિવસો વીતી ગયા, વૃદ્ધાવસ્થા આવી પહોંચી.

એક દિવસે ગામના માણસોના ટોણાથી સાધ્વી સ્ત્રીને બહુ લાગી આવ્યું. એણે પોતાના પતિને કહ્યું ' ગામની સ્ત્રીઓ મને જ્યાં ત્યાં ટોણા મારે છે અને અપશુકની, વાંઝણી, એનું મોં ન જોવું જોઇએ એમ કહ્યા કરે છે. કોઇ તો મારૂં મોં પણ જોતી નથી કોઇ મારી નજરે

પડે છે પણ બોલતી નથી અને કોઇ તો બહુ ગુસ્સામાં આવી બોલે છે કે આજ આનું મોઢું જોયું છે તો કોણ જાણે શું અમંગળ કે અશુભ થશે. આપણા ભાગ્યમાં તો સંતાન જ છે નહિ, ઇચ્છીએ તોપણ કયાંથી મળે ? હા ! એમ થઇ શકે છે કે આપણે કોઇ બ્રાહ્મણ બાળકને જનોઇ દેવરાવી પરણાવી દીઓ અથવા કોઇ ગરીબ કુળનો છોકરો વેચાતો લઇ એને પુત્ર તરીખે પાળીએ. '

. પત્નીના આવાં શોકજનક વચનો સાંભળી ગંગાધરજીએ એને આશ્વાસન આપી કહ્યું કે ' આજ હું જરૂર એક છોકરો લઇ આવીશ, તું એને પુત્ર તરીખે પાળજે. ' આમ કહી તે કંઈ રૂપીઆ લઇ જ્યાં દેવ પ્રતિમા બનતી હતી ત્યાં ગયા. કંઇ કિંમત આપી તે શ્રીકૃષ્ણની સર્વ લક્ષણ સંપન્ન પ્રતિમા ખરીદી ઘેર આવ્યા અને પોતાની સ્ત્રી શ્રીયાજીને તે મૂર્તિ આપતાં કહ્યું કે ' આની સારી રીતે સેવા ચાકરી કરજે. આથી આ લોકમાં મેણામાંથી છુટાશે તેમજ પરલોકમાં ભવ બંધનથી છૂટી મુક્તિ મળશે. ' આ કૃષ્ણમાં યશોદા માતાએ પુત્ર ભાવ રાખી પોતાનો ઉદ્ધાર કર્યો હતો, બ્રહ્માદિ દેવતા પણ આનું ભજન કરે છે, આ પ્રભુ સિવાય જીવનો ઉદ્ધાર કરનાર બીજો કોઇ નથી. તારી બધી કામનાઓ પૂર્ણ કરનારા આ શ્રીકૃષ્ણજ છે. '

પતિદેવની આજ્ઞા માની શ્રીયા ભગવાન શ્રીકૃષ્ણના સ્વરૂપને સ્નાન કરાવી, એને સિંહાસન પર પધરાવી ઉત્તમ

ભોજન સામગ્રીનો ભોગ ધરાવે છે, તે મનમા ને મનમાં વિચાર કરે છે કે બહુ દિવસે અમને પુત્ર મળ્યો છે. અમે તેને જોઇ પ્રસન્ન રહીશું અને જીવન આનંદથી વીતાવીશું, મરણ બાદ પણ એની કૃપાથી અમને મુક્તિ મળશે, તે એવામાં બહુજ આનંદ માણતી. માતા પોતાના બચ્ચાના લાડ-કોડ પૂરવામાં ઓછી ઓછી થઇ જાય છે તેમજ આ શ્રીકૃષ્ણના બાલ સ્વરૂપ-પુત્રના પ્યારા-લાડ કોડમાં શ્રીયાનો ઉમંગ નિત્ય વધતો જતો હતો. તે તેલ-ફુલેલ કુમકુમ વિગેરે લગાવી મંજન સ્નાન કરાવતી, કપૂર ચંદન લગાવી પોતાના પ્રિય પુત્રને નવા નવા ભિન્ન ભિન્ન અલંકારોથી શણગારતી, ટુંકામાં માતા પોતાના લાડકા બાળકની જેમ સેવા કરે છે તેવીજ રીતે શ્રીયાજી આ પોતાના પ્રિયતમ શિશુ શ્રીકૃષ્ણની સેવા કરતી.

કબહુ ઉછંગ કબહુ વર પલના.
માતુ દુલારે કહિ પ્રિય લલના
લૈ ઉછંગ કબહુક હલરાવે,
કબહુ પાલને ઘાલિ ઝુલાવે
પ્રેમ મગન કૌશલ્યા નિશદિન જાત ન જાન,
સુત સ્નેહ વશ માતા બાલ ચરિત કર ગાન.

આવી સ્થિતિ ભકિતમતી શ્રીયાજીની થઇ રહી. કંઇ દ્રવ્ય પ્રાપ્ત થતું તે પ્રથમ પુત્રને નિવેદન કરતી, ત્યાર પછી ભકત દંપતી ભોજન કરતાં. અર્પણ કર્યા વિના

પાણીને પણ અડતા નહિ તો પછી પીવાની તો વાત શી ? ભક્ત ગંગાધરજીનું પુત્ર પરનું હેત શ્રીયાજી કરતાં કોઇ પ્રકારે ઉતરતું ન હોતું. બચ્ચાંને ગમતી જે વસ્તુ ગામમાં વેચાતી અને પરાણે મા બાપ પાસે લેવરાવતા તે વસ્તુ ગંગાધર પોતે ખરીદી લાવતા અને વત્સ શ્રીકૃષ્ણને ભોગ ધરાવતા. બજારમાંથી મીઠા પદાર્થ, નવી નવી મિઠાઇઓ લાવી પુત્ર આગળ ધરતા.

માતા બાળકને નિરંતર ગોદમાં રાખતી, એક ક્ષણ પણ વેગળો રાખવા ઇચ્છતી નહિ, પુત્રને માટે રસોઇ બનાવતી વખતે પણ તેનું ચિત્ત પુત્રમાં જ લાગ્યું રહેતું. ઘડીએ ઘડીએ રસોઇ છોડી પુત્રને જોવા દોડી અાવતી અને જોઇ રાજી થતી, ફરી જતી અને ફરી આવતી કોઇ કોઇ વખતે આવી ગોદમાં જોરથી દાબી કહેતી કે "હું મહા કમનસીબ છું, તને એકલો છોડી ચાલી જાઉં છું" આમ કહી માતા શ્રી કૃષ્ણનું મુખ ચુમ્બતી, એનું માથું સૂંઘતી. પુત્ર સ્નેહ વિના કોઇપણ સાંસારિક પદાર્થમાં દંપતીનું ચિત્ત ભૂલ્યે ચૂકયે પણ જતું નહિ. પુત્ર પર પિતાનો ભાવ માતાથી પણ વધુ હતો. આવી રીતે વાત્સલ્ય ભાવમાં દંપતીના અનેક દિવસો વીત્યા. એક દિવસ ગંગાધરજીએ પોતાની સ્ત્રીને કહ્યું-"-હું બજારે હટાણું કરવા જાઉં છું, મારા કૃષ્ણની સંભાળ રાખજે એની સેવાનો બધો ભાર તારા પર છે. એક ક્ષણ પણ એને છોડી કયાંય જઇશ મા." આમ કહી એણે પુત્રને

પણ વાત્સલ્ય ભર્યાં સ્નેહ વચનો કહ્યાં અને એના ચરણે ચિત્ત રાખી તે વ્યાપાર અર્થે બહાર ગયા. થોડાજ દિવસ ગયા ત્યાં પુત્ર વિયોગથી એનું ચિત્ત વ્યાકુલ બન્યું, એને એક ક્ષણ કલ્પ સમાન અસહ્ય થવા માંડી. એના વિયોગથી એનું મન બહુ ઉદાસ રહેતું. તુરત તે ગોવિંદપુરમાં ન મળે તેવાં થોડાં ફળ, મિષ્ટાન, પકવાન, ખરીદી ઘેર જવા નિકળ્યા. પુત્ર દર્શનની ઉત્કંઠામાં વૃદ્ધ ગંગાધરદાસ ઉતાવળા ઉતાવળા ઘેર આવતા હતા. એના મનમાં અનેક મનોરથ ઊઠતા હતા. ઘેર જઇ પુત્રનું દર્શન કરીશ, એને આ પદાર્થ એક પછી એક ધરીશ. ઘડીક ગોદમાં લઇ ચુમ્બીશ, ઘડીક એના પર સર્વસ્વ ન્યોછાવર કરીશ, રાઇ મીઠું ઉતારીશ, મિષ્ટાન મારે હાથે ધરાવીશ, વારંવાર એના પર વારી જઇશ, આવી રીતે વાત્સલ્ય ભાવમાં મગ્ન બનેલા ગંગાધર રસ્તામાં ચાલ્યા જતા હતા. ગામમાં દાખલ થતાં જ એકાએક ઠોકર વાગતાં પગ લથડયા અને પોતે જમીનપર જઇ પડયા, ત્યાંજ તેજ ક્ષણે શરીર પિંજરમાંથી પ્રાણ પંખેરૂ ઊડી ગયું. પ્રાણ નિકળતી વખતે વિરહાગ્નિ એના હૃદયમાં સળગી રહ્યો હતો, એકાએક એના મુખમાંથી આ શબ્દો નિકળી ગયાઃ—"હા ! બેટા ! કૃષ્ણ ! હું તને જોઇ ન શકયો, હું બહુજ પાપી છું." કૃષ્ણ કૃષ્ણ કહેતાં એનું શરીર છૂટી ગયું. ગામનાં માણસોએ શ્રી શ્રીયાજીને ખબર આપ્યા. સતી તે વખતે પુત્રને માટે ભોજન બનાવતી હતી, પતિના શોક સમાચાર

સાંભળી ભયભીત બની શોકાતુર થઇ તે પુત્રની પાસે જઈ પહોંચી અને મોટા સ્વરે કહેવા લાગી "અરે ! મારા કૃષ્ણ ! અરે ! મારા કૃષ્ણ ! તું તો અરક્ષિતનો ભાઈ છે, ગરીબોનો મિત્ર છે, બંસીધર છે, જગતને તું મોહ પમાડનાર છે, અરે ! તારા પિતા રસ્તામાં મરી ગયા, હું શું કરૂં ? અરે પુત્ર ! તને પૂછું છું, તું મને બતાવ, હું શું કરૂં? 'ચક્રધર, વિશ્વંભર-વૈકુંઠ નિવાસ અંતર્યામી, સર્વના હૃદયમાં વસનાર, સર્વની ઇચ્છાને જાણવાવાળા, ભાવ સમજનારા, સ્વતંત્ર હોવા છતાં ભક્તને આધીન રહેનારા, ભક્ત-વત્સલ ભગવાન માતાના વચન સાંભળી એની ભક્તિને વશ થઇ એના પુત્ર ભાવને પૂર્ણ કરતા કહેવા લાગ્યા :-'માતા ! તમે નિશ્ચિંત થાઓ, શું કામ ચિંતા કરો છો? મારા પિતા મર્યા નથી. તે થાકયા પાકયા પત્થર પર રસ્તામાં સૂતા છે, તમે જઇ તેને ઉઠાડો અને કહેજો કે પુત્રને એકલો છોડી અહીં કેમ પડયા છો ? ચાલો પુત્ર બોલાવે છે.'

પુત્રનાં વચન સાંભળતાં જ તે પતિની પાસે ગઇ, જુએ છે તો એના શરીરમાં પ્રાણ નથી, છતાં કૃષ્ણની આજ્ઞાનુસાર એના મસ્તક પર હાથ રાખી કહેવા લાગી-'પ્રાણનાથ ! હું પુત્રને એકલો છોડી અહીં આવી છું, મારી સાથે કોઇ નથી, હવે તરત ચાલો, આપણને તો પુત્ર સેવા જ સર્વસ્વ છે.'

આ સાંભળતાં જ તે ઊઠીને બેઠા થયા, જાણે કોઇ સૂતેલો જાગી ઊઠયો હોય. ઊઠીને આંખ ચોળતા ચોળતા

બોલ્યા "કેમ તમે અહીં આવ્યાં ? અરે ! મારા બાલકૃષ્ણ ક્યાં છે? તેને એકલો છોડી કેમ આવ્યાં ?" તેણીએ અનેલી સર્વ વિગત કહી. તરતજ દંપતી 'કૃષ્ણ' 'કૃષ્ણ'નું સ્મરણ કરતાં પુત્રની પાસે આવ્યાં. ગંગાધરે પ્રથમ તો પોતે લાવેલ ફળ અને મિષ્ટાન પુત્રને અર્પણ કર્યાં, પુત્રના દર્શન કરતાં તેઓનો આનંદ સમાતો નહોતો. તે દંપતી અતિશય આનંદમાં દેહનું ભાન ભૂલી પુત્રને ખોળામાં લઇ તેનું સુખ ચુમ્બવા લાગ્યા. ભક્ત દંપતી એક પછી એક ગોદમાં લેતાં વારંવાર હૃદય સરસા ચાંપવા લાગ્યાં, પ્યાર કરતાં હૃદયથી દૂર ન કરતાં, હવે તેઓ બન્ને પુત્રની અગાઉ કરતાં હજારગણી વધારે સેવા કરવા લાગ્યાં. રાત્રે સૂવાનો સમય થતો ત્યારે વ્હાલ ઘેલા થઇ ભકત ગંગાધર કહેવા લાગતા–'હે મારા લાલ ! તારો વિયોગ મારાથી સહન થતો નથી. પેટની જવાલા એવી પ્રબલ છે કે એને આહુતિ દીધા વિના કામ ચાલતું નથી. તેટલા માટે બજારમાં જઈને વ્યાપાર કરવોજ પડે છે.'

પિતાનાં વચન સાંભળી અંતર્યામી ભગવાન હસતાં હસતાં કહેવા લાગ્યા–' પિતાજી ! તમે ચિંતા નહિ કરો. મારા જેવો પુત્ર છે તો તમને શાનો ભય ? તમારી જે કામના છે તે પૂરી થશે, તમારૂં ઘર ધન–ધાન્યથી ભરાઇ જશે એમાં કાંઈ શંકા નથી. '

દિવ્ય સ્વરૂપે સાક્ષાત પ્રગટ થઇ આ પ્રકારે કહી ફરી ભગવાન અંતર્ધાન થઇ ગયા. ઘર ધન ધાન્યથી

પૂર્ણ ભરાઇ ગયું પણ ભગવાન ચાલ્યા ગયા, સિંહાસન ખાલી પડી રહ્યું. સાચું કહ્યું છે કેઃ—

જહાં કામ તહાં રામ નહિ, જહાં રામ નહિ કામ

સિંહાસન ખાલી જોતાં દંપતીના હોંશ ઊડી ગયા. તેઓ પૃથ્વી પર જઇ પડયા. પોતાને હતભાગ્ય માની બહુ આક્રન્દ કરવા લાગ્યા. તે દશામાં પુત્રનું સ્મરણ કરતાં કરતાં કહેવા લાગ્યાઃ-"હાય! મારા લોભને લીધે કૃષ્ણે અમારો ત્યાગ કર્યો. અરે! મારા લાલ! અમે સર્વ અજ્ઞાની છીએ. અમારામાં જ્ઞાન નથી. તેથી અમારાથી ભૂલ થઇ પરંતુ પ્યારા લાલ! તેં કેમ ભૂલ કરી? તું ગયો તોપણ હરકત નહિ પણ અમને સાથે કેમ ન લઈ ગયો? લાલ! તારા વિયોગમાં આ પાપી પ્રાણી જીવી શું કરશે?" આવી રીતે કરૂણાભર્યા વિલાપ કરતાં અને શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણ, કહેતાં કહેતાં ગંગાધરે શરીર છોડી દીધું સત્ય પ્રેમનો જય, ભકત ગંગાધરનો જય.

પતિએ શરીર છોડી દીધું એ જોઇ પ્રિયાએ તેનું શરીર ખોળામાં લઇ, પોતાના પુત્રનું સ્મરણ કરતી વિચારવા લાગી કે "હું પણ આ ક્ષણભંગુર દેહ રાખી

પતિને ખોળામાં લઈ કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચાર કરતી પોતે સતી થઇ. શ્રી લક્ષ્મીજી સહિત શ્રીમન્નારાયણ ભગવાન વિમાન પર બેસી તે જગ્યાએ આવી પહોંચ્યા. અગ્નિમાંથી દંપતી નિકળી દિવ્ય દેહે તે વિમાન પર ચડી વૈકુંઠમાં ગયાં.

લોકોને કેવળ એજ દેખાણું કે વિજળી જેવો પ્રકાશ આકાશમાં વ્યાપ્યો. થોડી ક્ષણ બાદ તે પ્રકાશ અદ્રશ્ય થઇ ગયો. સૌ કોઇ ધન્ય ધન્ય કહી પોકારવા લાગ્યા. ધન્ય ધન્ય ધન્ય, જય જય જય, ભકત-માલાકાર કથા સમાપ્ત કરતાં કહે છે કે "વિશ્વાસ મુખ્ય છે, વિના વિશ્વાસ કંઇ કે કોઇ ફલીભુત થતું નથી."

---

**નોંધ** :—શ્રી જશોદાજીના જીવન ચરિત્રમાં પણ આના જેવો પ્રસંગ બનેલો છે. જ્યારે જશોદાજી દહીં વલોવીને છાશ કરતાં હતાં ત્યારે શ્રીકૃષ્ણ રમતા રમતા તેમની પાસે આવ્યા અને માને કહ્યું કે "મારે ધાવવું છે" ભગવાનને આપણું કામ પડે ત્યારે આપણે બીજું કામ છોડી દેવું જોઇએ. એ સિદ્ધાંત પ્રમાણે જશોદાજી છાશનું કામ મૂકી શ્રીકૃષ્ણને ધવરાવવા બેઠા એટલામાં ચૂલા ઉપર ગરમ કરવા મૂકેલું દૂધ ઉભરાવા માંડ્યું. તેની ગંધ જશોદાજીને આવતાં શ્રીકૃષ્ણને બાજુએ મૂકી દૂધની સંભાળ લેવા ગયાં, તેણે તે વખતે ભગવાન કરતાં દૂધની કિંમત વધારે માની તેથી શ્રીકૃષ્ણે તેના દૂધ દહીના વાસણ અને છાશની ગોળી વિગેરે ફોડી નાખ્યાં.

બધે વખતે ભગવાનને આગળ રાખવા જોઇએ એ વાત સમજવા માટે ભગવાન આવા ચરિત્ર કરી બતાવે છે. મહાભારતના યુદ્ધ વખતે અર્જુને ભગવાનને આગળ રાખી યુદ્ધ કર્યું હતું તેથી તેનો જય થયો હતો. આપણે પણ સંસારના દરેક કામ શ્રદ્ધાથી ભગાવાનને આગળ રાખી કરીએ તો બરાબર થાય છે અને જ્યારે કોઇ જગ્યાએ અહંકાર ઉત્પન્ન થયો અને ભગવાનનું વિસ્મરણ થયું તો જીવન બગડવા લાગે છે.



## ૨૨

## ભક્ત ધનુર્દાસ



ભક્તિ માર્ગના સુગમ અને સુલભ સાધનોમાંથી થોડા એવા છે કે જેના દ્વારા ઇન્દ્રિયજન્ય વિષયોમા આસક્ત તેમજ ભગવદ્વિમુખ વ્યક્તિ પણ સહજમાં ભગવદ્-ભક્ત થઈ જઇ શકે છે. ગાયન સાંભળવા, વિચિત્ર કથા કહેવી-સાંભળવી, તેમજ સુંદર રૂપ જોવું, એ બધા ઇન્દ્રિયજન્ય વિષય છે. તેના તરફ વહતી ચિત્તની વૃત્તિઓને ભગવાનની તરફ ફેરવી શકાય છે. કોઇ કોઇ સ્થળે વિષય લોલુપતાવાળા કેટલાક લોકો કુદરતી રીતે એકાએક ભગવદ્કૃપાના પ્રભાવથી ભગવદ્-ભકત થયેલા જોવામાં આવે છે અને કોઇ કોઇ ઠેકાણે ઘણાખરા મહાત્માઓ તથા સંતોના પ્રસાદ અને તેમની કૃપાથી ભકત બનેલા હોય છે. આવા અનેક દ્દષ્ટાંતો પુરાણમાં તેમજ આદિ ભકતમાળ અને ભગવદ્-ભકતોના ચરિત્ર ગ્રંથોમાં મળી

---

લેખક;—નદીયૈકશેષ યશોદાનન્દન અખૌરી.

આવે છે. શ્રી સંપ્રદાયના પ્રધાન પ્રવર્તક ભગવાન શ્રી રામાનુજાચાર્યજીના જીવનમાં પણ આવી કઈ ઘટનાઓના ઉદાહરણ મળે છે. તેમાંથી એકનો ઉલ્લેખ અહીં રજુ કરું છું.

મદ્રાસ પ્રાંતના ત્રિચિનાપલ્લી નામના નગરની પાસે ઉરયૂર નામનું એક ગામ હતું. એનું પ્રાચીન નામ નિચુલાપુરી હતું, તે વૈષ્ણવોનું એક પવિત્ર સ્થળ છે. અહીં કોઇ હજાર વર્ષ અગાઉ ધનુર્દાસ નામનો એક પ્રસિદ્ધ પહેલવાન રહેતો હતો, તેની હાક સર્વત્ર જામી હતી, તેને એક પરમ સુંદર સ્ત્રી હતી. તે પહેલાં તો વેશ્યા હતી પણ પાછળથી તે ધનુર્દાસની પ્રિયતમા બની ઘરમાંજ રહેવા લાગી. ધનુર્દાસ પોતાની તે પ્રિયાના રૂપ-માધુર્ય અને સૌંદર્ય પર મુગ્ધ બની ગયો હતો. તે એટલે સુધી કે જ્યાં તે જતો હતો ત્યાં તે પોતાની પ્રિયાને અવશ્ય સાથે લઈ જતો હતો. સાથે સાથે નિયમ વિરૂદ્ધ જ્યાં બેસતો ત્યાં સ્ત્રીને પોતાની સામે બેસાડી એકી નજરે તેનું રૂપ નિહાળ્યા કરતો હતો. રસ્તામાં ચાલતાં ગાડી પર હોય અગર પગે ચાલતો હોય, ત્યારે સ્ત્રીને સન્મુખ રાખી પોતે પોતાની પીઠ આગળ રાખી જોતો ચાલતો હતો, તેનું એવું કાર્ય જોનારાઓને એક રીતે અજાયબ ભરેલું લાગતું હતું.

દક્ષિણમાં શ્રીરંગક્ષેત્ર નામનું પ્રધાન તીર્થ છે. આ શ્રી રંગમ્ નામથી પ્રસિદ્ધ છે. ત્રિચીનાપલ્લીની પાસેજ છે.

અહીં પ્રસિદ્ધ અર્ચાવતાર ભગવાન શ્રીરંગનાથજીનું મંદિર છે. અહીંઆ વર્ષમાં અનેકવાર ભગવાનનો મહોત્સવ બહુ ધામધૂમથી થાય છે. ઉત્સવમાં આસપાસનાજ નહિ પણ દૂર દૂરના દર્શનાર્થી યાત્રાળુઓની ભીડ જામે છે.એકવાર એવું બન્યું કે શ્રી રંગનાથ ભગવાનનો વાસન્તી મહોત્સવ ચાલુ હતો. ઉત્સવને શરૂ થયા કંઇ દિવસો વીતી ગયા હતા. હજુ થોડા દિવસ બાકી હતા. ધનુર્દાસની પ્રિયાની ઇચ્છા ભગવાનનો આ ઉત્સવ જોવાની થઇ. તેણીએ ધનુર્દાસને પોતાના મનની અભિલાષા જણાવી. પછી શું બાકી? વાતવાતમાં નિચુલાપુરીથી શ્રીરંગધામ જવાની તૈયારી થઇ ગઇ. બન્ને પોતાના નોકર ચાકરો સાથે લઇ શ્રીરંગજીમાં જઇ પહોંચ્યા. ત્યાં જઇ ભગવાનના દર્શનાર્થ નિકળ્યા. દિવસના દશ વાગ્યાનો વખત હતો. ધનુર્દાસ પોતાની પત્નીને સામે કરી સામે પગે ચાલતો હતો. ગરમીના. દિવસો હતા. ધનુર્દાસ પોતાના હાથમાં છત્રી રાખી પોતાની પ્રેયસીને સખ્ત તડકામાંથી બચાવવાની ધૂનમાં હતો. દક્ષિણમાં વિશેષ ગરમી પડે છે અને તેમાં વળી ગરમીના દિવસો ઉપરાંત ઊગતા સૂર્યની ગરમી તેમજ માણસોની ભીડની ગરમી હતી. આવી સખ્ત ગરમીમાં અને લાખો માણસની ગીરદીમાં પોતાનું શરીર સંભાળવું એ કંઇ સ્હેલ વાત નહોતી. આવા સખ્ત તાપમાં ધનુર્દાસ પોનાની પ્રેયસીના પ્રેમ અને રૂપને જોવામાં મસ્ત મધુકર માફક ગાંડો બની હાથમાં છત્રી

લઇ પીઠ આગળ કરી ચાલતો હતો. પાછળ ઊંચુ છે કે નીચું તેનો પણ એને ખ્યાલ નહોતો. પોતે પરસેવાથી રેબઝેબ થઇ ગયો હતો. શરીરનું પણ ભાન નહતું. આ મહોત્સવના અવસરે શ્રી રામાનુજાચાર્ય સ્વામીજી શ્રીરંગધામમાંજ રહેતા હતા. પોતાના કેટલાક અંતરંગ શિષ્યો સાથે તે પણ એક બીજી ભીડમાં મંદિર તરફ જતા હતા. ધનુર્દાસના આ વિચિત્ર કાર્ય તરફ કેટલાય. જોનારાઓની નજર પડતી હતી. તેમજ તેઓ આ જોવામાં મશગૂલ હતા. તેઓને માટે આ કાંઇ નવું નહોતું. જેથી બધા આ જોઇ નીચી નજર કરી .પોતાના રસ્તે ચાલ્યા જતા હતા. પરંતુ રામાનુજ સ્વામીજીને માટે આ દશ્ય. એકદમ નવું હતું. એમની દષ્ટિ પડતાંજ તેણે પોતાના એક શિષ્યને પૂછયું:– આવો નિર્લજ આ કોણ છે !

શિષ્યે કહ્યું:—'આ નિચુલાપુરીનો રહીશ ધનુર્દાસ નામનો જાણીતો પહેલવાન છે અને બીજી તેની સ્ત્રી છે. એનું નામ હેમામ્બા છે. પહેલાં તો તે વેશ્યા હતી પરંતુ ધર્મદાસે તેને .પોતાની પત્ની બનાવી છે.' શિષ્યની વાત સાંભળી શ્રી સ્વામીજીએ મનમાં ને મનમાં કંઇ પ્રસન્ન થતાં તે શિષ્યને કહ્યું:–'તેને સાંજે મારી પાસે મઠમાં બોલાવી લાવજે. બની શકે તો હમણાંજ એને કહી આવ. જેથી તે વખત સર આવવા તૈયાર રહે.' બસ કહેવાનીજ વાર હતી. શિષ્ય ધનુર્દાસની પાસે આ આજ્ઞા કહી સંભળાવવા દોડયો અને ત્યાં જઇ એને શ્રી સ્વામીજીનો

સંદેશ કહી દીધો. ધનુર્દાસ સાંભળતાંજ ડરી ગયો, એકદમ ફિક્કો પડી ગયો, તે પોતાના મનમાં સમજી ગયો, શ્રી આચાર્યસ્વામી આ મારી નિર્લજ્જતા જોઇ બહુ નારાજ થયા હશે, બનવા જોગ છે કે તેણે અમને ઠપકો દેવા માટેજ મઠમાં બોલાવ્યા હશે, જરૂર તે નાખુશ થાય તેવી વાત હતી. જ્યાં ભગવાનનો મહા ઉત્સવ થઇ રહ્યો છે, દેશ-દેશમાંથી લાખોની સંખ્યામાં લોકો ભગવાનના દર્શનાર્થે શ્રદ્ધા પૂર્વક આવી રહ્યા છે, બધાના ભાવ પવિત્ર છે. સૌ કોઇ પોતાના ખરાબ ભાવ છોડી અહીં આવ્યા છે. આ ભીડમાં મારાથી બીજા વધારે વિષયી અને પાપી પણ હશે પણ તેઓ પણ આ પ્રસંગે પોતાની સર્વ અશુભ ભાવના છોડી અહીં શુદ્ધ થઇ ભગવાનના દર્શનના અભિલાષે તન્મય થઇ રહ્યા છે. આ અસંખ્ય લોકમાં હું એકજ એવો છું કે જે સ્રીના સૌંદર્યમાં અહીં પણ દિવાનો બની રહ્યો છું. ધિક્કાર છે, આ મારી વિષય લોલુપતા અને નિર્લજ્જતાને.' ધનુર્દાસ આ બધી વાતો વિચારી રહ્યો હતો. મનમાં કહેવા લાગ્યો :-જઇશ તો બહુ જ સાંભળવું પડશે અને ન જાઉં તો શ્રી આચાર્ય સ્વામીની અવજ્ઞા થશે. છેવટે એણે જવાનો જ નિશ્ચય કર્યો અને પછી શિષ્યને કહ્યું :-'બહુ સારૂં મહારાજ ! હું પ્રસાદ લઇ શ્રી ચરણોની સેવામાં હાજર થઇશ. તમે શ્રી સ્વામીજી મહારાજને કહેજો.' શિષ્યે આવી શ્રી રામાનુજ મહારાજને બધી વાત કહી.

શ્રી રામાનુજ સ્વામી મંદિરમાં ગયા અને આરતીને વખતે તેણે ભગવાનને કરૂણાપૂર્વક પ્રાર્થના કરી :— "ભગવાન ! દયામય ! એક આપથી વિમુખ જીવને આપના સૌંદર્યનો સાક્ષાત્કાર કરાવો." આરતી થઇ રહ્યા બાદ શ્રીરામાનુજ સ્વામી પોતાના મઠમાં આવ્યા. ભોજન લીધા બાદ પોતાના કહ્યા પ્રમાણે બરાબર વખતસર ધનુર્દાસ મઠમાં પહોંચી ગયો. શ્રીરામાનુજ સ્વામીને ખબર આપવામાં આવી. તેણે કહ્યું 'ઠીક મારી પાસે તેને બોલાવી લાવ.' જે માણસને બોલાવવા કહ્યું હતું તેણે નિવેદન કર્યું 'સ્વામિન ! તે મઠની અંદર કેમ આવી શકશે ? પહેલવાન તો બહુ હલકી જાતિનાજ હોય છે.' શ્રીસ્વામીજીએ કહ્યું–'એમાં શંકા–સમાધાન કરવાનું કામ નથી, હું જેમ કહું છું તેમ કરો.' ધનુર્દાસે ત્યાં જઇ સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કંઇ છેટે હાથ જોડી નીચી નજર કરી તે ઊભો રહ્યો. તેનું આવું આચરણ જોઇ શ્રીરામાનુજ સ્વામીજીએ બહુ સ્નેહ પૂર્વક કહ્યું, 'કેમ ! હાથ જોડી ઊભો છે ? આવ, મારી પાસે બેસ, તને કંઇક પૂછવું છે, ડર નહિ, મારે તને કંઇ દંડ થોડો દેવો છે ?' શ્રીસ્વામીજીની આવી સ્નેહ ભરી વાતચિત સાંભળી ધનુર્દાસને ટાઢક વળી. હિંમત કરી જરા ખસી પાસે જઇ બેઠો. શ્રીસ્વામીજીએ કહ્યું–'ભાઇ જરા એતો કહો–તે સ્ત્રીને સાથે રાખીને અહીં આ બધી નિર્લજ્જતા અને આવી દુષ્ટ રીતે રસ્તામાં આટલી બધી ભીડમાં ચાલવાનું શું કારણ ! સાચું કહે. છુપાવીશ નહિ.'

ધનુર્દાસને વિશેષ હિંમત આવી. તે સંકોચ વિનાનો થઇ બોલ્યો–'મહારાજ ! તેની સુંદરતાપર મારૂં મન મુગ્ધ રહે છે, મારા મનમાં કંઇ વિશેષ કામ વાસના નથી. એમ તો તે હવે સ્ત્રીને સ્થાને છે જ, પરંતુ મારો એની સાથેનો સંબંધ કામના માટે નથી, ફકત તેની અતિ સુંદરતાના અંગેજ છે. એનું સુંદર મુખ અને એની આંખો જોયા વગર હું બેચેન બની જાઉં છું, બસ આજ સાચી વાત છે. મહારાજ ! જે કરવું હોય તે કરો, પરંતુ એનો સાથ ન છોડાવજો.' શ્રીસ્વામીજીએ કહ્યું:—એમ નહિ થાય. હું તને તેને બિલકુલ છોડવાનું કહેતો નથી. તે પત્ની માફક તારી સાથે ભલે રહે પણ તું જે એની સુંદરતાપર આટલો લટ્ટુ બની ગયો છે તે ન થવું જોઇએ; અગર હું તને તેનાથી પણ અધિક વિશેષ સુંદર મુખ દેખાડું તો તું મારી વાત માનવાનું મંજુર કરે છે ? ધનુર્દાસે કહ્યું—'શું કામ નહિ ? તેનાથી સુંદર મુખડું કદી જોવાનું મળે તો હું તેનો એકદમ ત્યાગ કરવા તૈયાર છું' શ્રીસ્વામીજીએ કહ્યુ–'હું તને તેનો પૂર્ણ ત્યાગ કરવાનું કહેતો નથી, એમ કરવાથી સારૂં નહિ થાય, કારણ તે વેશ્યાવૃત્તિ છોડી હવે તારી સ્ત્રી થઇ છે. આ એક પ્રકારે તેનો સુધારોજ થયો છે. હવે તું તેને છોડી દઇશ તો તે ફરી વેશ્યા વૃત્તિ કરવા લાગશે, તો તે સારૂં નહિ. હું ઇચ્છું છું, તે સ્રી રૂપે તારે ત્યાજ રહે એમાં કાંઇ વાંધો નથી, પણ તું આમ નિર્લજ્જ થઇ તેના પર મુગ્ધ ન થા. તારી

સાથે રહેવાથી તે પણ ધીરે-ધીરે સુધરી જશે, બોલ ! મંજુર છે ને ?' ધનુર્દાસે હા કહી સહર્ષ મંજુર કર્યું. શ્રીસ્વામીજીએ કહ્યું-' ભલે તું હમણાં જા, સાંજે ભગવાનની આરતી વેળાએ મંદિરમાં મને મળજે, એકલો આવજે, હું ત્યાં રહીશ, કોઇ તને રોકશે નહિ, હું તારી રાહ જોતો અમુક સ્થાને રહીશ.' ધનુર્દાસે પ્રણામ કરી ઘરનો રસ્તો લીધો, માર્ગમાં મનમાં ને મનમાં કહેવા લાગ્યો :— હું સમજ્યો હતો કે શ્રીઆચાર્યસ્વામી મને વઢશે, સારૂં નરસું કંઇ કહેશે, મને ઠપકો દેશે, તેમજ અપમાન કરશે પણ જોયું તો અહીં તો કોઇ બીજોજ રંગ નિકળ્યો. સાંજે વળી જોયું જાશે. ધનુર્દાસ ઘેર ગયો. તેણે પોતાની શ્રી હેમામ્બાને માત્ર એટલુંજ કહ્યું કે :— ' શ્રી આચાર્ય સ્વામીએ ભગવાનના મંદિરમાં મને સાંજે આરતીના સમયે દર્શનાર્થે બોલાવ્યો છે, હું એકલોજ જઇશ.' સાંજના આરતીના અવસરે ધનુર્દાસ મંદિરમાં ગયો. શ્રી રામાનુચાર્યજીનાં દર્શન થયાં તે અગાઉથીજ તેની રાહ જોઇ રહ્યા'તા, આરતીનો સમય થયો, વાજા વાગવાં માંડયાં. શ્રી રામાનુજ સ્વામીએ ધનુર્દાસને કહ્યું :— ખૂબ મન લગાવી ભગવાનની આંખીનું દર્શન કરજે, આરતી થવા લાગી. ધનુર્દાસ શ્રી સ્વામીજીના આદેશાનુસાર મન લગાવી ભગવાનનું દર્શન કરવા લાગ્યો. ભગવાનના શ્રી વિગ્રહના અનુપમ સૌંદર્ય પર એની નજર એવી લાગી ગઇ કે તેની આંખો એકદમ સ્થિર થઇ ગઇ:

તે ભગવાનના રૂપ માધુર્યમાં એવો તન્મય થઇ ઊભો હતો કે જાણે કોઇ ચિત્ર આલેખ્યું હોય. આરતી પૂરી થતાં તે શ્રી રામાનુજ સ્વામીના ચરણોમાં જઇ પડયો. સાથેજ બહુજ વિહ્‌વલ સ્વરે કહેવા લાગ્યોઃ– સ્વામિન્ ! આ અલૌકિક સૌંદર્ય પાસે તે સ્ત્રીનું સૌંદર્ય એક કોડીનું પણ નથી. હવે તમે જેમ કહો તેમ કરવા તૈયાર છું પણ હવે એવો જ પ્રબંધ કરો જેથી મને આ સૌંદર્ય નિત્ય જોવાનું મળે.' શ્રી સ્વામીજીએ કહ્યું:– 'એ બધું થઇ રહેશે. આ વખત તો ઘેર જઇ તારી સ્ત્રીને તું આ બધી વાતો કરજે.' ધનુર્દાસે ઘેર આવી પોતાની પત્નીને બધી હકીકત કહી. થોડા જ દિવસો વીત્યા બાદ બન્ને દંપતી એક પછી એક રામાનુજ સ્વામીના ચરણોના આશ્રિત થયાં અને નિચુલાપુરીમાં રહેવું છોડી શ્રીરંગધામમાં શ્રી સ્વામીજીના મઠની પાસે મકાન રાખી બહુ આનંદથી રહેવા લાગ્યાં. શ્રી સ્વામીજીએ બન્નેને પોતાના સાંપ્રદાયિક જ્ઞાન વિષયોથી બહુ જાણીતા કરી દીધા અને એ ઉભયના આચરણ પણ આદર્શ થઇ ગયા. ધનુર્દાસના ગુણોના અંગે શ્રી રામાનુજાચાર્યે જ્ઞાનની કોઇ બાત તેને બતાવવામાં કંઇ બાકી રાખી નહિ. ધીરે ધીરે તે શ્રી આચાર્ય સ્વામીના પરમ અનુરકત અને વિશ્વાસુ ભક્ત બની ગયા. એમનું જીવન પરમ પવિત્ર થઇ ગયું. શ્રી સ્વામીજીનો વાત્સલ્ય સ્નેહ એના પર એટલો વધી ગયો કે પોતાની વૃદ્ધાવસ્થામાં તે કાવેરીથી સ્નાન કરી પાછા આવતી

વખતે તેને ટેકો દઇ મઠ કે મંદિર સૂધી આવતા હતા. અહીંથી તે કોઇ બ્રાહ્મણ શિષ્યને સાથે લઇ જતા હતા પણ પાછા આવતી વખત ધનુર્દાસને સાથે લઇ આવતા હતા. આ તેનો નિત્ય વ્યવહાર થઇ ગયો હતો. મઠના બ્રાહ્મણ શિષ્યો શ્રી આચાર્ય સ્વામીજીનો આ વ્યવહાર જોઇ મનમાં ને મનમાં બળવા લાગ્યા. શ્રી સ્વામીજીને તેઓ સંકોચને લીધે આ બાબતમાં ખુલ્લે ખુલ્લું કહેવાનું સાહસ કરતા નહોતા. જ્યારે રહેવાયું નહિ ત્યારે એક દિવસ એમાંથી એકે આગળ આવી હિમ્મત રાખી નમ્રતાથી પૂછયું :–શ્રી મહારાજ ! એવું કેમ કરો છો ? તમે સ્નાન કર્યા પછી ધનુર્દાસને શું કામ અડો છો ? તમારી સેવા માટે અમે સૌ બરાબર તૈયારજ રહીએ છીએ તો પછી તમે આવો વ્યવહાર શું કામ કરો છો ? શ્રી સ્વામીજીએ તુરતજ સ્પષ્ટ ઉત્તર આપ્યો :–હું તમારા લોકના અભાવે કંઇ એવું નથી કરતો, બલ્કે મારા પોતાનું અભિમાન દૂર કરવા માટે હું એવું કરૂં છું. ધનુર્દાસના આચરણ આપણે ત્યાંના ઘણા બ્રાહ્મણોથી કયાંઇ ઉત્તમ છે. આવો જડબાતોડ ઉત્તર સાંભળી તે બધા સ્થંભી ગયા પણ તેમના હૃદયની જ્વાલા શમી નહિ. તેઓ ધનુર્દાસની કંઇ ઇર્ષ્યા પણ કરવા લાગ્યા. શ્રીરામાનુજસ્વામીજી જાણી ગયા અને એણે વિચાર્યું કે આ ઇર્ષ્યાનો અંકુર વધી જવાથી તેનું બહુ અનિષ્ટ થશે તેથી પ્હેલેથીજ તેને નિર્મૂળ કરવો ઠીક છે. આમ ધારી એમણે એક રાતે પોતાના એક અંતરંગ

શિષ્યને ખાનગીમાં કહ્યું કે 'તું આ બધા બ્રાહ્મણ શિષ્યોના સૂકાતા કપડામાંથી લગભગ એક ટુકડો ફાડી મને દઇજા પણ આ વાત કોઇને કહેતો નહિ? તે સજ્જને એમજ કર્યું. સવાર પડતાં સૌએ પોતાનું વસ્ત્ર થોડું ફાટેલું જોઇ પોત પોતાનામાં ઝઘડો કરવા લાગ્યા, ઝઘડો એટલે સુધી વધી ગયો કે તેઓ પરસ્પર ગાળાગાળી દેવા લાગ્યા. શ્રીસ્વામીને પણ આ ખબર પડી તેણે સૌને બોલાવી આશ્વાસન દઇ કહ્યું, 'તમને નવા વસ્ત્ર મંગાવી દઉં છું, હવે કૃપા કરી મારી ખાતર શાંત થાઓ.' શ્રીઆચાર્યસ્વામીના સમજાવવાથી કજીઓ તો મટયો પણ કોણે વસ્ત્ર ફાડયું તે વાત દબાઇ ગઇ.' ત્યાર પછી થોડા દિવસ બાદ તેમણે કેટલાક શિષ્યોને કહ્યું,–'આજ હું ધર્મદાસને સાંજે બહુ રાત સુધી સત્સંગમાં રાખી દઇશ. તમે બહુ સાવધાનીથી તેને ઘેર જઇ હેમામ્બાના ઘરેણા ચોરી લાવી મને છાનામાના આપી દેજો.' તે શિષ્યોએ પણ એમજ કર્યું. જ્યારે ધનુર્દાસ શ્રી આચાર્ય સ્વામી પાસે જ્ઞાન–ચર્ચામાં ડૂબ્યો હતો ત્યારે એને ઘેર જઇ પહોંચ્યા. બારણાના કમાડ ખુલ્લા હતા. અંદર ઘરમાં એકલી હેમામ્બા બધા ઘરેણાં પહેરી પલંગમાં પડી હતી. પોતાના પતિદેવની રાહમાં ઉંઘી નહોતી. શ્રી વૈષ્ણવોને છાનામાના રાત્રિને સમયે ઘરમાં દાખલ થતાં જોઇ સમજી ગઇ કે આ લોક કંઇ ચોરવા અહીં આવ્યા હશે. આમ જાણતાંજ તે નિંદમાં સુતેલ

માફક ઘસઘસાટ નાકોરાં ઘસડવા લાગી, એને આવી ઘસઘસાટ ઉંઘતી જોઇ તે લોકોએ તેના અંગના એકે એક તરફના ઘરેણાં ઉતારી લીધા. હેમામ્બાએ મનમાં વિચાર્યું કે બીજી તરફના ઘરેણાં ઉતારી લીએ તો સારૂં. એમ સમજી એણે પાસું ફેરવ્યું. પરંતુ આ શિષ્યો સમજ્યાં કે આ નિંદ્રામાંથી જાગી જશે તો ઠીક નહિ થાય, એમ સમજી તે લોક મઠમાં આવી પહોંચ્યા. શ્રી રામાનુજ સ્વામીએ આ લોકોને આવી ગયા જાણી ધનુર્દાસને ઘેર જવાની રજા દીધી. પછી તે શિષ્યોને બોલાવી તેમની પાસેથી ઘરેણાં લઇ એક ઠેકાણે સંતાડી રાખ્યાં અને કહ્યુંઃ– તમે સૌ હવે ધર્મદાસને ઘેર જઇ બહાર ઉભા રહી તેઓ પુરુષ સ્ત્રી પરસ્પર શી વાતચિત કરે છે તે સાંભળો. આજ્ઞાનુસાર તે લોક ગયા અને છૂપાઇ તે વાતનો પત્તો લેવા લાગ્યા કે તેઓ બન્ને પરસ્પર શી વાત કરે છે! તેઓએ ધર્મદાસને એમ કહેતાં સાંભળ્યું કે 'જો, તુચ્છ ઘરેણાના મોહથી તેં આ શું કીધું? જણાય છે કે હજુ તારી ધન–દોલતની મમતા ગઇ નથી, તેથી જ તેં તે શ્રી વૈષ્ણવ મહાનુભાવોને બધા ઘરેણાં લેવા દીધાં નહિ.' આથી હેમામ્બા પોતાના સ્વામીને બહુ વિનયથી કહેવા લાગી કે 'સ્વામીન! મારૂં તો જે કંઇ છે તે સર્વ ભગવાનનું જ છે. મને શું કામ મોહ થાય? મેં તો પાસું એટલા માટે ફેરવ્યું હતું કે તેઓ આ બાજુના પણ ઘરેણાં ઉતારી લીએ. પણ આપણા દુર્ભાગ્યથી

તેઓ ચાલ્યા ગયા, કૃપા કરી મારો ગુન્હો માફ કરો, હું હવેથી એવી બાબતોમાં સાવધાન રહ્યા કરીશ.' આટલું સાંભળી લીધા પછી શિષ્યો પાછા ફર્યા અને જેવી વાત સાંભળી હતી તે બરાબર તેઓએ આવી સ્વામીજીને કહી. ત્યાર પછી શ્રી સ્વામીજી મહારાજે સૌને સૂવા જવા દીધા બીજે દિવસે સવારમાં સંધ્યા–વંદનાદિ તેમજ ભગવાનની આરતી થઇ રહ્યા પછી બધા શિષ્યોને બોલાવી વસ્ત્રનો ફાડેલો ટુકડો દેતાં કહ્યું–' આ લ્યો તમારા કપડામાંથી ફાડેલો કટકો. તમે લોકોએ આટલા કપડા માટે પોતાનામાં એવો દુર્વ્યવહાર કર્યો કે કોઈ સાધારણ માણસ પણ ન કરે, પણ પેલા પહેલવાન ધનુર્દાસને અને તેની સ્ત્રી હેમામ્બાને જુઓ. તેઓએ આટલાં ઘરેણાં માટે કેવું આચરણ કરી દેખાડ્યું. હવે તમેજ આ વાતનો ન્યાય કરો કે તમારાં આચરણ સારાં કે તે દંપતીનાં ? હું સ્નાન કરી પાછા ફરતી વખતે ધનુર્દાસને ટેકો દઈ આવું છું, તે એટલા માટે કે જાતિમાં ઊંચો નહિ હોવા છતાં તેનું આચરણ તમારા સૌ કરતાં સારૂં છે. હવે મને વિશ્વાસ છે કે તમારો સંદેહ દૂર થઇ ગયો હશે.' શ્રીમદ્ રામાનુજાચાર્યજીની વાતોથી મઠના બધા ઈર્ષાળુ શ્રીવૈષ્ણવોના અંતરમાં ધનુર્દાસનુ મહત્વ સમજાયું અને ત્યારથી તેઓ તેની સાથે પ્રેમ તથા સહાનુભૂતિથી વર્તવા લાગ્યા. શ્રીસ્વમીજીએ તે વખતે ધનુર્દાસને બોલાવી બધાં ઘરેણાં આપી દીધાં અને કહ્યું કે મેં તારી પરીક્ષા કરવા આ બધું

કર્યું હતું. કંઇ ખરાબ લગાડીશ મા. ધનુર્દાસે ઉત્તરમાં એટલુંજ કહ્યું :—'આ દાસનું સર્વસ્વ શ્રીચરણનુંજ છે, એમાં ખરાબ લાગવાની વાત ક્યા રહી ?' આવી રીતે ધનુર્દાસ ભગવત્કૃપા કટાક્ષથી પોતાની વિષય-લોલુપતાનો સદુપયોગ અને શ્રીઆચાર્યસ્વામીની કૃપા-કટાક્ષ-દ્રષ્ટિથી શું નો શું થઇ ગયો. તે પોતાના આદર્શ આચરણોથી શ્રીવૈષ્ણવ સંપ્રદાયના ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયો. આજ પણ શ્રીવૈષ્ણવ લોક તેનું નામ સન્માન પૂર્વક લીએ છે. તેના સાથથી હેમામ્બા પણ તરી ગઇ

---

**નોંધ**:-જે સૌંદર્ય કાર્યમાં છે તેના કરતાં અનંત ગણું કારણમાં છે. ગોપીઓ જ્યારે શ્રીકૃષ્ણને જોતી ત્યારે તેમને એમ લાગતું હતું કે જાણે શ્રીકૃષ્ણને પી જઇએ કે ચાટી જઇએ. ભોક્તાનો આત્મા જાગ્રત કરવો એ ઉત્તમ કળાનું લક્ષણ છે અને કળામાં પોતાના આત્માને જોવો એ સારા ભોક્તાનું લક્ષણ છે. ખરી કળામાં મુખ્ય ત્રણ લક્ષણ રહે છે. એકસુરતા, અખંડપણું અને નિત્ય સુખ. એ ત્રણ ભગવાનનાં સ્વરૂપમાં હોવાથી જ્યારે ભક્તમાં પણ એ ત્રણ ગુણ આવે ત્યારે તે ભગવાનના સ્વરૂપનો રસ લઇ શકે છે. ધનુર્દાસ પોતાની સ્ત્રીના દર્શનના મોહમાં એવો આનંદમાં આવી જતો હતો કે પોતાના શરીરમાં સમાઇ શકતો નહોતો, પણ જ્યારે તેણે સાક્ષાત્ ભગવાનનું સૌંદર્ય જોયું ત્યારે તેણે થોડું સૌંદર્ય એકદમ છોડી દીધું. જેઓ પાંદડા ખાઇને રહે છે તેમને પણ કામ હેરાન કરે છે પણ ભગવાનનો અનુગ્રહ હોય તો ઘી કેળા ખાનાર પીનારને પણ કામ નડતો નથી.



૨૩

## ભક્ત અંબાલાલ.



ભગવાન ગીતામાં કહે છે કે હું સાધુઓની રક્ષા કરવા માટે, દુષ્ટનો નાશ કરવાને માટે અને ધર્મની સ્થાપના કરવાને માટે યુગે યુગે અવતાર લઉં છું. એ ત્રણ કારણમાં સાધુના હિતના બે અર્થ થઇ શકે છે. એક, સંસારમાં કંસ અને રાવણ જેવા અત્યાચારી પુરુષ જન્મી સાધુ સંતને કષ્ટ આપે છે ત્યારે ભગવાન તે કષ્ટ દૂર કરવા માટે અવતાર લે છે બીજો અર્થ, જ્યારે સાધુ પુરુષ ભગવાનની પ્રાપ્તિને માટે વિરહ-વ્યાકુલ થઇ દારૂણ તપ કરવા લાગે છે ત્યારે પણ એ દયામય પ્રભુ પોતાના ભક્તોની ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી તેને દર્શન આપે છે, આપણા આ જીવનમાં આ ચર્મ ચક્ષુથી પોતાના ચિત્તને ગમે તેવા ભગવાનનાં દર્શન કરવાવાળા ધન્ય પુરુષ આ જગતમાં અનેક થઇ ગયા છે અને પ્રભુ કૃપાથી

લેખકઃ—શ્રી મિશ્રીનલાલ ગુપ્ત, સ્ટેશન માસ્તર, બન્દરારૈસા.

આજ પણ એવા ધન્ય પુરુષથી જગત ખાલી નથી, ભક્ત અંબાલાલ પણ એવા પૂણ્યશાળી પુરુષોમાં એક છે.

ભક્ત અંબાલાલ પટેલનો જન્મ ગુજરાતમાં મહેસાણા સ્ટેશન નજીક કોઈ ગામમાં થયો હતો. તેના બચપણ વિષેની કાંઇ હકીકત મળી શકતી નથી, એટલી વાત નિશ્ચિત રૂપથી મળી શકે છે કે લગભગ સને ૧૯૦૩માં તે ઓરમાન માના વ્યવહારથી અસંતોષ પામી ઘરની બહાર નીકળી ગયા હતા અને મહેસાણા સ્ટેશન જઇ પહોચ્યાં હતા. તે વખતે મહેસાણામાં મિ. બેકર સ્ટેશન માસ્તર હતા. અંબાલાલે તેની પાસે કાંઇ નોકરી માટે માગણી કરી. સ્ટેશન માસ્તરને એક કર્લાકની જરૂર હતી અને અંબાલાલ મેટ્રીક સુધી ભણ્યા હતા તેથી સ્ટેશન માસ્તરે માસિક ૧૫ રૂપીઆના પગારથી પોતાની ઓફીસમાં રાખી લીધા અને તે બાબતની મંજુરી તેના ઉપરી અધિકારી ડી. ટી. એસ. રોલિન્સન સાહેબે આપી દીધી.

કેટલાક દિવસ અંબાલાલ એ કામ પર રહ્યા, ધીરે ધીરે તેણે તે સ્ટેશને તારનું કામ પણ શીખી લીધું, જ્યારે તેને તારનું કામ બરાબર આવડી ગયું ત્યારે તારની પરીક્ષા આપવાની તેની ઇચ્છા થઇ. તે માટે સ્ટેશન માસ્તરે તેને અજમેર મોકલ્યા. તે પરીક્ષામાં અંબાલાલ પાસ થયા અને પછી સ્ટેશન માસ્તરે તેને માસિક ૨૦

રૂપીઆના પગારથી તે સ્ટેશનના તારના કલાર્ક (Signaller) તરીકે રાખ્યા.

હજુ સુધી અંબાલાલને ભજન–પૂજન નિયમિત કરવાનો વખત મળ્યો નહોતો, પણ તારના કલાર્કનું કામ મળવાથી, તેને ભજન માટે વધારે વખત મળવા લાગ્યો. તેનું જીવન બહુ સાદું હતું. ૨૦ રૂપીઆના પગારમાંથી ૨ રૂપીઆ પ્રોવીડન્ટ ફંડના કપાતાં બાકી ૧૮ રૂપીઆ તેને મળતા હતા. તેમાંથી લગભગ ૨॥ રૂપીઆમાં પોતાનું ખર્ચ ચલાવી બાકીની રકમ તે સાધુ મહાત્માઓની સેવામાં વાપરતા હતા. ભોજનમાં મીઠા વગર, મસાલા વગર, ઘી વગર, જવના લોટની રોટલી અને ચણાની દાળ ખાતા. તેની ઓરડીમાં એક ચટાઇ, એક ડબો, ધાબળી, એક લોટો અને એક બાલટી તથા પહેરવા માટે એક ધોતીયું, એક ખમીશ, બે લંગોટ અને રેલ્વે તરફથી મળેલ એક કોટ અને એક ટોપી, આટલો તેનો સામાન હતો.

તારના કલાર્કની નોકરીના કલાકમાં સાત દિવસે ફેરફાર થતો હતો, પરંતુ અંબાલાલે પોતાની દિનચર્યા એવી રીતે ગોઠવી હતી કે આઠ કલાક રેલ્વેની નોકરી, અને બીજું ઘરનું નિત્ય કામ કરતા છતાં, ૮ કલાક રોજ ભજનમાં ગાળી શકતા હતા. પોતાની નોકરીના આઠ કલાક બદલે એટલે ભજનના ૮ કલાક પણ સવારને બદલે,

કોઇ વખતે સાંજના મળતા. ભજનનો વખત પાસે આવેલી સાબરમતીને કાંઠે એકાંતમાં તે ગાળતા હતા. નદીની ધારાની વચ્ચે એક નાનો ખડક હતો. તેની ઉપર બેસીને તે પોતાનું સાધન કરતા હતા. ત્યાં રોજ એક આસન ઉપર બેસી મુરલી મનોહરનું ધ્યાન કરવું એ તેમનું હંમેશનું નિયમિત કામ હતું.

આ પ્રમાણે કેટલાક મહિના વીતી ગયા. એક દિવસ રાત્રે પોતાના નિત્ય નિયમ અનુસાર તે સાબરમતીના ખડક ઉપર ધ્યાન લગાવી બેઠા હતા, અજવાળી રાત હતી, તેમની આંખ અચાનક ખુલ્લી ગઈ; ત્યાં તેના જોવામાં આવ્યું કે વૃદ્ધ પુરુષ નદીને કાંઠે હાથ અને મોઢું ધોઈ રહેલ છે. પરંતુ અંબાલાલે તેની પરવા કરી નહિ અને ફરી આંખો બંધ કરી લીધી. એટલામાં તે વૃદ્ધ પુરુષે નજીક આવી અંબાલાલને કહ્યું "બેટા, તું કેનો દીકરો છે, અહીં ક્યારે અને શા માટે બેઠો છે, તને નદીના ભયાનક જનાવરની બીક નથી? જો તું તો આંખો બંધ કરીને બેઠો છે પણ આગળ એક ભયાનક મગર તારી તરફ મોં મરડી આવતો હતો, તેને મેં નસાડી મૂક્યો. જો હું આજ ન આવ્યો હોત તો તારૂં મરણ નક્કી હતું."

અંબાલાલને આ વાતથી કાંઇ બીક લાગી નહિ. તેણે તેને જવાબ આપ્યો:-"મહારાજ, હું એક પટેલનો દીકરો

છું. અહીં સ્ટેશન ઉપર તારના કલાર્કનું કામ કરું છું. અહીંની ઠંડી હવા બહુ સારી લાગે છે તેથી અહીં આવી રોજ બેસી રહું છું. તમે ભૂખ્યાં મગરને નકામો પાછો જવા દીધો."

તે વૃદ્ધ પુરુષ આ જવાબથી અપ્રસન્ન જેવા થઇ ગયા અને તેને કહ્યું :-" મને એમ લાગે છે કે તું આ બહુ મૂલ્યવાળા શરીરને તુચ્છ સમજે છે અને પ્રાણ દેવા તૈયાર થયો છે. જો ! આ શરીર વારંવાર મળતું નથી, તેની રક્ષા કરી પરમાર્થમાં લગાડવું જોઇએ." તે વૃદ્ધ પુરુષનાં માર્મિક વચન સાંભળી અંબાલાલનું હૃદય પીગળ્યું અને હાથ જોડી તેને કહ્યું :—" મહારાજ, મેં બરાબર વિચાર કરી જવાબ આપ્યો હતો કે જો આ શરીર મગરના કામમાં આવી જાત તો તેનો સદુપયોગ થાત, મારો આ નિશ્ચય ધર્મ વિરૂદ્ધ હોય તો કૃપા કરી મને ક્ષમા કરો." આ જવાબથી તે વૃદ્ધ પુરુષ પ્રસન્ન થયા.

અંબાલાલે આ વૃદ્ધ પુરુષની વાણી સાંભળી નિશ્ચય કર્યો કે "આજ ખરેખર મારૂં ભાગ્ય ઉઘાડનાર મળ્યા છે." તેથી સંકોચ વગર તેણે વૃદ્ધ પુરુષને કહ્યું કે મને ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરાવી આપો. પહેલાં તે વૃદ્ધ પુરુષ હસ્યા, પછી અંબાલાલને કહ્યું:—"બેટા, તને આવો ભ્રમ કયાંથી થયો છે, ઇશ્વર એકદેશી નથી, તે તો સર્વવ્યાપક છે, આ દૃશ્ય, અદૃશ્ય સર્વ તેનું જ રૂપ છે,

તો પછી જે સર્વવ્યાપક છે તેને તું ચર્મ ચક્ષુથી કેવી રીતે દેખી શકીશ ? જો તું તારા આત્માનું દર્શન કરી લે તો તું અવશ્ય તે ભગવાનના દર્શન કરી શકીશ, માટે આ હઠને છોડી સાવધાનીથી તારા ધર્મનું પાલન કર. ” અંબાલાલને લાગ્યું કે હું આ જ્ઞાનનો અધિકારી નથી. તેને તો એકજ ધુન લાગી હતી. તેને તો મુરલી મનોહરનાં દર્શન જોતાં હતાં, તેથી તે મહારાજના જ્ઞાનની ઉપેક્ષા કરી ચૂપ થઇ ગયા. તેથી મહારાજે કહ્યું, “ તારે કેવા સ્વરૂપના દર્શન કરવાં છે ? ” અંબાલાલના હૃદયમાં તો છબી છવાઇ રહી હતી તેથી તેણે તરત જવાબ આપ્યો :–“મારે મોર–મુકુટ–પીતાંબરધારી, મુરલી મનોહર, શંખ, ચક્ર, ગદા, પદ્મધારી ચતુર્ભુજ રૂપનું દર્શન કરવું છે. મહારાજે કહ્યું–“ શું એ એકજ એનું રૂપ છે ?” અંબાલાલે કહ્યું–“ જો કે શાસ્ત્રમાં ભગવાનના અનેક રૂપનું વર્ણન છે પણ મારી તૃપ્તિ તો આવું રૂપ દેખાય તો જ થાય તેવું છે, અને તોજ મને ખાતરી થાય કે આ ભગવાનજ છે. જેનું મન જેમાં રમે તેને તેનાથીજ કામ.”

અંબાલાલે આશ્ચર્ય ચકિત થઇ જોયું તો તેજ વૃદ્ધ બ્રાહ્મણ, તેજ વખતે તેના મનને ગમે તેવા ચતુર્ભુજ રૂપમાં બદલી તેની સામે ખડા છે. જેવી રીતે બહુ દિવસનો છૂટી ગયેલ વાછરડો ગાય તરફ દોડે છે તેવી રીતે અંબાલાલ પ્રેમમાં ઉન્મત્ત થઇ એકદમ પોતાના ઉપાસ્ય દેવનાં ચરણમાં જઇ પડયા, અને પોતાના અશ્રુથી ભગવાનના

ચરણકમલ ધોવા લાગ્યા. કરૂણામય પ્રભુ તેને ઉઠાવી, તેના આંસુ લૂછી હૃદય સાથે ચાંપી, ઠંડક આપી ધૈર્યપૂર્વક સંસારના કામ કરતા રહેવાની આજ્ઞા આપી અંતર્ધ્યાન થઇ ગયા અંબાલાલ કૃતાર્થ થઇ ગયા. આજ તેનો જન્મ સફળ થઇ ગયો. હવે તેને શાની ચિંતા ? ભગવાનના તે મનોહર રૂપનું સ્મરણ કરતા તે વારંવાર પુલકિત થવા લાગ્યા. થોડીવાર પછી ભગવાનની આજ્ઞા પાલન કરવા તરફ તેનું ધ્યાન ગયું અને પ્રસન્ન મુખે કપડાં પહેરી સ્ટેશન ઉપર પોતાની નોકરી પર જવા માટે રવાના થયા. આજ અંબાલાલની દશા જુદી જાતની હતી. કોઇવાર ઉતાવળા ચાલતા હતા, કોઇવાર ધીમે ચાલતા હતા, કોઇવાર હસતા હતા, કોઇવાર રડતા હતા. જેઓને આ બાબતનો અધિકાર હોય છે તેઓજ દયામય પ્રભુની આવી કૃપાનું રહસ્ય સમજી શકે છે.

અંબાલાલ આનંદ-યુક્ત બની તાર ઓફીસમાં ગયા, પણ રસ્તામાં અર્ધો કલાક મોડું થઇ ગયું હતું. તેના ઉપરી તેના ઉપર ગુસ્સે થયા. તેના ઉપરીને ક્યાં ખબર હતી કે અંબાલાલ આજ સાધારણ માણસ નથી, અને તેને સંસારી વૈભવથી પરની વસ્તુ મળી ગઇ છે. અંબાલાલે હસતાં હસતાં તેના ઉપરીની વાણી સાંભળી અને અંતે પોતાની ટોપી, પેન્સીલ, તે ઉપરીના ટેબલ પર રાખી કહ્યું :–આ આપની ચીજો સંભાળો.' એમ કહી તેણે ઓફીસ છોડી દીધી.

તે દિવસે અંબાલાલ પોતાની ઓરડીમાં ન ગયા, અને કોઇને મળ્યા નહિ પણ સીધા આબુ પહાડ ઉપર ગયા અને ત્યાંથી પાંચ માઇલ આઠી દિશામાં નીચે ઉતરી એક મોટા ઝાડ ઉપર પોતાનો કોટ, ખમીસ, તથા ધોતીયું લટકાવી એક ચોરસ પથ્થર ઉપર બેઠા.

આ પ્રમાણે એકજ આસન ઉપર બેઠાં અંબાલાલે સાત દિવસ અને સાત રાત કાઢી. આ ઘોર તપથી ભગવાનનું આસન ડગ્યું અને તે ભક્તની પાસે પહોંચ્યા. ભગવાને એક કઠીઆરાનું રૂપ લીધું અને પાણી પીવા માટે અંબાલાલ પાસે આવ્યા. અંબાલાલનું ચિત્ત ઉદાર હતું. કઠીઆરાની વ્યાકુળતા જોઇ તે ગભરાઈ ગયા. અંબાલાલે સાત દિવસ સુધી કાંઇ ખાધું નહોતું તેથી તેનામાં ચાલવાની શક્તિ નહોતી તો પણ આતુરને સહાય આપવી એ ભગવાનની પરમ સેવા છે એમ સમજી ભગવાનની ઉપર વિશ્વાસ રાખી પાણીની શોધમાં નિકળ્યા, કોઇ જલાશયની તેને ખબર નહોતી પણ થોડે દૂર એક ઝરણું તેના જોવામાં આવ્યું. પાણી લેવા માટે સાધન નહોતું. તેણે એક યુક્તિ કાઢી. ધોતીઆનો એક છેડો કાઢી તેની ચાર ઘડી કરી, બે હાથમાં માટી લઇ ઉપર તે ઘડીવાળું ધોતીયું મૂક્યું. તેમાં તે થોડું પાણી લઇ શક્યા અને તે લાવી તે કઠીઆરાને પાયું. કઠીઆરો તેની શ્રદ્ધા ભક્તિ જોઇ બહુ પ્રસન્ન થયો અને તેણે સાબરમતી નદી ઉપર ભગવાને કહેલ આજ્ઞા ન પાળવા માટે

અંબાલાલને બહુ ઠપકો આપ્યો. અંબાલાલને હવે ખાતરી થઇ કે તે કઠીઆરો તે ભગવાન જ છે. બસ, તેણે ભગવાનને ચતુર્ભુજ રૂપે દર્શન આપવાની પ્રાર્થના કરી ભગવાન તેની ભક્તિ નિષ્ઠા ઉપર સંતુષ્ટ તો હતા જ, તે કિરીટ મુગટ ધારણ કર્યા હોય તેવા ચતુર્ભુજ રૂપે તેની આગળ બિરાજમાન થઇ ગયા. અંબાલાલ ફરીથી પોતાના ઇષ્ટ દેવના દર્શન કરી આનન્દ સિંધુમાં હિલોળા ખાવા લાગ્યા. ભગવાને ફરીથી એકવાર તેને નોકરી ઉપર જવા માટે અને ભજન તથા સાધુ સેવામાં થોડો વખત કાઢવા માટે આજ્ઞા આપી અને પોતે અંતર્ધ્યાન થઇ ગયા.

અંબાલાલને બંધન ગમતું નહોતું અને તે જાણતા હતા કે રેલ્વેના નિયમ પ્રમાણે તેની નોકરી તૂટી ગઇ છે તોપણ ભગવાનની આજ્ઞા સમજી તે મહેસાણા સ્ટેશને ગયા.

સ્ટેશન માસ્તરે અંબાલાલની શોધ કરી હતી પણ તેનો પત્તો ન મળવાથી તેનું નામ નોકરી ઉપરથી કમી કરવા માટે તેના ઉપરી ડી. ટી. એસને લખ્યું હતું. તેથી રેલ્વેના નિયમ પ્રમાણે તેને નોકરીમાંથી કમી કરેલ હતા, પરંતુ તેની જગ્યા ઉપર બીજો માણસ હજુ ગોઠવાયો નહોતો એટલામાં અંબાલાલ સ્ટેશન માસ્તરની પાસે આવ્યા. સ્ટેશન માસ્તરે તેને કહ્યું " અરે ભગતજી, તમે ક્યાં ચાલ્યા ગયા હતા ?" એટલું પૂછી પ્રસન્ન થઇ

પોતાના ઉપરી ડી. ટી. એસને લખ્યું કે "અંબાલાલ પાછો આવેલ છે, હું તેને નોકરી ઉપર રાખું?" રેલ્વેના કાયદા પ્રમાણે જે માણસ નોકરી છોડી જાય તેને ત્રણ મહિના સુધી રાખતા નથી પણ ડી. ટી. એસના મગજમાં તે વખતે કોણ જાણે શું આવ્યું કે તેણે જવાબમાં "હા" લખી મોકલી. ડી. ટી. એસના જવાબ પર સ્ટેશનના માણસોને આશ્ચર્ય થયું. જેના પર રામની કૃપા હોય તેની ઉપર બધાની કૃપા થાય છે.

ભગવદ્ ભજન કરવાવાળા પુરુષને માટે રેલ્વે તો શું પણ સંસારના કોઇ પણ નિયમ બાધક નથી, કારણ કે જ્યારે ભક્તે આખા સંસારના રાજાના રાજાને પોતાના ધણી માની લીધા અને તેની આજ્ઞા પ્રમાણે પોતાનું જીવન અર્પણ કરી દીધું તો તેને માટે સંસારની કોઇ કામના અપ્રાપ્ય રહેતી નથી. છતાં સાચો ભક્ત પોતાની ભક્તિના બદલામાં તુચ્છ સાંસારિક વૈભવની કદી ઈચ્છા કરતો નથી.

કેટલોક વખત અંબાલાલે નિયમિતપણે નોકરી કરી, છેવટે હરદ્વારના કુંભમેળા વખતે ગયા, અને ત્યાંથી પાછા આવ્યા નહિ. જેની ઉપર ભક્તિનો ગાઢ રંગ ચડી જાય છે તે પછી માયાના ફેરામાં કેમ પડે? તેના માતાપિતાને ધન્ય છે કે જેનાં સંતાન આ પ્રકારની ભગવદ્ ભક્તિ કરી પોતાનું જીવન સફળ કરી શકયા છે

અને તે જીવન બીજાને ઉદાહરણ રૂપે છોડતા જાય છે અને જે પુરુષ હંમેશા સાધુઓના ચરિત્રો સાંભળી, સંભળાવી ભગવદ્ ભક્તિનો પ્રચાર કરે છે તેમને પણ ધન્ય છે.

---

નોંધ:—

૧. ભક્ત અંબાલાલની હકીકત થોડા વર્ષ પહેલાંજ ગુજરાતમાં બનેલી સાચી વાત છે. હાલ પણ ભક્ત અંબાલાલ હયાત હોય અને એકાંતમાં કોઇ જગ્યાએ ભજન કરતા હોય તો તે સંભવીત છે.

૨. ભગવાન ગુજરાતી માણસ સાથે ગુજરાતી ભાષામાં વાત કરે છે, મરાઠી ભક્ત સાથે મરાઠીમાં અને અંગ્રેજી ભક્ત સાથે અંગ્રેજીમાં વાત કરે છે. તે બધી ભાષા, બધા ભાવ જાણે છે તેથીજ તે સર્વજ્ઞ કહેવાય છે.

૩. ઘણે ભાગે ભક્ત જ્યારે એકાંતમાં બેઠો હોય ત્યારે ભગવાન દર્શન આપે છે તેથી ભગવાનના દર્શન કરવાની ઇચ્છાવાળાએ એકાંત સેવન કરવું જોઇએ.

૪. અંબાલાલને કહ્યું તે પ્રમાણે ભગવાન ઘણી વખત ભક્તને સંસારમાં રહેવાની આજ્ઞા કરે છે તેનું કારણ એવું લાગે છે કે સંસારમાં ઇચ્છા અને બીક વગર ભક્તોજ રહી શકે છે, તેમના જીવનમાં અદ્દભુત શક્તિ વારવાર પ્રગટી નીકળે છે અને તે સંસારનાં વિઘ્નો જીતી શકે છે. સામાન્ય માણસ સંસારની ગડબડથી ગભરાય નહિ તેટલા માટે ભગવાન આવા ભક્તો નમુના માટે રાખે છે, છતાં જયારે નિવૃત્તિ માટે ભક્તની બહુ ઇચ્છા થાય ત્યારે ભગવાન તેને પોતાની પાસે બોલાવી લે છે.



૨૪

## ભક્ત સુધન્વા

અહા ! આજ મારૂં મહા સદ્‌ભાગ્ય છે, આજ આ બહાને સાકારરૂપે પ્રગટ થયેલા સચ્ચિદાનંદ ઘન પરમાત્મા પાર્થના સારથિ ત્રિભુવન-મોહન ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરી નેત્રોને સફળ કરીશ. સાંભળ્યું છે કે એમનું સૌંદર્ય અપ્રતિમ છે, એનું ચરિત્ર અદ્‌ભુત છે. આ કમનસીબ આંખોએ પ્રભુના ચારૂ ચરણોનું દર્શન આજ સૂધી કર્યું નથી. વૃદ્ધાવસ્થા આવી પહોંચી. આજ રણક્ષેત્રમાં તેના ચરણનું દર્શન કરી જન્મ-જીવનને સાર્થક કરીશ. ચંપકપુરીના ભક્ત-રાજા હંસધ્વજે આવો મનોરથ કરતાં કરતાં સેનાપતિને આજ્ઞા કરીઃ—

'હું વૃદ્ધ થયો છતાં આજ સૂધી મેં શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં નથી, તેથી મારા સર્વ યોદ્ધાઓ યુદ્ધમાં જાય, હું પણ રણક્ષેત્રમાં આવું છું."

* * * *

પાંડવોનો અશ્વ-મેધ યજ્ઞનો ઘોડો ચંપકપૂરી પાસે આવી પહોંચ્યો. મહાવીર અર્જુન દિવ્ય શસ્ત્રાસ્ત્રો ધારી

પ્રદ્યુમ્નાદિ વીરો સહિત ઘોડાનું રક્ષણ કરતા પાછળ પાછળ ચાલ્યો આવે છે. રાજા હંસધ્વજે દૂતો દ્વારા આ સમાચાર સાંભળી ક્ષત્રિય ધર્મને અનુસરી રણમા જવાની તૈયારી કરી અને એક ભક્ત તરીકે પાર્થના સારથિ ભગવાન શ્રીકૃષ્ણના દર્શન કરવાના પ્રબળ મનોભાવથી રણક્ષેત્ર તરફ જવા નિકળ્યો.

રાજા હંસધ્વજ બહુજ ધર્માત્મા, પ્રજાપાલક, શૂરવીર અને ભગવદ્-ભક્ત હતો. તેના રાજ્યમાં એક વિશેષતા એ હતી કે રાજવંશી પુરુષો સહિત પ્રજાના સર્વ પુરુષ એક પત્ની-વ્રતનું પાલન કરવાવાળા હતા તેમજ નર-નારી સૌ કોઈ ભગવાનનાં ભક્ત હતાં. રાજ્યમાં કોઈ નોકરી કરવા બ્હારથી આવતું તેને રાજા સૌથી પહેલાં આ પ્રમાણે કહેતો હતો :-'ભાઈ ! તું એક પત્ની-વ્રત્તનું પાલન કરવાવાળો હો તો હું તને રાખીશ. મને ખાલી શૌર્ય કુલીનતા કે પરાક્રમ પસંદ નથી. જે વીર માત્ર પોતાનીજ પત્નીમાં પ્રેમ કરવાવાળો અને ભગવાનની ભકિતવાળો હોય તેને હું મારા દરબારમાં તથા મારા રાજ્યમાં રાખી શકું છું. જે કામદેવનો પ્રબલ વેગ સહન કરી શકે છે તેજ સાચો ખરેખર મહા બળવાન છે.' આમ અધિકારી તથા પ્રજા સર્વનું જીવન ધર્મ તથા સદાચાર પરાયણ હતું. રાજાની સેનામાં સર્વ યોદ્ધા ભગવદ્ ભકત, રણ-વીર, ગરીબો પ્રત્યે દયાળુ, દાન કરવાવાળા, એક-પત્ની-વ્રતવાળા, સદ્બુદ્ધિવાળા તેમજ પ્રિય

બોલવાવાળા હતા. રાજાની આજ્ઞા મળતાં સર્વ વીર અર્જુન સામે લડવા તૈયાર થઇ ગયા. ઘોડાને પકડી લીધો અને નીતિ તથા ધર્મશાસ્ત્રના પૂરા પંડિત રાજગુરુ ઋષિ–વર શંખ અને લિખિતની અજ્ઞાનુસાર ખબર આપવામાં આવી કે 'અમુક વખત સુધી બધા યોદ્ધાઓ રણક્ષેત્રમાં હાજર રહે. વખતસર જે કોઇ નહિ આવે તેને ઉકળતા તેલના કડાયામાં નાખી દેવામાં આવશે. આ આજ્ઞા રાજકુમાર તથા રાજાના ભાયાતોને પણ લાગુ પડે છે.'

રાજાના સર્વ સેનાનાયક, મંત્રી, બંધુઓ તથા સુબલ, સુરથ, સમ અને સુદર્શન નામના રાજાના ચારે પુત્રો રણક્ષેત્ર તરફ રવાના થયા. સૌથી નાના રાજકુમારનું નામ સુધન્વા હતું. વીર સુધન્વા પોતાની વીરાંગના માતા પાસે રજા લેવાને ગયો અને માતાના ચરણમાં મસ્તક નમાવી પ્રણામ કરી કહેવા લાગ્યો :–'મા ! હું આજ મારા સદ્‌ભાગ્યે સુપ્રસિદ્ધ વીર અર્જુન સાથે યુદ્ધ કરવાને જાઉં છું. તમે આજ્ઞા આપો જેથી હું પાર્થથી રક્ષાયેલા હરિ નામના ઘોડાને જીતી લાવી શકું.' વીર માતા ભગવાનની પરમ ભક્ત હતી. તેને ખબર હતી કે રણક્ષેત્રમાંથી પુત્રને પાછું આવવું મુશ્કેલ છે. તેથી માતાએ કહ્યું :–બેટા ! રણમાં જઇ "હરિ" ને જીતી જરૂર મારી પાસે લાવજે. મુક્તિદાતા હરિને લાવજે પણ નહિ ચાર પગવાળા પશુને. તારા પ્રતાપી પિતાએ આજ સુધીમાં રણમાં મોટા

મોટા વીરો જીત્યા છે. પરંતુ કંસકાળ શ્રીકૃષ્ણનાં દર્શન તેને હજુ સુધી થયા નથી. આજ તું પુત્ર! અમને શ્રીકૃષ્ણનું દર્શન કરાવવાળો થા. તું આજ એવું કર્મ કર જેથી શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય. આજ તારૂં મહાભાગ્ય છે કે તું તારા નેત્રોથી શ્રીકૃષ્ણને જોઇશ. પરંતુ શ્રીકૃષ્ણ પ્રાપ્ત થવા બહુ મુશ્કેલ છે. હું તને એક ઉપાય બતાવું છું. ભગવાન ભક્તવત્સલ છે. તેણે પોતાની ભકત વત્સલતાના અંગેજ કુરૂક્ષેત્રના ઘોર સંગ્રામમાં અર્જુનનો રથ હાંકયો હતો. આજ પણ તે અર્જુનની રક્ષા કરવા આવશે. તું અર્જુનને રણમાં થકાવી દે, તેને લોથપોથ કરી નાખ, તો શ્રીકૃષ્ણ તારી સન્મુખ પ્રકટ થશે મેં સાંભળ્યું છે કે જેમ વનમાં ગયેલા વાછડાને છોડી ગાય ઘેર આવતી નથી તેમ પ્રભુ શ્રીકૃષ્ણ પોતાના ભકતને છોડતા નથી. ભગવાન પોતાના ભકતને મુશ્કેલીમાં એકલો છોડતા નથી. બેટા! તું ભકત વત્સલ શ્રીકૃષ્ણથી ડરીશ માં. તેનાથી ભય પામનાર જીવી શકતો નથી. કદી તું ડરશે તો સર્વ લોક મને હસશે કે તારો પુત્ર શ્રીકૃષ્ણને જોઇ રણમાંથી ભાગી આવ્યો. કદી તું લડતાં લડતાં રણમાં પૃથ્વી પર પડી વીરની શ્રેષ્ટ ગતિ પામીશ તો મને ઘણો હર્ષ થશે. પુત્ર! આ વાત તું યાદ રાખજે કે શ્રીકૃષ્ણની સામે સંગ્રામમાં મરતો માણસ ખરી રીતે મરતોજ નથી. તે તો પોતાનો એકવીસ પેઢીનો ઉદ્ધાર કરે છે. સંસારમાં જેના પુત્ર પૌત્ર ભગવાન શ્રી હરિ તરફ જતા નથી તેની માતાઓને રોવું પડે છે.'

માતાનો સદુપદેશ સાંભળી વીર સુધન્વાએ માતાને સંતોષ આપતાં કહ્યું :–'માતા ! તમારી આજ્ઞાનુસાર યુદ્ધમાં જીવ જતાં સુધી પણ લડી હરિને લાવીશ, પુરુષાર્થ કરવો એ મારૂં કામ છે, ફળ ભગવાનને હાથ છે. શ્રીકૃષ્ણને જોતાં હું પાછો ભાગું તો હું તમારા ઉદરથી જન્મ્યો નથી એમ જાણવું તેમજ મને સદ્ગતિ પ્રાપ્ત ન થાય.' ધન્ય વીર !

ત્યારપછી બેન કુવલા પાસેથી અનુમતિ તથા ઉત્સાહ પ્રાપ્ત કરી સુધન્વા પોતાની સ્ત્રી પાસે ગયો. તે અગાઉથીજ સુવર્ણ થાળમાં દીવો કરી ચંદન કપૂર લઈ પતિ દેવની આરતી ઉતારવા વાટ જોતી આંગણામાંજ ઊભી હતી. પત્નીએ બહુ ભક્તિ ભાવથી વીર—પતિની પૂજા કરી. ત્યારબાદ ધીરજથી-નમ્રતાથી પતિને પ્રેમ ભર્યાં છાનાં વચનો કહેવા લાગી :–હે પ્રાણનાથ ! હું તમારા શ્રીકૃષ્ણના દર્શનાર્થી મુખ કમલનું દર્શન કરી રહી છું. પરંતુ નાથ ! મને લાગે છે કે આજ તમારૂં એક પત્નિવૃત્ત પણ નષ્ટ થઇ જશે. પણ તમે જેના પર પ્રેમી થઈ આટલા ઉત્સાહથી જાઓ છો તે સ્ત્રી મારી બરાબરી કદી પણ કરી શકશે નહિ. મેં તમારા સિવાય બીજા તરફ ભૂલે ચુકે પણ નજર નાખી નથી પરંતુ તે 'મુક્તિ' નામની રમણી તો પિતા પુત્ર સર્વના તરફ જનારી છે, તમારા મનમાં "મુક્તિ" વસી છે તેથી શ્રીકૃષ્ણ દ્વારા તેની પ્રાપ્તીની આશામાં તમે જઇ રહ્યા છો. પુરુષોનું

ચિત્ત દેવાંગના તરફ ચાલ્યુંજ જાય છે પણ આપ એટલું યાદ રાખજો કે શ્રી હરિને જોતાં તેની અનુપમ સુખ છબી આગળ મુક્તિ પણ તમને નહિ ગમે. હરિના ભકત-જન જે પોતાને હરિની પ્રેમ માધુરી સુખ છબી પર ન્યોછાવર કરી દીએ છે તે મુકિતની કદી પણ ઇચ્છા કરતા નથી. મુક્તિ તો દાસીની માફક ચરણ–સેવાનો અવસર શોધતી એની પાછળ પાછળ ઘૂમ્યા કરે છે પરંતુ તે તેની તરફ જોતા પણ નથી. એટલે સૂધી કે હરિ પોતે એમને મુકિત આપવા ઇચ્છે તોપણ તે ગ્રહણ કરતા નથી. તેથીજ હરિએ તેના ગુણ ગાતાં કહ્યું છે કે :—

'મારો પ્રેમી ભકત મારી સેવા છોડી સાલોકય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય અને એકત્વ એ પાંચ પ્રકારની મુકિતને હું આપવા છતાં લેતો નથી જ્યાંસુધી તમે શ્રીકૃષ્ણની અનુપમ રૂપ–માધુરી જોઇ નથી ત્યાંસુધી તમે મુકિતને ચાહો છો. પુરુષોની માફક સ્ત્રી પર–પુરુષો પાસે જતી નથી. નહિં તો તમે ચાલી જવાથી હું કદી મોક્ષ પ્રતિ જાઉં તો તમે શું કરી શકો ? પરંતુ વિવેક નામનો અદશ્ય પુત્ર મારૂં નિરંતર રક્ષણ કરે છે. જે સ્ત્રીઓને વિવેક નામનો પુત્ર નથી તેઓજ પર–પુરુષ પાસે જાયા કરે છે. મને નાનપણમાથી વિવેક–પુત્ર પ્રાપ્ત થયો છે તેથી હે આર્ય ! મને મોક્ષ પાસે જવામાં સંકોચ થાય છે.'

પત્નીનાં મધુર માર્મિક વચનોનો ઉત્તર આપતાં

સુધન્વાએ કહ્યું :–હે શોભને ! જ્યારે હું શ્રીકૃષ્ણ સાથે લડવા જઇ રહ્યો છું તો પછી તને મોક્ષ તરફ જતાં હું કેમ અટકાવું ? તું મારા ઉત્તમ વસ્ત્રો, સુવર્ણ રત્નોના ભંડાર તેમજ આ શરીર તથા ચિત્તને છોડી ચાલી જા. હું તો પ્રથમથીજ જાણતો હતો કે તું મોક્ષમાં આસક્ત છે. તેથી તો મેં પ્રત્યક્ષ વિવેક–પુત્ર ઉત્પન્ન કરવાની કોશીશ કરી નથી.

પ્રભાવતીએ કહ્યું :—પ્રાણનાથ ! તમે અર્જુન સાથે લડવા જાઓ છો પરંતુ મારા હૃદયમાં વિવેક નામનો પુત્ર છે તેને હું નેત્રોથી જોવા માગું છું. હું ઈચ્છું છું કે તમારા ગયા પછી અંજલી દેનાર એક સુપુત્ર રહે.

સુધન્વા—શ્રીકૃષ્ણ અને અર્જુનને જીતીને પણ હું તારી પાસે આવી શકું છું.

પ્રભાવતી—નહિ નાથ ! જેણે શ્રીકૃષ્ણનું દર્શન કર્યું તે ફરી સંસારમાં પાછો આવતો નથી.

સુધન્વા—કદી તારો એ નિશ્ચય હોય કે શ્રીકૃષ્ણનું દર્શન કર્યા પછી પુનરાગમન થતું નથી તો પછી તું વ્યર્થજ અંજલિ દેનારા પુત્રની ઇચ્છા કરે છે.

પ્રભાવતી—મારી ઇચ્છા પણ તમારે પૂરી કરવી જોઇએ.

સુધન્વા—કલ્યાણી ! શું તું કડક શાસન કરનારા મહારાજને નથી ઓળખતી ? થોડું પણ મોડું થતાં

ઉકાળેલ તેલની કડાઇ તૈયાર છે. બધા યોદ્ધાઓ ચાલ્યા ગયા છે, એક હું જ બાકી છું.

અનેક પ્રકારના પ્રશ્નોત્તર થયા. આખર આ ધર્મ સંકટમાં પતિવ્રતા પ્રભાવતીનો વિજય થયો સુધન્વા ફરી સ્નાન–પ્રાણાયામ કરી યુદ્ધાર્થે રથમાં બેસી રવાના થયો.

૨

યુદ્ધક્ષેત્રમાં વીરોના દલ એકઠા થવા લાગ્યા. ચારેકોર રણ દુન્દુભિ અને શંખ ધ્વનિ થઇ રહ્યા. સર્વ પુત્ર અને સેના નાયકોએ આવી મહારાજ હંસધ્વજને નમન કર્યું પરંતુ વીરશ્રેષ્ઠ રાજકુમાર સુધન્વા હજુ સૂધી આવ્યો નહીં મહારાજે સેનાપતિને કહ્યું–'આ શું ! સુધન્વાને હું અહીં કેમ જોતો નથી? આવો પ્રમાદ એણે કેમ કર્યો? શું તે મારી કઠીન આજ્ઞા ભૂલી ગયો? તેણે બહુ માઠું કર્યું જલદી સીપાઇઓને મોકલી તે દુષ્ટને કેશ પકડી પૃથ્વી પર ઘસડતો તેલની કડાઈ પાસે લઇ આવો.' રાજાની આ કઠીન આજ્ઞા મળતા કેટલાક સિપાઇઓ ચાલ્યા. સુધન્વા તેમને રસ્તામાં મળ્યો દુઃખી હૃદયે કઠોર રાજાની આજ્ઞા સાંભળવાનું કઠીન કર્તવ્ય સિપાઇઓને કરવું પડયું. સુધન્વાએ આવી પિતાના ચરણોમાં અત્યંત વિનયથી પ્રણામ કર્યા અને વિલંબ થવાનું કારણ સંક્ષેપમાં કહ્યું. રાજા હંસધ્વજ ક્રોધના માર્યા અધીર થઇ રહ્યા હતા. તેણે કહ્યું–'તું મહા મૂર્ખ છે ભગવાન શ્રી હરિની કૃપા વિના કેવળ પુત્રથી કદી સદ્ગતિ પ્રાપ્ત થઇ શકતી નથી.

કદી પુત્રવાનોનીજ સદ્દગતિ થતી હોય તો કુતરા અને ભૂંડાની તો અવશ્યજ થવી જોઇએ. તારા બલ, વિચાર અને ધર્મને ધિક્કાર છે કે શ્રી કૃષ્ણનું નામ સાંભળવા છતાં તારૂં મન કામને વશ થયું. એવા મલિન મન કામ ઘેલા કૃષ્ણ-વિમુખ કુપુત્રને તપેલા તેલની કડાઇમાં ડૂબાડી દેવોજ ઉચિત છે.' સુધન્વાએ મસ્તક નીચું કરી ધૈર્યપૂર્વક બધી વાત સાંભળી લીધી.

રાજાએ પુરોહિત શંખ, લિખિત પાસે નિર્ણય અર્થે દૂત મોકલ્યો. પુરોહિત બહુજ ક્રોધી હતા. તેમણે દૂતોની વાત સાંભળતાંજ કહ્યું કેઃ—'રાજા પોતાના પુત્રના અંગે મોહથી નિર્ણય પૂછાવે છે. જ્યારે સર્વને માટે એકજ ફરમાન છે ત્યારે નિર્ણય કરવાનું કયાં રહ્યું? જે મહાત્મા લોભ કે ભયથી પોતાના વચનનું પાલન કરતો નથી તે લાંબા કાળ સૂધી નરકનું દારૂણ દુઃખ ભોગવે છે. રાજા હરિશ્ચંદ્ર અને દશરથ કુમાર શ્રીરામચંદ્રે વચનોને પાળવા કેટલું અને કેવું કષ્ટ ભોગવ્યું હતું ! આજ હંસધ્વજ પુત્ર સ્નેહને અંગે પોતાનું વચન અસત્ય કરવા ઇચ્છતા હોય તો અમે એવા અધર્મી રાજાના રાજ્યમાં રહેવાજ નથી માગતા.' આટલું કહી બન્ને ક્રોધી ઋષિ ચાલતા થયા. દૂતોએ જઇ સર્વ સમાચાર રાજાને સંભળાવ્યા. રાજા હંસધ્વજે મંત્રીને એવી આજ્ઞા દીધી કેઃ—'સુધન્વાને ઉકળતા તેલની કડાઇમાં નાખી દીઓ.' પોતે પુરોહિતને મનાવવા ગયો. મંત્રીને બહુ ખેદ થયો પણ કાંઇ ઉપાય

નથી. મંત્રીએ સુધન્વાની અનેક પ્રકારની ક્ષમા માંગી પોતાનું કર્તવ્ય નિવેદન કર્યું. સુધન્વાએ કહ્યુ :–મંત્રીવર! તમારે મહારાજની આજ્ઞાનું અવશ્ય પાલન કરવું જોઇએ. શ્રી પરશુરામજીએ પિતાનુ વચન માની માતાનું મસ્તક કાપી નાખ્યું હતું. મને મારા મૃત્યુનો કોઇ ભય નથી. તમે મને તેલમાં નંખાવી દીઓ.' સર્વ લોકોએ મંત્ર મુગ્ધ માફક સુધન્વાની વાત સાભળી. ચારેકોરથી લોકોની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી પરંતુ સુધન્વાનું તો પ્રસન્ન ચિત્ત હતું. તેણે દિવ્ય વસ્ત્ર ધારણ કરી, તુલસીની માળા ગળામાં પ્હેરી અને ભગવાન વાસુદેવ શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં અને આ પ્રમાણે કહેતાં તે તેલની કડાઇમાં કૂદી પડયો:—હે હરે! હે ગોવિંદ! હે ભક્ત-ભય-ભંજન! મને મરવાનો ભય નથી, હું તો આપના ચરણોમાં પ્રાણ દેવાનેજ આવ્યો હતો, પરંતુ આપને અવગણી મેં વચમાંજ કામ મેલ્યો. તેથી માલુમ પડે છે કે હું આપના પ્રત્યક્ષ દર્શનથી વંચિત રહ્યો છું અને તેથી હે પ્રભો! સંભવિત છે કે આ વખતે મારી રક્ષા કરવા તમે તમારો હાથ નહિં લંબાવો? જે માણસ કેવળ ભયથી વ્યાકુલ કષ્ટ ભોગવતાંજ આપનું સ્મરણ કરે છે તેને સુખની પ્રાપ્તિ થતી નથી. ભકત પ્રહ્લાદ, ધ્રુવ, દ્રૌપદી અને ગોપી વિગેરેએ અગાઉ પણ આપનું સ્મરણ કર્યું હતું તેથી વિપત્તિ વેળાએ આપે તેમની રક્ષા કરી. અંતકાળમાં આપનું ધ્યાન કરવાથી મનુષ્ય આપને

પ્રાપ્ત કરે છે તેટલા માટે હે જનાર્દન ! હું આપને પ્રાપ્ત તો અવશ્ય કરીશ પરંતુ લોક જરૂર એમ કહેશે કે સુધન્વા વીર હોવા છતાં યુદ્ધથી વિમુખ થઇ કડાઇમાં બળી મૂઓ. આપના ભક્ત વીર અર્જુનને તેમજ આપને યુદ્ધ–ક્ષેત્રમાં બાણ વર્ષાવી પ્રસન્ન કરી તથા ગાંડીવ ધનુષ્યમાંથી છૂટતા અસંખ્ય બાણોથી વિંધાઇ મર્યો હોત તો પણ મને કંઇ ચિન્તા નહોતી. પરંતુ આજ ચોર માફક મરી રહ્યો છું. પ્રભુ ! આપ આ બાળકનું આવું મરણ અનુચિત સમજતા હો તો આ અગ્નિદાહથી બચાવી આ શરીરને આપના ચરણોની સામે રાખો. હું તો આપનોજ છું. અને આપનોજ રહીશ. આપ સર્વ પ્રકારે સમર્થ છો, લજ્જારૂપી સમુદ્રમાં પડેલી દ્રૌપદીનો પિતામહ ભીષ્મ અને ગુરુ દ્રોણાચાર્ય સન્મુખ આપેજ વસ્ત્રાવતાર ધારણ કરી ઉદ્ધાર કર્યો હતો.'

પ્રભુની લીલા વિચિત્ર છે. એક દિવસ પ્રલ્હાદ ખાતર પ્રભુએ અગ્નિને શીતલ કરી દીધો હતો. એક દિવસ ઇન્દ્રાદિ દેવોના દર્પ ચૂર્ણ કરવા માટે દર્પહારી પ્રભુએ અગ્નિની બાળવાની શક્તિ હરી લીધી હતી. આજ ભક્ત સુધન્વાને બચાવવા માટેજ તેલ સજ્જનોના ચિત્ત જેવું સુશીતલ થઇ ગયું "तैलं सुशीतलं जातं सज्जनस्येव मानसम्." સુધન્વા પ્રેમથી ગોવિન્દ, દામોદર, માધવ આદિ હરિના પવિત્ર નામોનું કીર્તન કરતો કરતો દેહનું ભાન ભૂલી ગયો. કડાઇમાં એની પ્રેમ સમાધિ થઇ ગઇ. ઉકળતા

તેલમાં પડવાથી પણ સુધન્વા બળતો નથી અને તેલની ઉપર તરી રહ્યો છે. આ જોઇ લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રાજા હંસધ્વજ બન્ને પુરોહિતો સાથે અગાઉજ ત્યાં પહોંચી ગયો હતો. રાજાને પણ બહુ વિસ્મય થયું.

ભગવાનની ભકિત તથા શ્રદ્ધા રહિત કેવળ તર્ક અને બુદ્ધિના અભિમાન પર નિર્ભય રહેનારા ઘમંડી પુરોહિત શંખે સુધન્વા પર સંદેહ કરતા રાજાને કહ્યું :—"રાજન્ ! આ શી વાત છે ? તેલ ગરમ થયું નથી કે તારો પુત્ર કોઇ ઔષધ–મંત્ર જાણે છે ? આનું સુખ પ્રફુલ્લિત કમલ સમું પ્રકાશિત તેજથી ઝગમગી રહ્યું છે. કયાંઇ એક ફેરફોલ્લો પણ પડયો નથી, ગમે તે હો, આમાં કંઇને કંઇ ચાલાકી છે. તેલ જો ખરેખર ગરમ હોત તો આવું કદી ન થાત, ગરમ તેલથી મનુષ્ય ન બળે એ તો પ્રકૃતિથી વિરૂદ્ધ છે." હાય ! ધર્મ શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણ ! તેં હજુ સુધી એ નથી જાણ્યું કે પ્રભુ પ્રકૃતિનો સ્વામી છે; એની ઇચ્છાથી, નહિ નહિ સંકલ્પ માત્રથી, અસંભવિત સંભવિત થઇ જાય છે.

શંખથી રહેવાણું નહિ. એણે તેલની પરીક્ષા કરવા કડાઈમાં એક નાળિયેર નંખાવ્યું. ઉકળતા તેલમાં નાળિયેર પડતાંજ તડાક દઇ ફૂટયું, બે કટકા થયા, અને તે બે ઉછળી શંખ, લિખિત બન્ને ઋષિઓના માથામાં જઇ જોરથી લાગ્યા. મુનિ ગભરાઇ ગયા. હવે એમની આંખો

ઉઘડી. ભગવાન અને એના ભક્તોનું મહાત્મ્ય એમની સમજમાં આવ્યું. મુનિવર શંખે નોકરોને પૂછ્યું કે ઉકળતા તેલમાં સુન્ધવા નથી બળતો તેનું શું કારણ ? શું તેણે કોઇ મંત્ર-જાપ કર્યો હતો કે કાંઇ જડી બુટ્ટી આંધી લીધી હતી ? જેથી આ તેલની જ્વાલા એને અડતી નથી ? નોકરોએ કહ્યું :—' મુનિવર ! અમે તો રાજકુમારને કોઇપણ મંત્ર જપતા કે ઔષધ બાંધતા જોયા નથી, હા ! કુમારે આર્ત્ત થઇ તે મહામતિ ભગવાન શ્રીકૃષ્ણ સ્મરણ અવશ્ય કર્યું હતું. જેના સ્મરણ માત્રથી જીવ જન્મ મરણના સંકટમાંથી છૂટી જાય છે. હજુ પણ સુન્ધવાના હાલતા હોઠ જુઓ, ભગવાન શ્રીકૃષ્ણનું નામ સ્મરણ ચાલી રહ્યું છે.' આ સાંભળી શંખ મુનિ પોતાને ધિક્કારતા બોલ્યા કે '—' આને ધન્ય છે. જેણે ભગવાન વિષ્ણુના સ્મરણમાં આટલું મન લગાવ્યું તે મહાન સાધુ છે. અમારા સરખા વ્યર્થ પંડિતોને ધિક્કાર છે. અમે પાંડિત્યના અભિમાનમાં ભગવાનથી વિમુખ થઇ રહ્યા છીએ.' આવી રીતે એક દિવસ વ્રજમાં પણ યજ્ઞકર્તા બ્રાહ્મણોએ પોતાની પત્નીઓને અતુલ શ્રીકૃષ્ણના પ્રેમવાળી જોઇ પોતાને ધિક્કાર દેતાં કહ્યું હતું :— ' ભગવાન શ્રી હરિથી વિમુખ અમારા બ્રાહ્મણોના ત્રણે જન્મોને ( એક ગર્ભથી, બીજા ઉપનયનથી, ત્રીજા યજ્ઞ-દીક્ષાથી ) બ્રહ્મચર્ય વ્રતને, બહુ જાણપણાને, ઉત્તમ કુલને અને યજ્ઞાદિ કર્મોમાં અમારી નિપુણતાને વારંવાર

ધિક્કાર છે એમાં કાંઇ સંદેહ નથી કે ભગવાનની માયા યોગીઓને પણ મોહિત કરી દીએ છે. હા ! લોકોને ઉપદેશ કરવાવાળા અમે ગુરુ અમારો યથાર્થ સ્વાર્થ ચૂકી ગયા. અહો ! આ સ્ત્રીઓમાં જગદગુરુ ભગવાન શ્રી કૃષ્ણ પ્રતિ કેવી અનન્ય ભક્તિ છે જેનાથી તેઓએ ઘરની બધી મમતા જે કઠીન મૃત્યુ–પાશ સમાન છે તેને ક્ષણ ભરમાં તોડી નાંખી. આ સ્ત્રીઓને નથી અમારી માફક યજ્ઞોપવિત સંસ્કાર થયો. તેઓએ ગુરુને ત્યાં રહી નથી શિક્ષા પ્રાપ્ત કરી નથી તપ કર્યું, નથી આત્મ-જ્ઞાનની મીમાંસા કરી, તેમજ નથી તેમનામાં શૌચ, તેમજ નથી કરતી તે યજ્ઞાદિ શુભ કર્મો, છતાં તેમનામાં યોગેશ્વરના ઇશ્વર પવિત્ર કીર્તિ ભગવાન શ્રીકૃષ્ણ પ્રતિ સુદૃઢ ભક્તિ છે, અમારા સર્વ સંસ્કાર થયા છે તથા અમારામાં વિદ્યા, વિવેક, તપ, શૌચ અને યજ્ઞાદિ ક્રિયા પણ છે તથાપિ બહુ શોકની વાત છે કે અમારામાં ભગવાનની ભક્તિ નથી.

ખરેખર વાત પણ એમજ છે, મોટા અને બુદ્ધિવાન તે જ છે કે જેઓ ભગવાનના ચરણોનું નિત્ય ચિન્તન કરતા તેને શરણે રહે છે. ભક્તરાજ પ્રહ્લાદે એમજ કહ્યું હતું કે બાર પ્રકારના સદ્ગુણો સંપન્ન બ્રાહ્મણ પણ જો ભગવાન કમલનાભના ચરણ કમળથી વિમુખ હોય તો તેના કરતાં પોતાના તન, મન, ધન, વચન, કર્મ અને પ્રાણોનું ભગવાનને સમર્પણ કરી દીધું હોય તેવો ચાંડાલ પણ

શ્રેષ્ટ છે. તે ભગવદ્ ભકત ચાંડાલ પોતાના આખા કુળને પવિત્ર કરી શકે છે. પરંતુ બહુ સન્માન યુક્ત બ્રાહ્મણ પોતાને પણ પવિત્ર નથી કરી શકતો.

આજ શંખ મુનિને પોતાના કર્યા પર બહુ પ્રશ્ચાત્તાપ થયો, અને તેણે કહ્યું:—'હું આ તપેલા તેલમાં પડી મરણાન્તિક પ્રાયશ્ચિત કરીશ.' આવું કહેતાં મુનિ કૂદી તેલની કડાઇમાં જઇ પડયા. પરંતુ ભક્ત સુધન્વાની શુભ ભાવનાથી ઉકળતું તેલ તેના માટે પણ શીતલ બની ગયું. સુધન્વાને મુનિએ છાતી સાથે લગાવી ગદ્ગદ્ કંઠે કહેવા લાગ્યા:–પ્રિય કુમાર! તું મહાન સાધુ શ્રેષ્ટ ક્ષત્રિય વીર છું, તને ધન્ય છે, હું તો અસાધુ બ્રાહ્મણ છું, મેં મૂર્ખે તારા જેવા ભક્તને ઉકળતા તેલમાં નખાવ્યો હું સમજી ગયો. સંસારમાં જે ભગવાન શ્રી કૃષ્ણનું સ્મરણ કરતો નથી. તે મૂઢને નિત્ય સંતાપ, અભાવ અને દુઃખોની પ્રાપ્તિ થાય છે. જે ભાગ્યવાન પુરુષ સર્વ કામ–ફળદાતા ભગવાન ગોવિંદનું સ્મરણ કરે છે તે તો ત્રણે તાપથી છૂટી સર્વથા સુખી થાય છે.

અગ્નિમાં એટલી શકિત કયાં છે કે તે તારા જેવા પરમ વૈષ્ણવને બાળી શકે? જે સુરા સૂર–ગુરુ ભગવાન શ્રી કૃષ્ણનું દર્શન મુનિઓને પણ દુર્લભ છે. જેણે અગ્નિ શિખામાંથી એક દિવસ ભકત પ્રહ્લાદની રક્ષા કરી હતી તેનું તેં પ્રાણાન્ત સમયે મન–વાણીથી સ્મરણ કરી લીધું. હે પુરુષસિંહ! તારા શરીરના સ્પર્શથી આજ મારું

અધમ શરીર પણ પવિત્ર થઇ ગયું. પવિત્ર કરનારૂં આથી કોઇ બીજું ઉત્તમ સાધન નથી. તીર્થ પણ ભક્તોને લીધેજ તીર્થત્વને પ્રાપ્ત કરે છે. મહારાજ યુધિષ્ટિરે વિદુરને કહ્યું હતું:–હે પ્રભો ! તારા જેવા ભગવદ્‌ભક્ત પોતેજ તીર્થરૂપ છે. પાપીઓથી કલુષિત થતા તીર્થ તારા સરખા ભક્તો દ્વારાજ પુનઃ તીર્થત્વને પ્રાપ્ત કરે છે, કારણ તારા હૃદયમાં ગદાધર ભગવાન સર્વદા રહ્યા છે.'

'તારા જેવા ભક્તોના દર્શનમાં જ આંખોની સફળતા છે, તારા જેવા ભક્તોના અંગ સ્પર્શમાં જ શરીરની સફળતા છે, અને તારા જેવા ભક્તોના ગુણગાનમાં જ જીભની સફળતા છે કારણ સંસારમાં ભક્તોનું દર્શન અત્યંત દુર્લભ છે.

'હે પવિત્ર રાજકુમાર! હે વત્સ! ઊઠ, ઊભો થા, તેલમાંથી બહાર નિકળી તારા પિતા તારા ત્રણે મોટા ભાઇ અને બધી સેનાને પાવન કર. સાથે સાથે મારો ઉદ્ધાર કર. ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ભક્ત અર્જુનનું સારથિપણું કરે છે, તે અર્જુન સાથે રણક્ષેત્રમાં યથાયોગ્ય યુદ્ધ કર.'

મુનિ સાથે સુધન્વા બહાર નિકળી પિતાની પાસે આવ્યો. મુનિએ સુધન્વાના ભક્તિભાવની તથા અમાપ પ્રભાવની રાજાની સામે બહુ પ્રશંસા કરી. રાજાએ પુત્રને હૃદય સરસો ચાંપ્યો અને ગદ્‌ગદ્‌ કંઠે કલ્યાણ આશીર્વાદ

દેતા યુદ્ધના અનુપમ અતિથિ અર્જુનનો ઉચિત સત્કાર કરવાની આજ્ઞા દીધી.

પિતાની આજ્ઞા મળતાં સુધન્વા સુંદરી રથમાં બેસી તુરત યુદ્ધ સ્થળમાં જઇ પહોંચ્યો. બન્ને બાજુ જુદા જુદા પ્રકારના રણ વાજીંત્રો વાગવા લાગ્યાં. શંખોનો તુમૂલ ધ્વનિ થવા લાગ્યો. વાજીંત્રો અને રથ ઘોડા તથા હાથીઓની ગર્જનાથી પૃથ્વી કંપવા લાગી. ભીષણ યુદ્ધનો આરંભ થયો. પાંડવોની બાજુમાં મહાવીર અર્જુનના નેતૃત્વ નીચે અપાર સેના સહિત શ્રીકૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન, કર્ણપુત્ર વૃષકેતુ, કૃતવર્મા, સાત્યકિ—અનુશાલ્વ આદિ પ્રસિદ્ધ વીરો હતા. આ તરફ સુધન્વાની સરદારી નીચે રાજા હંસધ્વજની વિપુલ સેના છે. શ્રીકૃષ્ણ ભક્ત વીર ક્ષત્રિય કુમાર સુધન્વાએ ક્રમે ક્રમે વૃષકેતુ, પ્રદ્યુમ્ન, કૃતવર્મા, સાત્યકિ અને અનુશાલ્વ આદિ સર્વ વીરોને હરાવ્યા. મહા સંગ્રામમાં સૌ હાર પામી ઘાયલ થઇ રણક્ષેત્રમાંથી ભાગવા માંડયા. આખરે સ્વયં અર્જુન સામે આવ્યો. બન્નેય ભગવાનના અનન્ય ભક્ત તેમજ અજેય યોદ્ધા હતા. ભેદ એટલો છે કે અર્જુન મહાન યુદ્ધોનો અનુભવી વીર હતો. સુધન્વા નવીન રણ—ઊગતો વીર હતો. અર્જુનને પોતાની ભક્તિ તેમજ વીરતાનું કંઇ ઘમંડ હતું; સુધન્વા ભગવાનના ભરોંસા પર હતો. ભગવાનને આજ પ્રત્યક્ષ દેખાડવું છે કે નથી કોઇ ભક્તિનો ઇજારદાર નથી કોઇને વીરતાના સર્વ હક સ્વાધીન. સૌથી મોટી

વાત તો એ બતાવવી છે કે ભગવાન શ્રી કૃષ્ણ સહાયક તેમજ સાથી ન રહેતાં અર્જુન એક બાળકથી પણ રણમાં હારી જાય છે.

અર્જુને સુધન્વાની સામે ઊભા રહેતાં કહ્યું:–" વીર સુધન્વા ! મેં મોટા મોટા યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કર્યો છે, મહાવીર ગુરુ દ્રોણ, પિતામહ ભિષ્મ, કુલગુરુ કૃપાચાર્ય અને મહાત્મા કર્ણ સાથે પણ યુદ્ધ કર્યા છે. ભગવાન શિવ તથા મોટા મોટા દૈત્યોની સાથે પણ સંગ્રામ ખેલ્યો છે. પરંતુ તારા જેવો રણશૂર મને કયાંઇ મળ્યો નથી, મને તને જોઇ જેટલું આશ્ચર્ય થયું તેટલું બીજે કયાંઇ થયું નથી.

સુધન્વા બોલ્યો 'વીરવર ! અગાઉના યુધ્ધોમાં તમારા પરમ હિતકારી ભગવાન શ્રી કૃષ્ણ બહુ કુશળતાથી રથમાં બેઠેલા સારથિનું કામ કરતા હતા. આજ તમારી સાથે શ્રીકૃષ્ણ નથી તેથી તમને આશ્ચર્ય થઇ રહ્યું છે. તમે શ્રીકૃષ્ણને કેમ છોડી દીધા ? અથવા શ્રી કૃષ્ણે તો મારી સાથે યુદ્ધ કરવામાં તમને છોડી દીધા હશે, બતાવો તમે મારી સાથે યુદ્ધ કરવામાં સમર્થ છો કે નહિ ?'

સુધન્વાનાં વચન સાંભળી અર્જુન ક્રોધિત થઇ તેના પર બાણ વરસાવવા માંડયા. સુધન્વાએ હસતાં હસતાં વાતવાતમાં તેના દિવ્ય બાણ કાપી નાંખ્યાં. મહા ભયંકર યુદ્ધ થયું. અર્જુને પોતાની બધી કુશળતા બતાવી પણ સુધન્વા સામે એક પણ ચાલી નહિ. વીર ભક્ત બાળક

સુધન્વાની યુદ્ધ-નિપુણતા અને તેની અખંડ બાણ વર્ષાથી અર્જુન ગભરાઇ ગયો, તેનો સારથિ ઘવાઇ નીચે જઇ પડયો. અર્જુનને વ્યાકુલ તેમજ સારથિ રહિત જોઇ સુધન્વાએ હસતાં હસતાં કહ્યું-'હે પાર્થ ! તમે આજ મારા બાણોથી ઘાયલ થઇ ગયા છો. આજ તમારૂં પુરુષાર્થ કયાં ચાલી ગયું ? વીરવર ! તમે તમારા સર્વજ્ઞ સારથિને છોડી બીજા સાધારણ સારથિથી કામ લેવામાં મોટી ભૂલ કરી છે. તે મારી સામે મુડદા! જઇ પડયો છે માટે તુરત તમારા શ્રીકૃષ્ણ સારથિનું સ્મરણ કરો.'

અર્જુને જમણા હાથથી ધનુષ સહિત ઘોડાની લગામ પકડી લડવા માંડયું અને મનમાં ને મનમાં પોતાના જીવનાધાર જગદાધાર શ્રીકૃષ્ણનું આર્ત્ત-ભાવે સ્મરણ કર્યું સ્મરણ કરવાનીજ માત્ર વાર હતી. તુરત ભગવાન શ્રીકૃષ્ણ રથ પર આવી બેઠા અને અર્જુનને આ પ્રમાણે કહેતાં દેખાણા:—'ભાઇ ઘોડાની લગામ છોડી દે. ભગવાન વાસુદેવને આવ્યા જોઇ અર્જુન અને સુધન્વા બેઉએ તેને પ્રણામ કર્યાં અર્જુનને તો હર્ષ થાય એ સ્વાભાવિકજ હતું પરંતુ સુધન્વાના હર્ષનો રંગ કંઇ બીજોજ હતો. જે કાર્ય માટે માતા-પિતાની આજ્ઞા તેમજ પ્રિયા પત્નીની અનુમતિથી રણ ક્ષેત્રમાં આવી અર્જુનને હંફાવ્યો હતો તે શુભ કાર્ય તો હવે પ્રાપ્ત થયું. ભગવાનની દિવ્યરૂપ-માધુરી તથા તેની અનુપમ ભક્ત-વત્સલતા જોઇ સુધન્વા કૃતાર્થ

થઇ ગયો. સુધન્વાએ મનમાંને મનમાં વારંવાર પ્રણામ કરી ભગવાનની પ્રેરણા પ્રમાણે ભગવાને કહ્યું:—

દૃષ્ટત્વમસિ ગોવિન્દ ! પાણ્ડવાર્થે સમાગતઃ ।
સર્વગત્યં મયા જ્ઞાતં ત્વદીયં કિલ કેશવ ॥

હે ગોવિંદ ! અર્જુનની ખાતર આવવાવાળા તમારૂં દર્શન મેં કરી લીધું. હે કેશવ ! હું તમારી સર્વવાત જાણું છું' ઇસારામાં ભગવાન પ્રત્યે ગૂઢ શબ્દોમાં આટલું કહી હસતા. સુધન્વાએ અર્જુનને કહ્યું:–' પાર્થ ! તમારા સારથિ શ્રીકૃષ્ણ આવી ગયા. હવે તો તમે મારી ઉપર વિજય પ્રાપ્ત કરવાની કંઇ પ્રતિજ્ઞા લીઓ.' આ શબ્દોથી અર્જુનને સમજાવ્યું કે શ્રી કૃષ્ણ કેવલ તમારાજ સારથિ નથી, મારૂં પણ તે સર્વસ્વ છે. તમારી પ્રતિજ્ઞાર્થે પોતાનું પુણ્ય દઇ તમારી રક્ષા કરશે તો મારી પ્રતિજ્ઞાની રક્ષા તે કેવલ સંકલ્પથીજ કરશે. આજ જગત ભગવાનની આ લીલા પણ જોશે.

સુધન્વાનો પડકાર સાંભળી અર્જુને ત્રણ બાણ કાઢી પ્રતિજ્ઞા કરતાં કહ્યું કે :—'આ ત્રણે બાણોથી તારૂં સુંદર શિર વીંધી ઉડાવી દઇશ. કદી એમ હું ન કરી શકું તો મારા પૂર્વજ પુણ્ય રહિત થઇ નરકમાં જઇ પડે. મારૂં આ કથન સર્વથા સત્ય છે. આમાં કાંઇપણ ખોટું નથી.' અર્જુનની પ્રતિજ્ઞા સાંભળી મરણીઓ બનેલો ભક્ત–વીર સુધન્વાએ પણ હાથ ઊંચો કરી ઊંચા અવાજે કહ્યું કે :– ' શ્રીકૃષ્ણની સામેજ હું તને ત્રણ બાણોથી કાપી નાંખીશ

હું એમ ન કરી શકુ તો મને ઘોર ગતિ પ્રાપ્ત થાય.' બન્નેએ પરસ્પર વિરોધી પ્રતિજ્ઞાઓ લીધી. બન્નેય મહાવીર તેમજ ભગવાનના અનન્ય ભકતો હતા. બન્ને બાજુની સેનાના સર્વ વીર, સમસ્ત દેવતા તથા ઋષિઓ આ આશ્ચર્ય જોવા બહુ આતુર બન્યા.

સુધન્વાએ બાણુ વરસાવી શ્રીકૃષ્ણુ સહિત અર્જુનને ઘાયલ કરી રથનો કંઇક ભાગ તોડી નાંખ્યો અને બાણુના પ્રભાવથી રથને ચક્ર સમાન ઘૂમાવવા લાગ્યો. ત્યારપછી દશ બાણોથી અર્જુનને ઢાંકી દઇ એક એવું બાણુ માર્યું કે જેથી અર્જુનનો રથ ચારસો હાથ પાછળ હઠી ગયો. આ જોઇ ભગવાને અર્જુનને કહ્યુ—'ભાઇ ! તેં સુધન્વાનું પરાક્રમ જોયું ? કેવો સમર્થ વીર છે ? તેં મને પૂછયા વિનાજ આવી કઠીન પ્રતિજ્ઞા કરી તે ઠીક ન કર્યું. જયદ્રથના વધ વખતે કેટલું કષ્ટ પડયુ હતું તે પ્રસંગ શું તું ભૂલી ગયો ? જે વીરે તારા પગથી દબાયેલા રથને એકજ બાણુથી ચારસો હાથ પાછળ ફેંકી દીધો તેની સામે તું કેમ જીતી શકશે ? મને લાગે છે કે આ સુધન્વાનું આત્યન્તિક એક પત્નીવ્રતનું મહાત્મય છે. આ એક પત્નીવ્રતમાં હું અને તું બન્નેય બહુ પછાત છીએ. આ સ્થિતિમાં મહાન કષ્ટ થશે એ નિશ્ચિત છે.'

અર્જુને કહ્યું :—હે ગોવિંદ ! જ્યારે તમે આવી ગયા છો ત્યારે મને ભય શો છે ? હું જરૂર આ ત્રણ બાણોથી

સુધન્વાને રણભૂમિમાં પાડી દઇશ. હવે મારે માટે મહા દુ:ખની કોઇ વાત નથી. જ્યાં તમારા હાથમાં મારા જીવન-રથની લગામ છે ત્યાં મારૂં કોણ અનિષ્ટ કરી શકશે ?" અર્જુને પ્રથમ બાણ હાથમાં લીધું ત્યારે સુધન્વાએ પુકારી કહ્યું :—ગોવિંદ ! જેવી રીતે ગોકુલમાં ગાયોની રક્ષા કરવા તમે ગોવર્ધન હાથે ઉપાડયો હતો તેવી રીતે આજ તમારા ભકત અર્જુનની રક્ષા કરજો પરંતુ સ્મરણમાં રાખજો કે હું પણ તમારોજ દાસાનુદાસ છું. "

ભગવાને ભકત સુધન્વાની કીર્તિ ચિરકાળ રહે તે માટે તથા ભકત અર્જુનના રક્ષણ અર્થે પોતાનું ગોવર્ધન ધારણનું પુણ્ય બાણમાં મૂકયું. કાળાગ્નિ સમાન અર્જુનનું બાણ ગયું, પરંતુ પુણ્યાત્મા ભકતવર સુધન્વાએ ક્ષણભરમાં તેને વચમાંથીજ કાપી નાંખ્યું. રાજા હંસધ્વજ સેના સહિત પ્રસન્ન થયા. પાર્થનું બાણ કપાતાં તો પૃથ્વી કંપવા લાગી, દેવતા આશ્ચર્યમાં ડૂબી ગયા. ભગવાને સુધન્વાના બલ-પૌરુષ અને પણ-રક્ષા કાર્યની પ્રશંસા કરતા અર્જુનને બીજું બાણ સાંધવાની આજ્ઞા કરી અને સાથેજ પોતાના અન્ય અનેક પુણ્ય અર્પણ કર્યા. સુધન્વાએ કહ્યું :— ગોવિંદ ! ધન્ય છે તમારી લીલા, પરંતુ હું તમારો દાસ તમારી લીલાથી અજાણ નથી.

ફરી અર્જુનને કહ્યું કે:—" પાર્થ ! શ્રીકૃષ્ણનું સ્મરણ કરી બાણ છોડજો." અર્જુનનું પ્રલયકારી ભયાનક બાણ

ચાલ્યું, પરંતુ વીર સુધન્વાએ પોતાના પ્રબલ પુરુષાર્થથી તેને પણ વચમાંજ કાપી નાંખ્યું. બીજું બાણ કપાતાં અર્જુન કંઇ ઉદાસ થઇ ગયો અને રણભૂમિમાં હાહાકાર મચી રહ્યો, ચારે તરફ વીર સુધન્વાના વીરત્વની પ્રશંસા થવા લાગી. ત્યારપછી ભગવાને ત્રીજું બાણ સાંધવાની આજ્ઞા કરી અને પોતાનું રામાવતારનું પુણ્ય બાણમાં મૂક્યું. બાણના પાછલા ભાગમાં બ્રહ્માજી તથા વચમાં કાળને મૂકી આગળમાં પોતે સ્વયં સ્થિત થયા. સુધન્વાએ કહ્યું :–ભગવન્ ! તમે મારો વધ કરવાને બાણમાં સ્વયં સ્થિત થયા છો તે હું જાણું છું. આવો નાથ ! મને રણભૂમિમાં તમારા ચરણોનો આશ્રય આપી કૃતાર્થ કરો. આથી વિશેષ સૌભાગ્ય મારૂં બીજું શું હોઇ શકે ? અર્જુન ! તમને ધન્ય છે, નારાયણ તમારી ખાતર કેવલ પોતાનું પુણ્યજ નથી દેતા પણ પોતે બાણમાં સ્થિત થયા છે. તમારૂં જરૂર કલ્યાણ થશે, પરંતુ સાવધાન ! શ્રીકૃષ્ણની કૃપાથી હું તમારા બાણને જરૂર કાપી નાંખીશ.'

અર્જુનનું બાણ ચાલ્યું પરંતુ વીરવર સુધન્વાએ શ્રીકૃષ્ણનો જપ કરતાં કરતાં તુરતજ તેને કાપી નાંખ્યું. સુધન્વા દ્વારા કપાયેલા બાણનો અર્ધો ભાગ પૃથ્વી પર જઇ પડયો. આ બાણ કપાતાંજ આખું ચંદ્રમંડળ કંપી ઊઠયું. સુધન્વાના પણની રક્ષા થઇ. હવે અર્જુનના પણની રક્ષા કરવી છે તેથી ભગવત્–પ્રેરણાથી બાણનો અર્ધો ભાગ ઊંચે ઊડયો અને તેણે પ્રકાશિત કુંડળવાળા પુરુષાર્થ

ભંડાર સુધન્વાના સુંદર મસ્તકને તુરત ધડથી જુદું કરી નાંખ્યું

સુધન્વાના મસ્તક વિનાના ધડે પાંડવ સેનાનો નાશ કરી નાંખ્યો અને તેનું ભાગ્યવાન શિર આનંદ પૂર્વક કેશવ, રામ, નૃસિંહ આદિ ભગવદ્ નામોનું ઉચ્ચારણ કરતું શ્રીકૃષ્ણના જગત્પાવન ચરણ કમલોમાં જઈ પડ્યું.

ભગવાને ચરણોમાં પડેલા શિરને પોતાના હાથથી ઉઠાડ્યું તેટલામાં વીર બાલક સુધન્વાના મુખમાંથી એક પ્રકાશ-જ્યોત નિકળી અને તે તુરતજ શ્રીકૃષ્ણના મુખમાં પ્રવેશી સમાઈ ગઈ, આ ઘટના કોઈએ જાણી નહિ.

---

નોંધઃ—હાલના કાળમાં જે યુધ્ધ થાય છે તે ધર્મ યુદ્ધ નથી પણ વેપારના લાભ માટે યુદ્ધ થાય છે. સુધન્વા ભગવાનના દર્શન માટે યુદ્ધ કરતો હતો, તે ભગવાનનો ભક્ત હતો. ધર્મ યુદ્ધ નીતિ અને ભક્તિ વધે તેટલા માટે થાય છે. સત્યાગ્રહ પણ કેટલેક અંશે એક પ્રકારનું ધર્મ યુદ્ધ છે. તેમાં માત્ર વેપારના લાભનો ઉદેશ નથી પણ નીતિના સિદ્ધાંત સમાયેલા છે. જયારે આફ્રીકામાં સત્યાગ્રહ શરૂ થયો ત્યારે મ૦ ગાંધીજીએ પોતાના મંડળના માણસોને કહ્યું હતું કે "આપણે સત્યને માટે લડીએ છીએ યાદ રાખો કે આપણે પ્રલ્હાદ અને સુધન્વાના વંશજ છીએ, જેમ તેઓને ભગવાને મદદ આપી હતી તેમ આપણને પણ ભગવાન મદદ આપશે પણ સત્ય જાળવીને લડજો." જેના પક્ષમાં નીતિ અને ભક્તિ હોય છે તેનો વિજય થાય છે, અનીતિવાળા થોડો વખત ફાવી જાય છે પણ પછી બહુ મુશ્કેલીમાં આવી પડે છે. આ સિદ્ધાંત કુટુંબમાં, વેપારમાં, યુદ્ધમાં લાગુ પડે છે.



## ૨૫
## મહાત્મા ગાંધીજી

ઇસ્લામિયા કોલેજના એક અધ્યાપક મ૦ ગાંધીજી પાસે ઇશ્વર વિષેની આસ્તિકતાનો પ્રશ્ન લઇ આવ્યા હતા.* તેમણે ગાંધીજીને પૂછ્યું "આપને ઇશ્વરના અસ્તિત્વ વિષે શ્રદ્ધા છે, એને માટે આધાર શો છે? આપનો અનુભવ શો છે?"

મ૦ ગાંધીજી—આને વિષે દલીલ કરી ન થઇ શકે. તમે એ વાત દલીલથી બીજા આગળ સિદ્ધ કરી બતાવવાનું કહો તો હું હારી જાઉં, પણ હું તમને એટલું કહી શકું છું કે તમે અને હું આ ઓરડામાં બેઠા છીએ તે વાતની મને જેટલી ખાત્રી છે એના કરતાં વધારે ખાત્રી ઇશ્વરના અસ્તિત્વ વિષે છે. વળી હું તમને મારી એ સાક્ષી પણ આપી શકું છું કે હું કદાચ હવા અને પાણી વિના જીવી શકું પણ ઈશ્વર વિના જીવી ન શકું. તમે મારી આંખો ભલે ફોડી નાંખો પણ એથી હું મરી નહીં જાઉં તમે મારૂં નાક કાપી નાંખો પણ એથી હું મરી નહીં જાઉં પણ તમે મારી ઇશ્વર વિષેની આસ્થા ઉડાવી દો તો મારા

* તા. ૧૫–૫–૧૯૩૮ ના હરિજન બંધુમાંથી.

બાર વાગી જવાના. તમે આને વ્હેમ કહેવો હોય તો ભલે કહો પણ હું કબુલ કરૂં છું કે એ વ્હેમ સેવવો મને ગમે છે. હું નાનો હતો ત્યારે કંઇક ડર આવી પડે ત્યારે હું રામનામ લેતો, મારી એક ઘરડી દાઈએ મને એ શીખવેલું.

અધ્યાપક—પણ એ વહેમ આપને જરૂરનો હતો એમ આપને લાગે છે ?

મ૦ ગાંધીજી—હા, મને ટકાવી રાખવાને જરૂરનો હતો.

અધ્યાપક—એ બરાબર છે. આપને પેગંબરી ' વહી '* કદી આવેલી ખરી ?

મ૦ ગાંધીજી—તમે વહી શાને કહો છો અને પેગંબરી શાને કહો છો તે હું જાણતો નથી પણ તમને મારા જીવનનો એક અનુભવ સંભળાવું. સને ૧૯૩૩ માં જેલમાં ૨૧ દિવસનો ઉપવાસ કરવાનો નિશ્ચય જાહેર કર્યો ત્યારે એને વિષે મન સાથે દલીલ કરી નહોતી.

આગલી રાતે હું સૂઇ ગયો, તે વખતે મને કલ્પના સરખી નહોતી કે સવારે ઊઠીને હું ૨૧ દિવસના ઉપવાસનો સંકલ્પ જાહેર કરવાનો છું, પણ મધરાતે એક અવાજે મને જગાડયો અને કહ્યું ' ઉપવાસ કર. ' મેં પૂછ્યું ' કેટલા ? ' જવાબ મળ્યો ' ૨૧ દિવસ. ' હું તમને કહું કે મારૂં મન તેને માટે તૈયાર નહોતું, મનને એનો અણગમો હતો પણ મારી આગળ એ વસ્તુ દીવા જેવી આવીને ઊભી

* ઈશ્વરનું ફરમાન

રહી. બીજી એક વસ્તુ કહું. મેં જીવનમાં જે કાંઇ મોટી નવી વસ્તુઓ કરી છે. તે બુદ્ધિથી દોરાઇને નહિ પણ અંતઃપ્રેરણાથી—હું કહું કે ઇશ્વરથી પ્રેરાઇને કરી છે.

'સને ૧૯૩૦ ની દાંડી કૂચનો દાખલો લો. મીઠાના કાયદાનો ભંગ કેવી રીતે થશે એનો મને બિલકુલ ખ્યાલ નહોતો. પંડિત મોતીલાલજી અને મિત્રો અકળાતા હતા અને એમને ખબર નહોતી કે હું શું કરીશ; અને હું એમને કશું કહી શકતો નહોતો કેમકે મને પોતાને એની કશી ખબર નહોતી પણ એક ઝબકારાની પેઠે મને તે સૂઝી આવ્યું અને દેશ એક છેડાથી બીજા છેડા સુધી કેવો હાલી ઊઠયો એ તમે જાણો છો. એક વસ્તુ છેવટની કહું. સને ૧૯૧૯ ની ૬ ઠી એપ્રીલને ઉપવાસ અને પ્રાર્થનાના દિવસ તરીકે જાહેર કરવાની કલ્પના મને છેક છેલ્લા દિવસ સુધી બિલકુલ નહોતી પણ મને એ વિષે સ્વપ્નું આવ્યું—સને ૧૯૩૦ કે સને ૧૯૩૩ ની પેઠે એ વખતે અવાજ નહોતો સંભળાયો કે કશું દેખાયું નહોતું—અને મને લાગ્યું કે એજ વસ્તુ બરાબર છે. સવારે મેં તે વાત રાજાજીને કરી અને દેશ આગળ એવી જાહેરાત કરી. એનો દેશે સ્વયં સ્ફૂર્તિથી કેવો અદ્ભુત જવાબ વાળ્યો તે તમે જાણો છો.'

નોંધઃ—જે જે કામ ભગવાનની પ્રેરણાથી થાય છે તે સફળ થાય છે. સત્યાગ્રહનો ખરો અર્થ એ થાય છે કે સત્યના સાક્ષાત્કાર માટે-એટલે ભગવાનના સાક્ષાત્કાર માટે-આગ્રહ રાખવો. જેઓને એ વાત સમજાતી નથી તેમનામાં આગ્રહ વધે છે પણ સત્ય વધતું નથી. તેથી હરિનો માર્ગ શૂરવીર માટે છે. કાયર માટે નથી.



## ૨૬
## સ્વામી રામદાસ.*

**ૐ શ્રી રામ, જયરામ, જય જય રામ**

આ મંત્રનો સતત જપ કરતાં કરતાં તેમણે આત્મસિદ્ધિ મેળવેલી છે, તે બધે રામને જોતા ફરે છે, રામ સિવાય બીજું કાંઇ તેમની નજરમાં આવતું નથી.

જે સ્વામી રામદાસ શિવાજીના ગુરુ હતા તેમનું આ જીવન વૃત્તાંત નથી પણ જે આખા જગતને રામ રૂપે જુએ છે અને પોતાને રામના દાસ તરીકે ઓળખાવે છે, જે પોતે સંસાર સાગર તરી ગયા છે અને હજુ અનેકને તારે છે, તે સ્વામી રામદાસની આ જીવન કથા છે. તેમનું આનંદ-આશ્રમ મેંગલોર જિલ્લામાં કાનનગઢ ગામ પાસે રામનગરમાં છે. તેમના શરીરની ઉમર હાલ ૫૪ વર્ષની છે.

સ્વામીજી ગુજરાતમાં કોઇ વખતેજ પધારે છે તેથી બહુ થોડા માણસો તેમના પરિચયમાં આવેલા છે. તેમનું

---

* લેખક: માધવરામ પ્રાણશંકર ભટ્ટ, રાજકોટ

પોતે ગૃહસ્થાશ્રમ ત્યાગ કર્યો તે પહેલા ત્રણ વર્ષ થયા તેમના મનની સ્થિતિ ઘણી અશાંત હતી. તેમનું જીવન જાણે ચિંતા અને કલેશથી ઘેરાઇ ગયું હોય, કોઇપણ દિશામા સાચી શાંતિ અનુભવાતી ન હોય તેવી તેમના ચિત્તની દશા થઇ હતી. તેમનું હૃદય એમજ ઝંખ્યા કરતું હતું કે સાચી શાતિ અને સાચો વિશ્રામ કયાં છે? હૃદયની આ તીવ્ર વેદનામાંથી અંતરધ્વનિ આવ્યો કે "તું શોક કર નહિ, મારામાં શ્રદ્ધા રાખવી અને તું મુક્ત થઇશ." તેમને લાગ્યું કે આ શબ્દો ભગવાનના હતા. આ શબ્દોથી તેમને ઘણું આશ્વાસન મળ્યું. તે પછી જેટલો ફુરસદનો વખત મળે તે પ્રભુ ભજનમાં ગાળવાનો નિશ્ચય કર્યો. ધીરેધીરે ભજનમાં આનંદ મળવા લાગ્યો અને ચિત્તમાં શાંતિ જણાવા લાગી રાત્રે ફક્ત બે કલાક આરામ કરી બાકીનો સમય પ્રભુભજનમાં ગાળવા લાગ્યા. દિવસે પણ હાલતો ચાલતા, પ્રત્યેક કામ કરતા, જ્યારે જ્યારે અવકાશ મળે કે તરતજ ધ્યાન અથવા "રામ રામ" એ મધુર નામનું સ્મરણ ચાલુ રાખતા. ધીરે ધીરે એવું બનવા લાગ્યું કે જ્યારે મનમાં કોઇ જાતની ચિંતા આવે અથવા આર્થિક મુંઝવણ નડે ત્યારે નામ સ્મરણની શકિત આગળ તે દૂર થઇ જતી હતી. આવી રીતે ભજનમાં પ્રેમ વધતાં સંસારના પદાર્થોનું આકર્ષણ ઓછું થયું પહેરવામાં ખાદીનાં બે વસ્ત્રો અને સુવામાં એક ચટાઇ રાખતા.-

પહેલાં બે વખત ભોજન લેતા, તેમાંથી એક વખતના ભોજન ઉપર આવ્યા અને પછી ફળ આહાર અથવા દૂધ ઉપરજ નિર્વાહ કરવા લાગ્યા.

પ્રભુની કૃપાથી પુત્રની ભક્તિ જોઇ તેમના પિતાજી તેમના ગુરુ થયા. તેમણે રામદાસજીની સ્થિતિ જોઇ કહ્યું કે " ૐ શ્રી રામ, જય રામ, જય જય રામ " એ મંત્રનો પ્રેમથી જપ કરવાથી તમારા ઉપર ભગવાનની કૃપા ઉતરશે અને તમને ખરૂં દિવ્ય સુખ મળશે."

પોતાના પુત્રની ભક્તિ વધારવા માટે કોઇ પિતા તેનો ગુરુ થાય એવું હાલના કાળમાં બનવું બહુ મુશ્કેલ છે. હાલના કાળનાં ઘણાં માબાપ તો એમજ ઇચ્છે છે કે મારો દિકરો કયારે કમાતાં શીખે, પરણે અને કુટુંબને ઉપયોગી થાય.

પિતાએ આપેલ મંત્રને ગુરૂનો સદુપદેશ સમજી રામદાસજીએ એ મંત્રનું સતત સ્મરણ ચાલુ રાખ્યું આ ઉપરાંત તેમણે શાસ્ત્રોનું વાંચન પણ શરૂ કર્યું. આવા સાધનથી તેમની અંતરની સ્થિતિ એવી થવા લાગી કે તેમને લાગ્યું કે પરમાત્મા સિવાય બીજું કશું સત્ય નથી લૌકિક ભોગની ઇચ્છા શમી ગઇ અને હું અને મારૂં એ ભાવ દૂર થવા લાગ્યો. સગાં સ્નેહી અને વસ્તુઓ ઉપર જે સંસારી મમત્વ સંસારી માણસને રહે છે તે જતું રહ્યું અને જેમ ભગવાન રાખે તેમ રહેવું એવા વિચાર ઉપર

આવ્યા. 'રામ મંત્ર'થી શરૂઆત કર્યા પછી એક વખત તેમની આંખ આગળ એક તેજનું ચક્ર દેખાયું, તેનાથી તેમનો આનંદ વધ્યો. થોડા વખત પછી એ તેજ વધ્યું અને તેમાં પોતે સમાઇ ગયા. આ અનુભવ થયા પછી તેમનું બે ત્રણ કલાક સુધી સારૂં ધ્યાન રહી શકતું હતું.

આવી દશા જેમ જેમ ઉત્પન્ન થવા લાગી તેમ તેમ તેમને પોતાનું ગૃહ-જીવન માયાવાળું લાગવા માંડયું અને અનન્ય શરણ ઉત્પન્ન થવા માટે તેમણે ભગવાનની પ્રાર્થના કરવા માંડી. એક દિવસે રાત્રે ભગવાને આ પ્રાર્થના સાંભળી અને સમગ્ર જીવન ભગવાનને ચરણે ધરી ગૃહ ત્યાગ કરી સાધુ-ભિક્ષુ તરીકે વિચરવાની પ્રેરણા ભગવાન તરફથી મળી. તે ઉપરાંત ભગવાનની પ્રેરણાથી Light of Asia નું પુસ્તક ઉઘાડતા અનાયાસે ભગવાન બુદ્ધના મહા નિષ્ક્રમણનો નીચેનો પ્રસંગ નજરે પડયો:—

:

'આવી છે ક્ષણ એહ જે ક્ષણ કરૂં, હું ત્યાગ આ સ્થાનનો
જે સ્થાને દૃઢ બંધને હૃદય આ, રાચી રહ્યું મોહથી;
શોધું સત્ય, અવશ્ય એ મળી રહે, ના મંદ પાછો ફરૂં,
જેમાં શાશ્વત શાંતિ સુખ વસ્યું, મારૂં મનુજો તણું.'

તેજ સમય મહાત્મા જીસસ ક્રાઇસ્ટનું ન્યુ ટેસ્ટામેન્ટ ખોલતાં પણ એવોજ પ્રસંગ નીચે પ્રમાણે નિકળ્યો:—

'અને જે કોઇ મારા નામ માટે ગૃહ, ભાઇ, બ્હેન, પિતા, માતા, પત્ની, બાળક અને ખેતરનો ત્યાગ કરશે

તેને મોગળ્યું મળશે અને તે અનંત જીવનમાં પ્રવેશશે.'

આ બન્ને વાકયોની એકતા કરતાં કરતાં શ્રીમદ્ ભગવદ્ ગીતાનું પુસ્તક ઉઘાડયું અને અનાયાસે નીચેનો શ્લોક નજરે ચડયો:

બધા ધર્મો છોડી તું મારે જ શરણ આવ,

હું તને બધા પાપમાંથી છોડાવીશ, તું શોક કર નહિ.

આવી રીતે ત્રણ તરફથી ત્યાગનો બોધ મળતાં, રામદાસે તેજ રાત્રીએ ગૃહ ત્યાગનો નિશ્ચય કર્યો. સવારે ખાદીનાં બે વસ્ત્ર લઈ તેને ગેરૂઆ રંગે રંગ્યાં. તે વખતે તે તેમના પત્નીને બ્હેન સમાન ગણાતા હતા. તથા એક મિત્ર કે જેણે તેમને આર્થિક ઋણમાંથી મુક્ત થવામાં મદદ કરેલી હતી તેમને પત્ર લખ્યા. તેમની પત્નીને લખ્યું કે " હું ભગવાનની પ્રેરણાથી ઘર છોડી જાઉં છું અને કદાચ પાછો આવીશ તો તારા પુત્ર તરીકે હવે આવીશ. " બીજે દિવસે સવારે પાંચ વાગે મેંગલોરથી ઉપડતી ટ્રેનમાં પોતે રવાના થયા અને પોતાનું સમગ્ર જીવન પ્રભુને ચરણે અર્પી દીધું.

તેમનાં પત્ની રૂકમાબાઈને આ પ્રસંગથી શરૂઆતમાં દુ:ખ થયું પણ તેમની વૃત્તિ ધાર્મિક હોવાથી ધીરેધીરે તેમને એમ લાગ્યું કે નવા સંજોગો ભગવાનની ઇચ્છાથી જ મળ્યા છે.

રામદાસજી ઘેરથી નિકળ્યા ત્યારે ખાસ કોઇ યોજના આગળથી વિચારેલી નહોતી કારણ કે જ્યારે પોતાના સમગ્ર જીવનનો ભાર પ્રભુ માથે નાખી દીધો ત્યારે પોતાને શું કરવાનું છે એ કંઇ વિચારવા જેવું હતું જ નહિ.

ફરતા ફરતાં તે શ્રીરંગ પહોંચ્યા. ત્યાં કાવેરી નદીમાં સ્નાન કરી પોતાની પાસે જે ગેરૂઆ કપડાં હતાં તે ધારણ કરી લીધાં અને જે વસ્ત્રો પોતે પહેર્યાં હતાં તે નદીના પ્રવાહમાં પધરાવી દીધાં. તેજ જગ્યાએ પોતે ભગવાનની પ્રાર્થના કરી નીચેનાં ત્રણ વ્રત ધારણ કર્યાઃ-

૧. હવે પછીનું સમગ્ર જીવન પ્રભુના ધ્યાનમાં તથા પ્રભુની સેવામાં જ ગાળવું.

૨. ઉગ્ર બ્રહ્મચર્યનું પાલન કરવું તથા સર્વ સ્ત્રીઓ તરફ માતાની દૃષ્ટિ રાખવી.

૩. ભિક્ષાથી જે ભોજન મળે અથવા તો દાન રૂપે જે કાંઇ મળે તે ઉપર શરીરનો નિર્વાહ કરવો.

આ વ્રત લેવાની સાથેજ તેમના જીવનમાં નવો ઉત્સાહ અને આનંદ પ્રગટ થયો, હૃદયમાં અત્યાર સુધી જે તીવ્ર વેદના હતી તે શમી ગઇ અને હૃદય બધા ભારથી મુક્ત થયું જીવન હળવું થઇ ગયું અને ભગવત પ્રેમથી નેત્રમાં અશ્રુ ભરાઇ આવ્યાં.

ફરીથી ભગવાનની પ્રેરણા તેમને નીચે પ્રમાણે સંભળાવા લાગી –

“હું તને મારા રક્ષણ નીચે લઉં છું, સદા મારો ભક્ત રહે, તારૂં નામ હવેથી રામદાસ રહેશે.”

રામદાસજીનું હૃદય આનંદથી ડોલી ઊઠ્યું. (હવેથી આ લેખમાં તેમનું નામ સ્વામીજી તરીકે લખવામાં આવેલ છે.)

સંન્યાસ ગ્રહણ કર્યા પછી સ્વામીજી અનેક સ્થળે ઘણીવાર ફર્યા છે, ચારધામની જાત્રા કરી છે, હિમાલયમાં, ચિત્રકૂટમાં, ભયંકર ગુફાઓમાં, પહાડોમાં અન્ન અને જલ વગર તેમણે ઘણા દિવસ ભગવત્ ચિંતનમાં ગાળ્યા છે. શાસ્ત્રોમાં સાધુ સંન્યાસીઓ માટે એટલી બધી કઠોર આજ્ઞાઓ કરેલ છે કે જો તે બરાબર પાળવી હોય તો તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે. ભિક્ષા માટે ઘણીવાર ગૃહસ્થાશ્રમીઓને ત્યાં જવું પડે છે. તે વખતે જો સાધુઓ તેમની વાતોમાં ભળી જાય તો સાધુપણું ટકતું નથી, અને સાધુ બહુ ઊંચી વાતો કરે તો ગૃહસ્થીઓ સમજી શકતા નથી. આવા સંજોગોમાં સંન્યાસ નભાવવો બહુ મુશ્કેલ છે પણ સ્વામીજી બહુજ કડક નિયમથી રહેતા અને હજુ રહે છે. તિતિક્ષા માટે હંમેશા તૈયાર રહેતા અને રહે છે, એક વખત તેમણે દશ દિવસ સુધી ઉપવાસ કર્યો હતો. શિયાળાની કડકડતી ઠંડીમાં સ્વચ્છ નાળાની

સખત ગરમીમાં સાધન વગર ઘણાં વર્ષો કાઢયા છે. પાસે પાણી માટે જલ-પાત્ર પણ રાખતા નથી. અગવડો અથવા વિઘ્નો આવે તેમાં ભગવાનની વધારે કૃપા સમજી હમેશાં આનંદથી રહેતા અને રહે છે. સર્પ પાસે આવતો હોય તો તેને આવવા દેતા અને તેને જમાડતા. કોઇ કહે કે અમુક જગ્યાએ વાઘની ગુફા છે તો વાઘના રૂપમાં ભગવાનના દર્શન કરવા દોડી જતા. વૃક્ષ અને લતાને પણ રામ સમજી ભેટી પડતા.

તેમની પ્રત્યેક ચેષ્ટા ભગવાનને અવલંબીનેજ હતી અને હજુ પણ છે. સંન્યાસની શરૂઆતમાં એક વખત દક્ષિણના પ્રખ્યાત સંત શ્રી રમણમહર્ષિના દર્શનનો લાભ સ્વામીજીને મળ્યો હતો. સ્વામીજીએ તેમના ચરણમાં પડી કહ્યું "હે, મહાત્મા, આપની સામે આપનો દીન સેવક ઊભો છે, તેના ઉપર કૃપા દૃષ્ટિ કરો અને આપના આશીર્વાદ આપો." શ્રી રમણ મહર્ષિએ તેમના તરફ દૃષ્ટિ ફેરવી મસ્તક હલાવી સૂચના કરી કે "તમને આશીર્વાદ મળી ચુકયો છે." +

એક વખત એક ખેડુતે સ્વામીજીને પૂછયું:— મને લાગે છે કે ભગવાન જગતમાં નથી, નહિતર અમે દુખી કેમ રહીએં, અમે આખા કુટુંબનાં બધાં માણસો આખો દિવસ કામ કરીએ છીએ છતાં અમને પુરૂં ખાવાનુ મળતું નથી.

+ શ્રી રમણ મહર્ષિનું ટુંકું જીવનચરિત્ર આ પુસ્તકમા ૨૯ મા પ્રકરણ તરીકે આપેલ છે.

સ્વામીજી—ભગવાન તો છેજ એટલુંજ નહિ પણ તે દયાળુ અને પ્રેમી છે. આપણને સંસારમાં જે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તે ઉપરથી ભગવાનનું અસ્તિત્વ સિદ્ધ કરવાનું નથી. આપણા અંતઃકરણની શુદ્ધિ માટે સુખ દુઃખ જરૂરનાં છે. ભગવાનને માટે રાજાઓએ રાજ્ય છોડયાં છે અને તપ કર્યાં છે. જેને સંતોષ નથી તેને જીવન દુઃખમય લાગે છે. ગરીબ માણસ સંતોષી હોય તો પોતાના ઝુંપડામાં આનંદથી રહી શકે છે અને અસંતોષી રાજા પોતાના મહેલમાં પણ સુખ લઇ શકતો નથી. ભગવાન આપણને દુઃખી કરવા માગતા નથી. આપણી શ્રદ્ધા તેનામાં રહેતી નથી તેથી આપણે દુઃખી થઇએ છીએ. જેઓ વારંવાર ગુસ્સે થાય છે અને પોતાના કર્મ પ્રમાણે આવેલી થોડી અગવડ સહન કરી શકતા નથી તેમને માટે ભગવાન નથી.

સ્વામીજીની મુસાફરીમાં બીજા એક માણસે એવો પ્રશ્નો પૂછયો કે સંસારમાં રહીને ભક્તિ થઇ શકે કે નહિ ?

સ્વામીજી—સંસારમાં રહેવામાં કે ન રહેવામાં તત્ત્વ નથી પણ અંદરના ત્યાગની જરૂર છે એટલે કે તમારામાં સંસાર રહેવો ન જોઇએ, કોઇ વસ્તુ ઉપર આસક્તિ ન જોઉએ, કોઇ ચીજ મળે તો ઠીક અને ન મળે તો ભગવાનની તેવી ઇચ્છા છે એમ માની હમેશાં સંતોષથી રહેવું. કાંઇ નુકસાન થાય ત્યારે એમ માનવું કે ભગવાન આપે છે અને ભગવન લઇ લે છે.

એક વખત સ્વામીજી એક ધર્મશાળામાં રહેતા હતા. ત્યાં તેમના ભક્તોએ તેમની સગવડ માટે જરૂર પડતી થોડી ચીજો લાવી રાખી હતી.

એક દિવસ રાત્રે કોઇ નવિન શ્યામ રંગવાળો પુરુષ સ્વામીજી પાસે આવ્યો અને પૂછયું 'આજની રાત હું અહીં ગાળું?

સ્વામીજી—ઘણી ખુશીથી.

થોડીવાર પછી તે પુરુષે સ્વામીજીને કહ્યું. "જુઓ, મારાં વસ્ત્રો ફાટી ગયાં છે, તો તમે જે વસ્ત્ર વાપરો છો તે મને નહિ આપો? સ્વામીજીએ તરત પોતે ઓઢેલ વસ્ત્ર તેને આપી દીધું.

નવીન પુરુષ—મારે હજુ તમારી પાસેથી થોડી વધારે વસ્તુઓ જોઇએ છે.

સ્વામીજી—આ ઓરડામાં જે કાંઇ છે તે બધી ભગવાનની મીલ્કત છે અને તમો એજ સ્વરૂપ હોવાથી તમને જોઇએ તે લઇ જવાનો સંપૂર્ણ હક છે.

નવીન પુરુષ—તમારૂં બીજું વસ્ત્ર આપી દ્યો
સ્વામીજીએ તે તરત આપી દીધું.

થોડીવાર પછી તે પુરુષે, જલપાત્ર (લોટો), સાહડી, મૃગચર્મ, ફાનસ, છત્રી, પુસ્તકો, પાટિયું અને વધારાની લંગોટી પણ માગી લીધી અને સ્વામીજીએ તે આપી દીધાં

સ્વામીજીને તે વખતે એમ લાગ્યું કે ભગવાન તેની કસોટી કરવા આવેલ છે. એવો વિચાર આવતા સ્વામીજીએ તે પુરુષને કહ્યું "નાથ, તમારી કસોટી ખરેખર અદ્ભુત છે, બધુ તમારૂં જ સ્વરૂપ છે."

નવીન પુરુષ—આ બધી કિંમતી વસ્તુ છે અને હું લઇ જઇશ તો પાછળથી તમને પસ્તાવો થશે.

સ્વામીજી— ના, ના, 'રામદાસને ખિન્ન થવાનું કશું પ્રયોજન નથી. આ વસ્તુઓ આપની છે અને આપ લઇ જાઓ છો.

રાતના ત્રણ વાગ્યા સ્વામીજી પાસે ફક્ત તેણે પહેરેલી એક લંગોટી અને ચશ્મા રહ્યાં છે. તે માણસે ચશ્મા માગ્યાં. સ્વામીજીએ તે આપી દીધાં.

નવીન પુરુષ—હજુ એક વસ્તુ બાકી છે.

સ્વામીજી—તમારે જે જોઇએ તે માગી લ્યો. રામદાસે પોતાનું સમગ્ર જીવન તમારે ચરણે ધર્યું છે.

નવીન પુરુષ— તમે જે લંગોટી પહેરી છે તે આપી દો.

હવે તો શંકા વગર સ્વામીજીને લાગ્યું કે ભગવાનજ આ આકરી કસોટી કરવા આવેલ છે. સ્વામીજી કાંઇ પણ સંકોચ રાખ્યા વગર પહેરેલી લંગોટી કાઢી તેને આપવા

તૈયાર થયા. એટલે તે પુરુષે કહ્યું:–ના, ના, એ તમે રાખો, મારે તેની જરૂર નથી. તમે મારી સાથે ચાલશો ?

સ્વામીજી—જરૂર.

નવીન પુરુષ—ના, હમણાં નહિ, બીજી કોઇ વખતે વાત.

તે પુરુષે બધી ચીજો બાંધી લીધી અને ચાલતો થયો.

સ્વામીજી ઓરડામાં ધ્યાન મગ્ન થઇ ગયા. ધ્યાનમાંથી જાગૃત થતાં સવાર પડી. ધીમે ધીમે આ વાતની ખબર પડતાં બધાંને બહુ અશ્ચર્ય થયું. આટલા દિવસો સુધી સ્વામીજીને ચશ્મા વગર ચાલતું નહોતું એટલે કોઇએ બીજા ચશ્મા લાવી આપવા માટે સ્વામીજીની આજ્ઞા માગી.

સ્વામીજી—ચશ્માની જરૂર નહિ હોય એમ સમજીનેજ પ્રભુ લઇ ગયા છે. તે વખત પછી સ્વામીજીના ચશ્મા ઉતરી ગયા છે. હાલ સ્વામીજી ચશ્મા વિના બધું વાંચી લખી શકે છે અને ચશ્મા વગર ઝીણામાં ઝીણી વસ્તુ જોઇ શકે છે.

એક વખત મુસાફરીમાં સ્વામીજીનો વેશ જોઇ કોઇ પોલીસને શંકા આવી એટલે તેણે સ્વામીજીને પૂછયું:–તમારૂં નામ શું ?

સ્વામી—રામદાસ.

પોલીસ—તમે કયાં રહો છો ?

સ્વામીજી—વિશ્વમાં.

આ જવાબથી પોલીસને ગુસ્સો આવ્યો અને તેણે વધારે અવાજથી સ્વામીજીને કહ્યું:—ખ્યાલ રાખો કે તમે કોની મશ્કરી કરો છો. તમને ખબર નથી કે હું કોણ છું? કહો તમારૂં રહેવાનું સ્થાન કયાં છે? સ્વામીજીએ એજ જવાબ આપ્યો.

પોલીસ—તમે શું મને મૂર્ખ બનાવો છો? હું તમને હાથ કડી નાખી પકડી જઈશ, તમે શું સમજો છો?

સ્વામીજી એક બાળકની માફક શાંત બેસી હસતા હતા. તેમણે હસતે મુખે જવાબ આપ્યો. "જો રામદાસને એવી રીતે લઇ જવાની તમારી ઇચ્છા હોય તો રામદાસ તમારો આભાર માનશે. વિશ્વમાં એવું કોઇ સ્થાન નથી કે જ્યાં ભગવાનનું સ્મરણ થઈ ન શકે, જેલમાં પણ એ સ્મરણ થઇ શકશે." આ કહેતાં કહેતાં સ્વામીજી બોલ્યા કે "હે પ્રભુ! તમારી લીલા અદ્‌ભુત છે, આ સ્વરૂપ લઈને પણ તમેજ આવ્યા છો, માતા કેટલીક વખત પોતાના હઠીલા બાળકને ઠેકાણે લાવવા માટે મોઢા ઉપર બુરખો નાખી પોતે ભુત છે એવો ભય બાળકને દેખાડે છે. બાળકને જ્યાં સુધી ભાન નથી કે આ બુરખા પાછળ મારી માતાજ ખડું કરી રહી છે ત્યાં સુધી એ ભય

પામે છે, પરંતુ જ્યારે તેને એવી સમજ આવે છે કે મારી માતાજ આ બધું કરી મને ડરાવે છે ત્યારે તે ભય ન પામતાં તેણીએ ઓઢેલો બુરખો ખેંચી લે છે અને તેને ઓળખી કાઢે છે. હે પ્રભુ ! તમારૂં પણ તેવુંજ છે. તમે ગમે તે વેશ ધારી આવશો પરંતુ રામદાસ તમને બરાબર ઓળખી કાઢશે, એને તમારો ભય હવે નથી. તમે જે શબ્દોમાં ઉત્તર આપવાનું શીખવ્યું તે શબ્દોમાં તેણે ઉત્તર આપ્યો છે."

આ બધી વાતચીત પોલીસે ધીરજથી સાંભળી. સ્વામીજી શાંત અને પ્રસન્ન હતા. એટલામાં એકાએક તે પોલીસના વર્તનમાં ફેરફાર થઇ ગયો. તેનો ક્રોધ જતો રહ્યો, તેની આંખો નિર્મળ થઇ, તેનો ચહેરો શાંત થઇ ગયો. તેણે દીનતા પૂર્વક હાથ જોડી સ્વામીજીને કહ્યું :—'મારી મુર્ખાઈ માટે ક્ષમા કરો, મહારાજ ! મેં તમને ઓળખ્યા નહિ અને એથી જ તમારી સાથે આ અસભ્ય વર્તન થયું. પ્રત્યેક શબ્દથી તમારૂં અપમાન કરવાં છતાં પણ તમારૂં મુખ પ્રસન્ન જોઇ મારા હૃદયનો પલટો થયો છે, મેં જે જંગલી વર્તન આપના તરફ કર્યું છે તે માટે ક્ષમા કરો." એમ કહી તેણે પોતાની પેન્સીલ અને નોટબુક પાછાં ખીસામાં મૂકી દીધાં.

સ્વામીજીને માન અથવા અપમાન જેવું કશું હતું નહિ. તેમણે ઘણા પ્રેમથી સીપાઇઓને પ્રસાદ વિગેરે આપી વિદાય કર્યા.

સ્વામીજી જ્યારે ગોહકર પર્વત ઉપર રહેતા હતા ત્યારે તેમને માટે કોઇએ રસોડાની સગવડ કરી આપી હતી, પણ એક દિવસ રસોડામાંથી બધાં વાસણ કોઇ ચોરી ગયું. જ્યારે રસોઇયાએ આ ખબર સ્વામીજીને આપ્યા ત્યારે સ્વામીજીએ કહ્યું :—" ઠીક થયું, જેઓ તે વાસણ લઇ ગયા તેમને આપણા કરતાં તે વાસણની વધારે જરૂર હતી, રામ આપે છે અને રામ લઇ જાય છે." આ બાબતની પોલીસને ખબર પડી એટલે તે ચોરની તપાસ માટે આવ્યો અને ચોરી કેવી રીતે થઇ તે બાબતમાં સ્વામીજીને પૂછવા લાગ્યો. સ્વામીજીએ કહ્યું :— " કાંઇ ચોરાઇ ગયું નથી અને ખોવાઈ ગયું નથી. રામે જે આપ્યું હતું તે રામ પાછું લઇ ગયા છે તેથી તેમાં ચોરી જેવું કાંઇ નથી અને કોઇની સામે કેસ માંડવાનો નથી."

પોલીસ—જો બધા તમારા જેવા થાય તો અમારો ધંધોજ ચાલે નહિ.

અંજનગામમાં કેટલાક બ્રાહ્મણોએ સ્વામીજીને તકલીફ આપવા માંડી એટલે ભગવાને તે બ્રાહ્મણોને બે જગ્યાએ એકજ વખતે રામદાસ બતાવ્યા. તે પછી બ્રાહ્મણોની શ્રદ્ધા તેમના તરફ બહુ વધી હતી.

સ્વામી કહે છે કે વર્ણાશ્રમ ધર્મ સારો છે અને ચિત્ત-શુદ્ધિ થવા માટે ઉપયોગી છે પણ તે બંધનકારક ન થવો જોઇએ.

એક માણુસે સ્વામીજીને પૂછયું કે મન વશ કેવી રીતે કરવું ?

સ્વામીજી—તેને માટે સહેલો રસ્તો એ છે કે ભગવાનનું નામ લેવું, તે નામ લેતી વખતે જે અવાજ થાય તેમાં ધ્યાન લગાવવું, તે પછી ભગવાનના ગુણુ યાદ કરવા આ રીતે મન શાંત થશે, અને આનંદમય પરમાત્માનો સાક્ષાત્કાર થશે, પણુ ભગવાન ઉપર આસક્તિ થયા વગર તેનું સ્મરણુ રહેશે નહિ. આ આસક્તિ તેજ ભક્તિ છે એકાગ્રતા એ ખરી શુદ્ધિ છે, તેને પરિણામે બધે એકનું દર્શન થશે. બધું ભગવાનનું છે. કાંઇક મારૂં છે એમ માનવાથી ભક્તિ સિદ્ધ થતી નથી. એક વખત એક ભક્તે ભગવાનને કહ્યું કે :–' આપ મારા હૃદયમાં પ્રગટ થાઓ !' ભગવાને જવાબ આપ્યો કે "ત્યાં અહંકાર બેઠો છે, તેથી મારે માટે ત્યાં જગ્યા નથી."

એક વખત સ્વામી રામદાસજીને માઉન્ટ આબુ ઉપર સ્વામી કૈવલ્યાનંદજી સાથે મેળાપ થયો સ્વામી રામદાસજીએ સ્વામી કૈવલ્યાનંદજીને પ્રણામ કર્યા અને બન્ને વચ્ચે નીચે પ્રમાણે વાતચિત શરૂ થઇ :—

કૈ૦—તમે કોને પ્રણામ કરો છો ?
રા૦—રામને.
કૈ૦—તમે કોણ છો ?

રા૦—રામદાસ.

કૈ૦—રામદાસ, રામદાસ, તમે હસવા જેવું બોલો છો સત્ય એકજ છે, તમે શા માટે દ્વૈત સ્વીકારો છો ?

રા૦—રામ પોતેજ એક છતાં પોતાની ઈચ્છાથી અનેક થાય છે.

કૈ૦—તે ખોટું છે. તે એકજ છે, અનેકપણું મિથ્યા છે, અનેકપણું એ માયા છે.

રા૦—સત્ પોતેજ પોતાની લીલા માટે ભગવાન અને ભકતના રૂપમાં બનેલ છે.

કૈ૦—કઈ લીલા ?

રા૦—પ્રેમ અને આનંદ માટે જ્યારે રામદાસે તમને પ્રણામ કર્યાં ત્યારે રામદાસના રૂપમાં તેને તમને પ્રણામ કર્યા.

કૈ૦—ખોટી વાતછે, તત્ત્વ એકજ છે, કદી બે થાય નહિ.

રા૦—તમે કોની સાથે વાત કરો છો ?

કૈ૦—મારી સાથે

રા૦—ત્યારે એક છતાં તમે બેપણું સ્વિકારો છો.

કૈ૦—કોઇ જ્ઞાની પુરુષ દ્વૈત માનતા નથી.

રા૦—તુલસીદાસ, સુરદાસ, કબીરદાસ. સમર્થ રામદાસ વિગેરે માનતા હતા.

કેં૦—તેમને જ્ઞાન થયું નહોતું.

રા.—તેમનાં લખાણો એમ બતાવે છે કે તેમને સાક્ષાત્કાર થયો હતો, તેઓ પરા ભક્તિને શ્રેષ્ઠ માને છે.

કે.—મારાં માનવા પ્રમાણે તેઓ અજ્ઞાની હતા. એમ કહી સ્વામી કે. એ સ્વામી રા. ને પોતાનું રચેલ એક પુસ્તક આપ્યું અને કહ્યું કે આ વાંચવાથી તમને જ્ઞાન થશે.

રા૦—રામદાસને જ્ઞાનની જરૂર નથી. રામદાસ એમ જાણે છે કે રામ સિવાય બીજું કાંઇ ન જાણવું એનું નામ જ્ઞાન.

સ્વામીજીએ હિંદુસ્થાનમાં અનેક જગ્યાએ પર્યટન કર્યું છે અને અનેક માણસોએ તેમને અનેક પ્રકારનાં પ્રશ્નો પૂછયા છે. તે બધા અહીં આપી શકાય તેમ નથી. જેઓને તેમના જીવનની અને ઉપદેશની સંપૂર્ણ હકીકત જાણવી હોય તેઓએ તેમનાં લખેલાં અંગ્રેજી પુસ્તકો વાંચવાં જોઇએ અથવા તેમને રૂબરૂ મળવું જોઇએ. સ્વામીજી કહે છે કે જ્ઞાન, ભક્તિ અને કર્મને જુદા પાડશો નહિ. શુદ્ધ ભક્તિ એજ જ્ઞાનનું તેજ છે અને ભક્તિ અને જ્ઞાનની

એકતા થાય તો બધાં કર્મ બરાબર થઇ શકે છે અને બધાં કર્મમાં પ્રગટ ભગવાનનો પ્રગટ અનુભવ થાય છે.

એક માણસે સ્વામીજીને પૂછયું કેઃ—"હું સંસારથી કંટાળી ગયો છું, મને સાધુ થવાનું બહુ મન થાય છે. તમે મને તમારો શિષ્ય કરો.

સ્વામીજી—સંસાર બગડયો નથી પણ તમારૂં મન શુદ્ધ નથી. જ્યાંસુધી મનની અંદર માયા છે અને તે હૃદયના સત્યને ઢાંકે છે ત્યાંસુધી બહારના ત્યાગથી કાંઇ વળવાનું નથી. જીવ અને જગત પ્રત્યે આપણી મનોદશા સાચી થાય તેમાં જ ખરૂં સુખ છે અને એવી દશા આત્મ-જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. જગત તરફ પીઠ ફેરવવાથી મોક્ષ કે શાંતિ મળતાં નથી; માટે તમારૂં મન તપાસો, મુક્તિનો આનંદ તમારી પાસે જ છે. કામ ક્રોધ અને લોભ જીતવાથી રસ્તો ખુલ્લો થાય છે, તેથી મારા શિષ્ય થવાને બદલે સત્યના શિષ્ય બનો.

એક સંન્યાસીએ સ્વામીજીને કહ્યું—મહારાજ ! મેં ૩૦ વર્ષ થયાં સન્યાસ લીધો છે, છતાં મારૂં મન બહુ ચંચળ રહે છે અને શાંત થતું નથી. કામ, ક્રોધ અને લોભ હજુ મને પજવ્યા કરે છે.

સ્વામીજી— તેને વશ કરવાનો ઉપાય એ છે કે ભગવાનના નામનો જપ કરો, તેના ગુણનું ધ્યાન કરો, અને બધાં કર્મ તેને અર્પણ કરો.

સંન્યાસી–મેં તે બધું કરી જોયું છે.

સ્વામીજી—હવે તે કામ એકાંતમાં કરો, ભગવાન તમારા હૃદયમાં જ છે. ધીરે ધીરે વૃત્તિ આત્માભિમુખ થશે અને શાંતિ, આનંદ અને સર્વાત્મભાવ પ્રાપ્ત થશે.

એક માણસે સ્વામીજીને પૂછયું કે હું ત્રીસ વર્ષ થયાં રામ નામ લઉં છું છતાં મારૂં મન સ્થિર રહેતું નથી. તેથી માત્ર રામ નામથી મનની વાસના નાશ પામશે તેવું લાગતું નથી.

સ્વામીજી—જો તમે નિષ્કામ ભાવે રામ નામ લેશો તો તેનું ફળ સારૂં આવશે. સંસારના લાભ માટે નામ લેવાનું નથી. શુદ્ધ ભકિત માટે પ્રાર્થના કરો તો ભગવાન તમારી ઇચ્છા પુરી કરશે.

સ્વામીજી ફરતા ફરતા કાઠીઆવાડમાં ચાર પાંચ વખત આવેલા છે અને જીજ્ઞાસુઓને સારો લાભ આપ્યો છે. ખાસ કરીને વઢવાણ, લીંબડી અને રાજકોટમાં તેમના કેટલાક ભકતો ચાતકની પેઠે તેમના દર્શનની રાહ જોઇ રહે છે. લીંબડીના મહારાજા સાહેબ, મીસ ઇલીઝાબેથ શાર્પ વિગેરે તેમના ભક્ત બન્યા છે. એક વખત સ્વામીજી લીંબડીમાં હતા ત્યારે ત્યાંના એક શેઠે સ્વામીજીને કહ્યું કે :–" સ્વામીજી, હું વેપારી છું, કમીશન એજન્ટનું કામ કરૂં છું, મારે રામના દર્શન કરવા છે, તમે મને રામ બતાવી આપો તો હું તમને સારૂં કમીશન આપું."

સ્વામીજી—રામદાસ તમને રામ બતાવી શકશે પણ રામ જે કમીશન તમારી પાસે માગે તે તમારે આપવું જોઇએ.

શેઠ—તે કેટલું કમીશન માગે છે ?

સ્વામીજી—તમે તે આપવાનું વચન આપો તો કહું.

શેઠ—હું વચન આપી શકું નહિ. તમે પહેલાં કમીશન કેવું છે તે કહો અને પછી હું આપી શકીશ કે નહિ તે કહું.

સ્વામીજી—ભગવાનના દર્શનના બદલામાં કમીશન તરીકે ભગવાન તમારૂં મન માગે છે. તે મન તમે રામદાસને આપી દો તો તમને તરત દર્શન થશે.

શેઠ—તે મારાથી બની શકે તેમ નથી.

સ્વામીજી—તમારે તમારૂં ઘર, ધન, સગા, સંબંધી ઉપર મમતા રાખવા માટે તમારૂં મન રાખવું છે. જ્યાં સુધી "હું અને મારૂં" ભગવાનને નહિં સોંપો ત્યાં સુધી ભગવાન મળશે નહિ. પૂર્ણ શરણાગતિથીજ ભગવાનનો અનુગ્રહ અને તેનાં દર્શન થાય છે. દ્રૌપદીનાં ચિર હરણ વખતે શરૂઆતમાં મદદ માટે તે ભગવાનને પોકાર કરતી હતી અને સાથે સાથે પોતાનું શરીર નગ્ન થઇ ન જાય તે માટે પોતાના શરીરની સંભાળ રાખતી હતી. ત્યાં સુધી ભગવાને મદદ આપી નહિ; પણ જ્યારે તેણે બે

હાથ ઉંચા કરી પોતાનું રક્ષણ કરવાનું કામ છોડી દીધું અને કેવળ શ્રદ્ધાથી ભગવાનનોજ આધાર રાખી પોકાર કર્યો તેજ વખતે ભગવાને તેને મદદ આપી. માટે નિર્ભરતા, અનન્યતા, એ ભક્તિ માર્ગનું મુખ્ય સાધન છે.

સ્વામીજી પોતે કહે છે કે મને ભગવાનની મદદના ચમત્કાર મારી જીંદગીમાં ક્ષણે ક્ષણે થયા કરે છે, એટલુંજ નહિ પણ બીજા માણસોને મદદ આપવામાં અને માંદાઓને આશીર્વાદથી સાજા કરવામાં ભગવાને તેમની મારફત ઘણું કામ કરી બતાવ્યું છે. એક વખત સ્વામીજીની કોથળીમાં થોડો પ્રસાદ હતો અને મુસાફરીમાં તે પ્રસાદ બીજાને વ્હેંચવા માંડયા. તેમાંથી લગભગ ૧૦૦ માણસોને પ્રસાદ આવ્યો અને છતાં તેમની કોથળી ખાલી થઈ નહોતી.

વઢવાણમાં સ્વામીજીને એક વખત દેશ ભકત મણીલાલ કોઠારીને મળવાનો વખત આવ્યો હતો અને બન્ને વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ હતી.

મણીલાલ—મને લાગે છે કે હું તમારા જેવું મુક્ત અને સુખી જીવન ગાળી શકું તો વધારે સારૂં.

સ્વામીજી—તમે જે ઉમદા કામ કરી રહ્યા છો તે, બહુ સારૂ છે. જે જે કામ, રાજદ્વારી હોય કે બીજું કોઇ હોય, આપણે અહંકારથી કરીએ છીએ ત્યારે ચિંતા ઉત્પન્ન થાય છે, નિષ્કામ ભાવે અહંકાર વગર કામ

કરવાથી મુક્તિ મળે છે. બધાં કામ ભગવાનને અર્પણ કરવાં જોઇએ.

મણીલાલ—અહંકાર દૂર કરવો એ બહુ મુશ્કેલ છે. હું તો તેમાં પકડાઇ ગયો છું. અહંકાર વગર કોઇ કામ થઈ શકે એમ મને લાગતું નથી.

સ્વામીજી—તમે પ્રયત્ન કરો તો કાંઇ મુશ્કેલી નથી. ભગવાનના દાસ થઇ તેના હાથમાં પોતાને સોંપી બધાં કામ થઈ શકે છે.

મણીલાલ—તમારી વાત સાચી લાગે છે પણ છતાં મારે માટે તે શકય નથી. આપણો સંબંધ હવે થયો છે તો કોઇ કોઇ વખતે જરૂર મેળાપ થશે.

સ્વામીજી—આપણે હંમેશાં મળેલાજ છીએ. આપણે બધા એકજ છીએ, એ સત્યનો સાક્ષાત્કાર કરો.

રાજકોટમાં એક વખત સ્વામીજીને એક જીજ્ઞાસુએ પ્રશ્ન કર્યો કે "જગત ઉત્પન્ન થયા પહેલાં ભગવાન પૂર્ણ હતા, જગત ઉત્પન્ન કરીને તે પૂર્ણ થયા નથી, જો જગત ઉત્પન્ન કરીને તે પૂર્ણ થયા હોય તો જગત ઉત્પન્ન કરવા પહેલાં તે અપૂર્ણ હોવા જોઇએ તેથી એમ લાગે છે કે જગત ઉત્પન્ન કરવાથી ભગવાનના સ્વરૂપમાં કાંઇ વધઘટ થતી નથી અને તેથી જગતની જરૂર રહેતી નથી."

સ્વામીજી—એમાં ભગવાનની પૂર્ણતા કે અપૂર્ણતાનો પ્રશ્ન નથી પણ નાટકમાં જેમ એક માણસ પોતે એવોને

એવો રહેતાં છતાં નાટક માટે નવા નવા વેશ લે છે તેમ ભગવાન એવાને એવા રહેતાં છતાં પોતાની લીલા માટે એટલે કે પોતાના નવા નવા પ્રકારના આનંદ માટે નવા નવા વેશ લે છે.

તે વખતે સ્વામીજી પાસે એક ચીજ પડી હતી. તે ઉપર એક માખી બેઠી હતી. તે જોઇ તે જીજ્ઞાસુએ સ્વામીજીને પૂછયું કે "આ ચીજ આપણને જેવી લાગે છે તેવી માખીને લાગતી નથી તેથી જેની જેવી દૃષ્ટિ તેવું જગત લાગે છે, જગતને પોતાને સ્વતંત્ર અસ્તિત્વ નથી."

સ્વામીજી—એ ભગવાનની આશ્ચર્યકારક લીલા છે.

સ્વામીજી જેવા ભક્તો, પરમાત્માની અનન્ય ભક્તિને મહિમા વધારવા માટે અને ભક્તજનોના કલ્યાણ માટે આ અવનીમાં વિચરતા જણાય છે, પરંતુ તેમના દર્શન તથા સત્સંગનો લાભ બહુ પૂન્યનો ઉદય થયો હોય તોજ મળી શકે છે. આવા ભક્તોનું જીવન બરાબર સમજવું કે સમજાવવું બહુ મુશ્કેલ છે. જેઓ તેના જેવા હોય તેજ તેમને ઓળખી શકે છે.

પ્રભુ પ્રાપ્તિ માટે સાધકે કયા નિયમોનું પાલન કરવું જોઇએ તે સંબંધમાં સ્વામીજી નીચે પ્રમાણે જણાવે છેઃ—

૧. પરમાત્માનો સંબંધ જેથી ન થઇ શકે એવા કોઇ પણ ગ્રંથનું સાધકે વાંચન અથવા ચર્ચા ન કરવાં જોઇએ.

૨. બહુ થોડી વાતચિત કરવી અને વાદમાં ન ઉતરવું.

૩. બપોરના અથવા દિવસના ભાગમાં કોઈ વખત સૂવું નહિ અને રાત્રે જરૂર પડતીજ નિદ્રા લેવી.

૪. ધાર્મિક ગ્રંથનું અવલોકન કરવું, અને ફૂરસદનો અધો વખત ભગવાનનું નામ મોટેથી લેવામાં અથવા મનમાં તેનું સ્મરણ કરવામાં ગાળવો.

૫ બધી ઇચ્છાઓનો સદંતર ત્યાગ કરવો.

૬. ભગવાને પોતાની લીલા (આનંદ) માટે વિવિધ સ્વરૂપો ગ્રહણ કર્યાં છે. સમગ્ર વિશ્વ એ ભગવાનનુંજ પ્રગટ સ્વરૂપ છે એમ સમજવું.

૭. પરોઢીઆનો તથા સાંજનો સમય ખાસ પ્રભુ ભજન તથા ધ્યાનમાં ગાળવો.

૮. પ્રત્યેક ક્ષણે મન વચન અને કર્મથી ભગવાનને શરણે રહેવું અને બીજા માણસો સંબંધે ચર્ચામાં ન ઉતરવું.

૯. કોઇની ટીકા ન કરવી અથવા તો બીજા કોઇ તેમ કરતા હોય તોપણ તેમને ઉત્તેજન આપવું નહિ.

૧૦. મનમાં કોઇ પણ પ્રકારની શંકા ન રાખવી અને ભગવાન આપણું ભલુંજ ઇચ્છે છે એવી દ્રઢ શ્રદ્ધા રાખવી.

૧૧. હંમેશાં પવિત્ર વિચારોનેજ મનમાં પ્રવેશવા દેવા. અશુદ્ધ અને અપવિત્ર વિચારોને આગ્રહપૂર્વક મનમાંથી કાઢી નાખવા એટલુંજ નહિ પણ તેમને મનમાં પ્રવેશવા પણ ન દેવા.

૧૨. પોતાના સંબંધે કશી વાતચિત ન કરવી અને ખાસ કોઇ પૂછે નહિ અથવા જરૂર ન જણાય ત્યાંસુધી એકજ વાત ફરીને ન કહેવી.

૧૩. કોઇના તરફથી કોઇ પણ પ્રકારના માનની ઇચ્છા સેવવી નહિ.

૧૪. બધા પ્રત્યે પ્રેમ અને મિત્ર ભાવથી વર્તવું.

૧૫. એક ક્ષણ પણ ભગવાનનું વિસ્મરણ કરવું નહિ.

૧૬. બ્રહ્મચર્યનું પાલન કરવું. સ્ત્રીઓ તરફ માતાની દ્રષ્ટિ અથવા તો એ ભગવાનનાંજ સ્વરૂપો છે એવી દ્રષ્ટિ કેળવવી.

૧૭. સાધકે સાત્વિક આહાર લેવો. બહુ ગરમ, તીખા કડવા અને બગડેલા પદાર્થો ન લેવા, સાત્વિક આહારમાં દૂધ અને ફળ સર્વોત્તમ છે. ખોરાક લેવામાં મિતાહારી રહેવું અને સાંજે બહુ સૂક્ષ્મ આહાર લેવો.

૧૮. સંસારી સંબંધીઓથી અળગા રહેવું અને જેમ અને તેમ વધારે સમય એકાંતમાં ગાળવો.

૧૯. ધીરે ધીરે પોતાની ઇચ્છાનો ભગવાનની ઇચ્છામાં લય કરી અહંનો ત્યાગ કરવો. ભગવાન સાથે એકતા અનુભવીને શાંતિ અને સુખ મેળવવાં.

૨૦. ઉપરના નિયમોનું પાલન સારી રીતે થઇ શકે તે માટે નિત્ય ભગવાનની પ્રાર્થના કરવી.

સ્વામીજીએ કૃપા કરી આ લેખક ઉપર ઉપદેશવાળા કેટલાક પત્રો લખેલા છે. તે બધા આંહી આપી શકાય તેમ નથી પણ તેમાંનો એક પત્ર નીચે પ્રમાણે છે:—

આનંદાશ્રમ, રામનગર.
પોસ્ટ કનહનગડ,
સાઉથ કાનરા ડીસ્ટ્રીકટ,
૨૨–૭–૧૯૩૧.

પ્રિયતમ રામ.

પરત્મા તમારા સૌનું કલ્યાણ કરો.

સ્નેહથી ઉભરાતો તમારો લાંબો પત્ર વાંચી આનંદ થયો. જે હૃદય પરમાત્મદર્શનની તીવ્ર જિજ્ઞાસાના સદ્ભાવે સાંસારિક સર્વ વાસનાઓથી મુક્ત થયું છે; જીવનનો પરમ હેતુ સમજાયાથી, તીવ્ર મુમુક્ષુતાથી જાગ્રત થયું છે; જે હૃદય વિશુદ્ધ જ્ઞાનથી પ્રકાશિત થયું છે; વિશ્વ-પ્રેમના માહાત્મ્યજ્ઞાનથી ઉભરાઇ રહ્યું છે; જે પવિત્રતા, કરુણા, ક્ષમા અને શાંતિનું નિવાસ સ્થાન છે તે હૃદયમાં પરમાત્માનો આવિર્ભાવ થાય છે.

ૐ ૐ ૐ

ઇશ્વર એ પ્રેમ છે. પુષ્પ એ ઇશ્વર છે, તેની સુવાસ એ ઇશ્વરનો પ્રેમ છે; સૂર્યનારાયણ ઇશ્વર છે, જેનો પ્રકાશ એ ઇશ્વરનો પ્રેમ છે; બાલક એ ઇશ્વર છે, બાલ્ય નિર્દોષતા એ ઇશ્વરનો પ્રેમ છે; હીમ ઇશ્વર છે, તેની ધવલતા એ ઇશ્વરનો પ્રેમ છે; સ્ફટિક એ ઇશ્વર છે, તેની વિશુદ્ધતા એનો પ્રેમ છે; આકાશ એ ઇશ્વર છે, તેની નીલતા એ ઇશ્વરનો પ્રેમ છે; ૐ એ ઇશ્વર છે, તેનો ધ્વની એ ઇશ્વરનો પ્રેમ છે.

ઇશ્વર સર્વ છે. પેટે ચાલતું નાનામાં નાનું જંતુ એ ઇશ્વર છે; સર્વ શકિતમાન્ બ્રહ્મ એ ઇશ્વર છે; પરમાણુ એ ઇશ્વર છે; સમગ્ર વિશ્વ એ ઇશ્વર છે; ઘાસનું તણખલું એ ઇશ્વર છે; મહાવૃક્ષ એ ઇશ્વર છે; જલબિંદુ એ ઇશ્વર છે. નિઃસીમ જલસમૂહ એ ઇશ્વર છે; સાદા અને ભાગ્યેજ સંભાળાતા સંગીતની મૂર્છના એ ઇશ્વર છે. વિશ્વને ભરી દેતો તથા તેથી પર એવો મહાદેવની પણ ઇશ્વર જ છે; ઇશ્વર સર્વ છે.

ૐ ૐ ૐ

પ્રિયતમ રામ ! રામદાસ પોતાના પ્રિયતમ પરમાત્માની મહત્તા શબ્દોથી કેવી રીતે વર્ણવી શકે. તેના પ્રિયતમ સર્વના હૃદયમાં વસી રહ્યા છે અને તેથીજ એ તમારા પણ પ્રિયતમ છે. એ સર્વરૂપ હોઇને સર્વથી પણ પર છે. આવું એ એક પરમતત્ત્વ છે, તેને :માતા કહો, પરમાત્મા કહો કે સખા કહો. અનન્ય ભાવપૂર્વક તેના સ્મરણથી તેની સાથેનો અભેદ સાધો. સર્વદા તેનો સદ્ભાવ તમારામાં તથા તમારી આસપાસ અનુભવો. સર્વ સ્થાવર જંગમમાં વસેલો તેને જાણો.

વિશ્વના એ સમર્થ ચાલક તમારામાં વસ્યા છે એવું સ્પષ્ટ ભાન તમને થતાં બાહ્ય આનંદ અને શાંતિથી સૂચવાતી દિવ્ય-દૃષ્ટિ સહેજ આવશે. પ્રથમ એને પોતામાં જુઓ, પછી અને સર્વમાં સર્વરૂપે જુઓ. કેવલ પરમાત્માજ પરમાત્માને જોઇ શકે છે. દૃઢતાપૂર્વક જાણો કે તમે એ

સ્વરૂપ છો અને એવું ભાન થતાં સર્વમાં સર્વરૂપે રહેલા પરમાત્મા તમારે માટે થઈ રહેશે.

ધારણાઃ—ચિત્તને એકાગ્ર કરવામાં ગુરૂમંત્રનો અહર્નિશ જપ એ એક સૌથી સહેલો માર્ગ છે. એ ચિત્તને શુદ્ધ કરે છે અને સરોવરના જલની પેઠે ચિત્તને શાંત અને નિસ્પંદન કરે છે કે જેથી દિવ્યજ્ઞાનનો પ્રકાશ તેમાં સ્પષ્ટ પડે અને પ્રતિબિંબિત થાય.

ધ્યાનઃ—આવા એકાગ્ર થએલા ચિત્તને પરમાત્માના પરમ માહાત્મ્યજ્ઞાનમાં પરોવવું. તે સર્વ વ્યાપક અદ્વિતીય સર્વવિદ્, સર્વશક્તિમાન એવું અચલ સત્ય છે. આ સર્વ, અસંખ્ય રૂપે ભાસતું વિશ્વ એનાજ જૂદા જૂદા રૂપો છે. તે મૂર્તિમંત પરમ પ્રેમ કરૂણા અને સૌજન્ય સાગર છે; તે અમર સુખ–શાંતિનું સ્થાન છે.

સમાધિઃ—આવા ધ્યાનદ્વારા તમે તમારા વ્યક્તિત્વને વિસારી તમારા વિશ્વવ્યાપક પરમ સુખદ સ્વરૂપ–આત્માને ઓળખજો. તમે દેહ, ઈંદ્રિય અને મનથી પર થજો, પણ આવી શાંત આત્મ–સમાધિમાં લાંબો વખત ન રહેતાં બ્હાર આવજો અને સમસ્ત વિશ્વને પરમાત્માના સ્વરૂપે નિરખજો. પરમાત્મા અવિનાશી આનંદ અને અદ્વિતીય પ્રેમના પ્રકાશન રૂપ છે. જે સર્વ અવસ્થાઓમાં સર્વદા ટકી રહે છે એવી સમાધિમાં તમે સ્થિતિ કરજો. જાગ્રતમાં કે સુષુપ્તિમાં, કાર્ય કરતાં કે નહિ કરતાં ઘરે કે ઓફીસે,

માત્મા છે. જ્યારે તમે આ આત્મ-સ્વરૂપમાં સ્થિતિ કરશો ત્યારે ક્રિયારૂપ શક્તિ અને અક્રિય એવા પુરુષને-શિવને-અભેદરૂપ થતા જોશો, પરમૈશ્વર્યની સર્વોત્તમ કક્ષાને પ્રાપ્ત થએલી પોતાની જાતને જોશો. તે સર્વ સિદ્ધાંત રૂપ છે, સર્વ છે, દૃષ્ટ છે, અદૃષ્ટ છે. સક્રિય છે, નિષ્ક્રિય છે. અગણિત દૃષ્ટિ ગોચર થતા સૂર્ય-મંડલરૂપ છે અને એ સર્વમાં વસેલ આત્મ-રૂપે અગોચર છે. ત્યાં શક્તિ રૂપે દિવ્ય પ્રેમ અને આનંદ છે, અને શિવ પમ શાંતિ છે. હવે તમે આ પરમૈશ્વર્ય સ્વરૂપને ઓળખ્યું હશે ( સમજી શક્યા હશો ), તે સર્વદા સર્વ છે અને સર્વથી પર પણ છે.

તમને સૌને સ્નેહ. **રામદાસ.**

નોંધ:-સ્વામીજીએ નીચે પ્રમાણે પુસ્તકો અંગ્રેજી ભાષામાં લખેલા છે-

1. In quest of God ... ... 1—0-0
2. At the feet of God ... ... 0-12-0
3. Krishna bai ( Life sketch of a Yogini. ) ... ... 0—4-0
4. Gita Sandesh ... ... ... 0-12-0
5. The sayings of Ramdas ... 0—8-0
6. The Divine life ... ... 1—8-0
7. In the vision of God ... ... 2—8-0
8. Vision (monthly magazine) yearly 2—0-0

ઉપરના પુસ્તકો નીચેને ઠેકાણે મળી શકે છે :—

પત્ર વ્યવહાર અંગ્રેજીમાં કરવો.

મેનેજર :—આનંદાશ્રમ, રામનગર.
P. O. કનહનગડ, સાઉથ-ઇન્ડીઅન રેલ્વે.

સમૂહમાં કે એકાંતમાં, રાત્રીએ કે દિવસે, આવતા વર્ષમાં કે ચાલતા વર્ષમાં સર્વદા........સર્વદા.

**અગત્યનું :—**

આ સમાધિને ટકાવી રાખવામાં પરમ સહાયક અને અગત્યનું સાધન અહંભાવનો ત્યાગ–આત્મસમર્પણ એ છે. આપણે જગતૂના કાર્યોમાં પ્રવૃત્ત થઇએ છીએ ત્યારે આ અહંભાવ પ્રવૃત્તિ માર્ગમાં આપણને પ્રેરે છે અને એજ પ્રવૃત્તિ અહંભાવની પોષાક હોઇ એને–અહંભાવને–વધારે બલવાન્ બનાવે છે. જો કે આ પ્રવૃત્તિ છોડવી ન જોઇએ, છોડી શકાતી નથી, તો પછી કર્મ કેવી રીતે કરવાં અને તે કરતાં છતાં અહંભાવથી કેવી રીતે મુક્ત થવું ? એનો માર્ગ એ જ છે કે તમારા સર્વ કર્મો એ દિવ્ય શકિતને સોંપી દેવા કે જે દિવ્ય શકિત તમારામાં થતાં કાર્યો તથા આ સમગ્ર વિશ્વમાં થતા ચલન માટે વાસ્તવિક રીતે જવાબદાર છે. એજ દિવ્ય શકિત તમારામાં રહીને–આ વિશ્વમાં રહીને–સર્વ કાર્યો કરા રહી છે. એમ સમજીને કર્માભિમાનથી ઉત્પન્ન થતી વ્યાકુલતાથી મુક્ત થજો. આ રીતે તમે કર્મ ક્ષેત્રમાં સર્વ કર્મો નિષ્કામ ભાવે કરી શકશો અને તે એવા ભાનથી કે તમે કર્તા નથી પણ એ દિવ્ય શકિતથી પ્રેરિત–ચલિત–એક કરણ–સાધન–માત્ર છો. બાહ્ય કર્મોના સમર્પણથી જે ધ્યાનનો માર્ગ સુલભ થાય છે એ ધ્યાન દ્વારા સાક્ષીરૂપ પુરૂષને ઓળખજો કે જે અચલ, આભ્યંતરસ્થિત, જ્ઞાનાતીત, અલૌકિક

આત્મા છે. જ્યારે તમે આ આત્મ-સ્વરૂપમાં સ્થિતિ કરશો ત્યારે ક્રિયારૂપ શક્તિ અને અક્રિય એવા પુરુષને-શિવને-અભેદરૂપ થતા જોશો, પરમૈશ્વર્યની સર્વોત્તમ કક્ષાને પ્રાપ્ત થએલી પોતાની જાતને જોશો. તે સર્વ સિદ્ધાંત રૂપ છે, સર્વ છે, દષ્ટ છે, અદષ્ટ છે. સક્રિય છે, નિષ્ક્રિય છે. અગણિત દૃષ્ટિ ગોચર થતા સૂર્ય-મંડલરૂપ છે અને એ સર્વમાં વસેલ આત્મ-રૂપે અગોચર છે. ત્યાં શક્તિ રૂપે દિવ્ય પ્રેમ અને આનંદ છે, અને શિવ પમ શાંતિ છે. હવે તમે આ પરમૈશ્વર્ય સ્વરૂપને ઓળખ્યું હશે ( સમજી શક્યા હશો ), તે સર્વદા સર્વ છે અને સર્વથી પર પણ છે.

તમને સૌને સ્નેહ. રામદાસ.

---

નોંધ:-સ્વામીજીએ નીચે પ્રમાણે પુસ્તકો અંગ્રેજી ભાષામાં લખેલા છે-

1. In quest of God ... ... 1—0-0
2. At the feet of God ... ... 0-12-0
3. Krishna bai ( Life sketch of a Yogini. ) ... ... 0—4-0
4. Gita Sandesh ... ... ... 0-12-0
5. The sayings of Ramdas ... 0—8-0
6. The Divine life ... ... ... 1—8-0
7. In the vision of God ... ... 2—8-0
8. Vision (monthly magazine) yearly 2—0-0

ઉપરના પુસ્તકો નીચેને ઠેકાણે મળી શકે છે :—
પત્ર વ્યવહાર અંગ્રેજીમાં કરવો.

મેનેજર :—આનંદાશ્રમ, રામનગર.
P. O. કનહનગડ, સાઉથ-ઇન્ડીઅન રેલ્વે.



## ૨૭

## ભગવાન શ્રી રમણમહર્ષિ *

આ મહાત્મા મદ્રાસ પ્રાંતમાં બહુ પ્રસિદ્ધ છે પણ બીજા પ્રાંતોમાં અને ખાસ કરીને ગુજરાતમાં બહુ થોડા માણસો તેમને ઓળખે છે. મદ્રાસ પ્રાંતમાં આરકોટ જીલ્લામાં તીરૂવન્નમલાઇ નામનું એક પવિત્ર તીર્થ સ્થળ છે. ત્યાં અરૂણાચલ નામનો પવિત્ર પર્વત છે. ત્યાં આ મહાત્મા સને ૧૮૯૬ માં ૧૭ વર્ષની ઉમરે તપ કરવા ગયા છે. હાલ તેમના શરીરની ઉમર ૫૯ વર્ષની છે. આ બધાં વર્ષો સુધી તેઓ ત્યાંજ રહેલા છે. તેમના શિષ્યો હજારોની સંખ્યામાં છે. તેમાં પોલ બ્રન્ટન, ગ્રાંટ ડફ, અને હમ્ફ્રીજ જેવા કેટલાક યુરોપીઅનો પણ છે. હિંદુસ્થાનની આધ્યાત્મિક વિદ્યા શિખવા માટે મી. પોલ બ્રન્ટન આ દેશમાં સને ૧૯૩૦ માં આવ્યા હતા અને ઘણાં મહાત્માઓનો પરિચય કર્યા પછી તેમને લાગ્યું કે હિંદુસ્થાનમાં જો કોઇ ખરા મહાત્મા હોય તો તેમાંના

---

*લેખક :—મોતીલાલ જે. મહેતા, રાજકોટ.



ભગવાન શ્રી રમણ મહર્ષિ.

એક શ્રી રમણમહર્ષિ છે. રમણમહર્ષિના જીવન ચરિત્ર વિષે અને તેમના ઉપદેશ વિષે મી. પોલ બ્રન્ટને કેટલાક પુસ્તકો લખેલ છે અને તે પુસ્તકોની હજારો નકલો આ દેશમાં અને યુરોપ અને અમેરીકામાં ખપી ગઇ છે અને તેની ઘણી આવૃતિઓ થઇ છે. આવા મહાત્માનું જીવન અને ઉપદેશ જીજ્ઞાસુઓને પ્રકાશ આપનારૂં હોવાથી આ પુસ્તકમાં ટુંકામાં આપવામાં આવેલ છે. શ્રી રમણ મહર્ષિના ઘણા ભકતો તેમને ભગવાન કહે છે.

ગીતામાં પણ ભગવાને જ્યાં ચાર પ્રકારના ભક્તોનું વર્ણન આપેલ છે ત્યાં કહેલ છે કે જ્ઞાની ભક્ત તો મારો આત્માજ છે.

જ્ઞાની ભક્ત જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એ ચાર દશાનો વિચાર કરી તુરીયા કે જે નિત્ય રહે છે તેનેજ સાચી માને છે. બીજા ભક્તો જે દેખાય તે સાચું માને છે તેથી તેઓ ભગવાનને કહે છે કે તમે સર્વશક્તિમાન છો તેથી મારી દષ્ટિમાં આવી શકો તેવા તમે બની જાઓ અને ભગવાન સર્વશક્તિમાન હોવાથી તેમને દર્શન આપી કૃતાર્થ કરે છે.

આત્મસાક્ષાત્કાર માટે શ્રી રમણમહર્ષિ ત્રણ સાધન બતાવે છે ૧. ધર્માચરણ. ૨. ઇશ્વર ઉપાસના અને ૩. પોતે કોણ છે તેની શોધ. એ ત્રણેમાં ત્રીજા સાધન ઉપર તે બહુ ભાર દે છે. તે કહે છે કે "તમે તમારા મનને

પાછું વાળો, તેના મૂળની શોધ કરો, બધા વિચાર ક્યાંથી ઉત્પન્ન થાય છે તેની તપાસ કરો, તે મૂળ જગ્યાએ આનંદમય, પ્રકાશમય, આત્મા છે.” આવી વાતો ઘણા માણસોએ કેટલેક ઠેકાણે સાંભળેલ હોય છે છતાં તેનું સાધન બતાવવામાં દરેક મહાત્મા પોતાના અનુભવ પ્રમાણે નવી નવી યુક્તિઓ બતાવે છે અને તે યુક્તિ કેટલાક જીજ્ઞાસુઓને માફક આવી જાય છે. તેવીજ રીતે શ્રી રમણમહર્ષિ પણ પોતાની અનુભવેલ રીત બતાવે છે.

શ્રી રમણમહર્ષિના શરીરનો જન્મ સને ૧૮૭૯ માં મદુરાથી ૩૦ માઇલ દૂર તીરૂચુઝી ગામમાં થયો છે. વિદ્યાર્થી અવસ્થામાં તેમની સ્મરણ શક્તિ બહુ તીવ્ર હતી અને કોઇ પુસ્તક એકવાર વાંચતાં યાદ રહી જતું હતું. પણ તેમને નિંદ્રાની ટેવ હતી અને નિંદ્રામાં ઉઠીને કાંઈ કામ કરી લેતા અથવા ચાલ્યા જતા તોએ તેમને ભાન

ઉઠતાં મને એકદમ મરણની બીક લાગી, મને લાગ્યું કે હું હમણા મરી જઇશ; તેથી તે દિવસે હું એકલો મારા ઓરડામાં બેસી રહ્યો. મેં કોઇ દાકતરને અથવા મિત્રને બોલાવ્યા નહિ. મેં મારા મનને પૂછ્યું :— હવે મરણ આવ્યું છે, મારે હવે શું કરવું ? એમ વિચાર કરી મેં મારા હાથ પગ મડદાની માફક લાંબા કર્યાં, મારા પ્રાણ બંધ કર્યાં, હોઠ બંધ કર્યાં, પછી મેં મારા મનને કહ્યું:— આ શરીર હવે મરી ગયું છે, તેને હવે સ્મશાને લઇ જવામાં આવશે અને બાળવામાં આવશે, પણ શરીરના મરણને હું જોઇ શકું છું, તેથી હું મરતો નથી, આ શરીર શાંત થઇ ગયું છે છતાં હું મને એવોને એવો શરીરથી જુદો અનુભવી શકું છું, તેથી હું આત્મા છું, શરીર નથી અને આત્મા મરતો નથી. આ માત્ર મારા મનનો તર્ક નહોતો, આ તે વખતનો મારો સચોટ અનુભવ હતો. તે વખત પછી, આ અનુભવ મને વારંવાર થતો હતો, મરણની બીક મારે માટે હંમેશને માટે જતી રહી. આ અનુભવની અસર એવી થઇ કે મને મારા સગામાં, મિત્રોમાં અને અભ્યાસમાં રસ રહ્યો નહિ, કેટલાક મને જ્ઞાની અને યોગી કહીને મારી મશ્કરી કરતા હતા પણ જ્યારે ફૂરસદ મળે ત્યારે હું આત્માના ધ્યાનમાં બેસતો.”

આ પ્રમાણે શ્રી રમણ મહર્ષિએ પોતાનો નાની ઉમ્મરનો આત્મિક અનુભવ સમજાવેલ છે. એ અનુભવને લઇને

નિશાળના અભ્યાસમાંથી તેમનું મન ખસી જવાથી તેમના કાકા અને ભાઇ તેમને ઘણો ઠપકો આપતા. એક વખત તેમને ધ્યાનમાં બેઠેલા જોઇ તેમના ભાઇએ કહ્યું :— "તારે યોગી થવું હોય તો નિશાળના અભ્યાસનો અને બીજો નકામો ખર્ચ અમારા ઉપર શા માટે નાંખે છે ?" આવા મ્હેણા વારંવાર સાંભળતાં એક વખત વેંકટરામને (શ્રી રમણમહર્ષિને) લાગ્યું કે તેના ભાઇની વાત સાચી છે; તેથી સને ૧૮૯૬માં એક દિવસ લાગ જોઇ તે તીરૂવન્નમલાઇ ગામે અરૂણાચલ પર્વતની ગુફામાં ગુપ્તપણે તપ કરવા ચાલી નિકળ્યા. બે ત્રણ વર્ષ સુધી તેમના કુટુંબને તેમનો પતો લાગ્યો નહિ.

પોતે શરીર નથી એ ભાન તેમને સતત રહેતું હતું તેથી દેહના ધર્મની પરવા તેણે છોડવા માંડી, જનોઇ તોડી નાંખી અને પાસે બે ત્રણ રૂપીઆ હતા તે ફેંકી દીધા. તેમને લાગ્યું કે જે ભગવાન પશુ પક્ષીની સંભાળ રાખે છે તે તેમની પણ સંભાળ રાખશે, તેથી શરીરની રક્ષાના વિચાર છોડી તેમણે મૌન અને ધ્યાન વધારવા માંડ્યું. તોપણ ગામના કેટલાક છોકરા તેમને ગાંડા માની તેમની તરફ પથરા નાંખી તેમને પજવવા લાગ્યા પણ તેમણે પોતાની ધીરજ છોડી નહિ. પોતે ઘણા કલાક સમાધિનો આનંદ ભોગવી શકતા હતા તેથી બહારની અગવડોની તેમણે દરકાર કરી નહિ. ધીરે ધીરે વખત જતાં તેમની ખ્યાતિ વધવા લાગી અને તેથી ભિક્ષા

મુશ્કેલી વગર મળવા લાગી. કોઇ કોઇ માણસો તેમને વાંચવા માટે વેદાન્તના ગ્રંથો પણ આપી જતા હતા. તેનો અભ્યાસ કરતાં તેમને એમ લાગ્યું કે જે અનુભવ તેમને સમાધિમાં થતો હતો તેજ વેદાન્તના શાસ્ત્રોમાં લખેલ છે. શ્રી રમણમહર્ષિની માતૃભાષા તામીલ છે, તેમનો અંગ્રેજી અભ્યાસ છઠ્ઠા ધોરણ સુધીનો છે. તે ઉપરાંત પોતે સંસ્કૃત, તેલુગુ અને મલાયલમ્ ભાષા પણ જાણે છે.

ત્રણ વર્ષ પછી તેમના કુટુંબીજન તેમને શોધી શક્યા. તેમના ભાઇ તેમને પાછા ઘેર લઇ જવા માટે આવ્યા પણ પોતે પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. તેમની મા આવ્યાં તો પણ પોતે પોતાની જગ્યા છોડી નહિ. છેવટે તેમના મા અને ભાઈ તેમના આશ્રમમાં આવી રહ્યાં. તેમનાં મા સ્વર્ગવાસી થયાં છે. તેમના ભાઇએ સંન્યાસ લીધો છે.

મહર્ષિની પ્રખ્યાતિ ધીરે ધીરે બહુ વધી અને ઘણા વિદ્વાનો પણ તેમના ઉપદેશ માટે તેમની પાસે આવવા લાગ્યા. મહર્ષિ દરેકને તેમના અધિકાર પ્રમાણે ઉપદેશ આપતા અને દરેકને પોતાના હૃદયમાં ઉંડા ઉતરવાનું કહેતા. તે વખતે મહર્ષિને બધા સ્વામી કહીને બોલાવતા હતા. એક વખત પીલાઇ નામના એક ગૃહસ્થે સ્વામીને ૧૪ પ્રશ્ન પૂછયા, તેના જવાબમાં સ્વામીએ કહ્યું કે :—" તમે શરીર નથી, પ્રાણ

નથી, ઇંદ્રિયો નથી, મન બુદ્ધિ નથી, એ બાદ કરતાં જે રહે તે તમારું સ્વરૂપ છે, તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે; જ્યારે બધાં દ્રશ્યનો બાધ થાય છે ત્યારે સચ્ચિદાનંદનો અનુભવ થાય છે. દ્રષ્ટા અને દ્રશ્ય એ રજ્જુ–સર્પના જેવું છે. જ્યાં સુધી સર્પનો બાધ થતો નથી ત્યાં સુધી રજ્જુનું ભાન થતું નથી તેમ દ્રશ્યનો બાધ નહિ થાય ત્યાં સુધી સચ્ચિદાનંદનો અનુભવ થશે નહિ.”

પીલાઈ—દ્રશ્યનો બાધ ક્યારે થાય ?

સ્વામી—બધા વિચાર, બધી ક્રિયા અને બધા દ્રશ્યનું કારણ મન છે, મન શાંત થઇ જશે તો બધું શાંત લાગશે. જ્યારે મન બહાર ભમે છે ત્યારે જગત દેખાય છે, માટે મનને અંદર વાળી, ‘હું કોણ છું?’ એ પ્રશ્ન પોતે પોતાને પૂછવો. એ પ્રશ્ન પૂછશો એટલે મન શાંત થવા લાગશે, પોતાના અહંકારનો આત્મામાં લય કરવો એ ખરી ભક્તિ છે.

પીલાઇ—મનને સુધારવા માટે બીજા કોઇ ઉપાય છે કે નહિ?

સ્વામી—પોતાના આત્માની શોધ સિવાય બીજા ઉપાય પુરતા નથી. બીજા ઉપાયથી થોડીવાર મન શાંત થાય છે પણ પાછું કુદવા માંડે છે અને ચંચળ બને છે. તમે કોણ છો? એ શોધ કરવા માટે જેમ જેમ તમે હૃદયમાં ઉંડા ઉતરશો તેમ તેમ મન અને વાસના ક્ષીણ

થતાં જશે. જ્યારે શંકા ઉઠે ત્યારે શંકાનો જવાબ મેળવવા પ્રયત્ન ન કરવો પણ એ શંકા કોને થાય છે તે શોધો. બધા સંકલ્પોને તેના મૂળમાંથી કાઢી નાખવા એ ખરો વૈરાગ્ય છે.

પીલાઇ—ભગવાને આ જગતની ધાંધલ શા માટે રચી હશે ? શું જે બને છે તે ઇશ્વરની ઇચ્છાથી બનતું નથી ?

સ્વામી—ભગવાન પરિપૂર્ણ છે. તેને કોઇ ઇચ્છા નથી. જેમ સૂર્ય ઉગે છે ત્યારે માણસો પોતપોતાના કામે લાગી જાય છે તેમ ભગવાનની સત્તાથી બધું ચાલ્યા કરે છે પણ તેને પોતાને કોઇ જાતની ઇચ્છા નથી.

કેટલાક માંદા માણસોને પણ સ્વામી એમ કહેતા હતા કે 'તમે એમ માનો કે તમે આત્મા છો, શરીર નથી, મને કોઇ દરદ અસર કરી શકે નહિ.' આ ઉપદેશ પ્રમાણે વર્તવાથી ઘણાનાં શરીરનાં દરદ દૂર થતાં હતાં. ઘણાના મનની મુશ્કેલીઓ પણ તેમની પાસે શાંત ચિત્તે બેસવાથી દૂર થતી હતી.

થોડા વખત પછી કાવ્યકંત ગણપતિ શાસ્ત્રી નામના એક વિદ્વાન પુરૂષ સ્વામી પાસે આવ્યા. તેમણે ઇતિહાસ, પુરાણ, ઉપનિષદ્ વિગેરેનો સારો અભ્યાસ કર્યો હતો. ગણપતિ શાસ્ત્રીએ સ્વામીને કહ્યું કે "મેં ઘણો અભ્યાસ કર્યો છે પણ તપ શું કહેવાય તેની મને ખબર નથી."

સ્વામી—તમે કહો છો "મેં ઘણો અભ્યાસ કરેલ છે" તો એ 'મેં' શબ્દ ક્યાંથી ઉઠે છે તેની બરાબર શોધ કરી શકો તો તે મોટામાં મોટું તપ છે. જ્યારે આપણે કોઇ મંત્રનો જપ કરીએ ત્યારે તે અવાજ જ્યાંથી નિકળે છે ત્યાં જો આપણા મનને એકાગ્ર કરી શકીએ તો તે તપ છે. આ જવાબથી શાસ્ત્રીજીને બહુ આનંદ થયો. શાસ્ત્રીજીને એમ લાગ્યું કે સ્વામીનો અનુભવ શાસ્ત્રો સાથે બરાબર મળતો આવે છે તેથી તે દિવસથી તેમણે સ્વામીનું નામ "ભગવાન શ્રી રમણમહર્ષિ" પાડયું અને પછી બધા તે નામથી તેમને ઓળખવા લાગ્યા. ધીરે ધીરે શાસ્ત્રીજી અને મહર્ષિ વચ્ચે પ્રેમ વધવા લાગ્યો. શાસ્ત્રીજીને મહર્ષિના અનુભવનો લાભ મળ્યો અને મહર્ષિને શાસ્ત્રીજીના શાસ્ત્રના જ્ઞાનનો લાભ મળ્યો.

એક વખત એક હમ્ફ્રેઝ નામના યુરોપીઅને શ્રી રમણમહર્ષિને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછયા.

હ—આપણે જગતને મદદ કરી સુધારી શકીએ ?

મ—પહેલાં તમને સુધારો, પછી જગતને મદદ આપી શકશો.

હ—મારે જગતનું કલ્યાણ કરવું છે.

મ—તમારૂં કલ્યાણ કરવાથી જગતનું કલ્યાણ થઈ જશે, તમે જગતમાં છો, તમે જ જગત છો, તમે જગતથી જુદા નથી. જગત તમારાથી જુદું નથી. દ્રષ્ય તથા દર્શન

તરફ ધ્યાન ન આપો પણ જે દ્રષ્ટા જુએ છે તેને શોધી કાઢો. તે બધા કારણનું કારણ છે. તેનો અનુભવ થયા પછી જે દેખાશે તે જગત તરીકે નહિ પણ ભગવાન તરીકે દેખાશે. મન અને ઇંદ્રિયોથી જગત દેખાય છે. બહેરાને કાંઇ સંભળાતું નથી, આંધળાને કાંઇ દેખાતું નથી. આપણી માન્યતા જગત ઉપરથી હઠાવી લઇએ તો જગત દેખાશે નહિ.

બીજા કેટલાક શિષ્યોએ મહર્ષિને ઘણા પ્રશ્નો પૂછી ઉત્તર મેળવ્યા છે તેમાંથી થોડાક નીચે આપેલા છે:—

શિષ્ય—જગત સાચું છે કે ખોટું ?

મહર્ષિ—જ્યાંસુધી મન છે ત્યાં સુધી જગત છે, નિદ્રામાં મન નથી તો જગત પણ નથી.

શિષ્ય—પણ મને નિંદ્રા આવે છે ત્યારે બીજા માણસો જે જાગતા હોય છે તેમને જગત દેખાયા કરે છે, તેથી જગત ખોટું નથી.

મહર્ષિ—જે માણસો જાગતા હોય છે તે તે વખતે જગતનો ભાગ છે તેથી તેમનું કહેવું તે વખતે પ્રમાણ ગણાય નહિ. બીજા છે કે નહિ તે પણ તે વખતે સિદ્ધ કરવાનું છે, જે સિદ્ધ કરવાનું છે. તે છે એમ તે વખતે માની ન લેવાય. તેમનું અસ્તિત્વ સ્વતંત્ર પ્રમાણથી સિદ્ધ કરવું જોઇએ પણ તેવું પ્રમાણ મળતું નથી. જે જાગતા હોય છે તેમનું મન ચાલે છે તેથી તેઓ જગતને જુએ છે.

તેથી જગત એ મનની અપેક્ષાએ રહે છે, જગત નિરપેક્ષ (સ્વતંત્ર) વસ્તુ નથી. તમે એમ માનો છો કે મન નાનું છે અને જગત મોટું છે પણ ખરી રીતે જગત કરતાં મન મોટું છે, જગત મનમાં સમાઇ જાય છે, તેનો આધાર મન ઉપર છે. આપણને સ્વપ્નું આવે ત્યારે એમ લાગે છે કે જગત આપણી બહાર છે અને આપણે તેમાં એક નાના જીવ છીએ પણ જાગ્યા પછી આપણને લાગે છે કે જગત આપણી અંદર હતું તેથી આપણે જગત કરતાં મોટા છીએ, અથવા જેવું મન તેવું જગત છે.

શિષ્ય—જ્ઞાન અને ભક્તિમાં શો ફેર છે ?

મહર્ષિ—જ્ઞાન અને ભક્તિ એકજ વસ્તુ છે. ભક્તિ માર્ગમાં ભક્ત સગુણ સ્વરૂપનું ધ્યાન કરી પોતે તેમાં લય થાય છે. જ્ઞાન માર્ગમાં જ્ઞાની પુરૂષ પોતાના આત્મા ઉપર પ્રેમ કરી તેમાં લય થાય છે. બન્ને રસ્તે એવો આનંદમય અનુભવ થાય છે કે જે કહી શકાતો નથી.

શિષ્ય—પ્રારબ્ધ મોટું કે પુરૂષાર્થ ?

મહર્ષિ—જો માણસ પોતાના આત્માને જાણે તો તે પ્રારબ્ધ અને પુરૂષાર્થનું મૂળ જાણી શકશે અને આ પ્રશ્ન તેના મનમાંથી નિકળી જશે.

શિષ્ય—સિદ્ધિ માટે આપનો શો મત છે ?

મહર્ષિ—આત્મ-સાક્ષાત્કાર એ મોટામાં મોટી સિદ્ધિ છે.

શિષ્ય—હું કોણ છું? તેનો વિચાર જ્યારે હું કરૂં છું ત્યારે કાંઈ જવાબ મળતો નથી.

મહર્ષિ—એ માન્યતામાં ભૂલ છે. જો બરાબર શોધ કરશો તો જણાશે કે જે 'હું' શોધ કરવા માડે છે તે 'હું' પાછળથી રહેતો નથી. જેમ જેમ તમે નામ રૂપવાળા ખોટા વિચાર છોડતા જશો તેમ તેમ તમે ઉંડા ઉતરતા જશો.

શિષ્ય—જો નિર્વિકલ્પ દશામાં આત્મા સિવાય કાંઈ રહેતું ન હોય તો તેમા આનંદ કેમ આવે?

મહર્ષિ—તમે એમ સમજો છો કે કોઇ વસ્તુની સાથે સંબંધ થાય તોજ સુખ મળે, પણ એ વાત સાચી નથી. આનંદ અથવા સુખ એ આત્માનો સ્વભાવ છે. જે સુખ બીજી વસ્તુમાંથી મળતું લાગે છે તે (આત્માના) સુખનો અંશ છે, તે પૂર્ણ સુખ નથી. જ્યાંસુધી બીજું જોઇએ છે ત્યાંસુધી અપૂર્ણતા લાગે છે. જ્યારે આત્માજ રહે છે ત્યારે નિત્ય સુખ રહે છે. જો એમ ન હોય અને બીજું મળવાથી સુખ મળતું હોય તો જેટલો પરિગ્રહ વધે તેટલું સુખ મળવું જોઇએ. અને જેટલી વસ્તુ ઓછી થાય તેટલું સુખ કમી થવું જોઇએ, અને ઉંઘમાં જ્યારે બધું જતું રહે ત્યારે દુઃખ લાગવું જોઇએ પણ તમને લાગે છે કે ઉંઘમાં કાંઇ નથી છતાં માણસ જાગીને કહે છે કે હું સુખે સુતો હતો. તેથી જ્યાં આત્મા સિવાય કાંઇ નથી ત્યાં સુખ છે.

શિષ્ય—આવો અનુભવ મેળવવામાં ભગવાનના અનુગ્રહની જરૂર લાગે છે.

મહર્ષિ—આત્માની શોધ કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય એજ ભગવાનનો અનુગ્રહ છે. તેનો પહેલો અનુભવ હૃદયમાં થાય છે. ભગવાનના અનુગ્રહ વગર આત્માના વિચાર આવતા નથી અને આત્માના વિચાર વગર અંદર વળી શકાતું નથી. નામ અને રૂપને ભગવદ્‌ભાવે જોવાથી નામ અને રૂપવાળી માયા છૂટી જાય છે. તે ખરી ભક્તિ છે. હું જે કાંઇ કરૂં છુ, તે ભગવાનનું છે, મારૂં કાંઇ નથી, હું આંહી તેની સેવા માટે છું, આવો ભાવ એ ભકિત છે. જ્યારે અહંકાર પોતે પોતાને જાણવા માંડે છે ત્યારે તેનો સ્વભાવ ફરવા માડે છે. ભગવાન છે પણ આત્મ સાક્ષાત્કાર થાય ત્યારે આત્મા અને ભગવાન એક થઇ જાય છે. તે ઐકયનો એ અનુભવ ભગવાનનો અનુગ્રહ છે.

દુઃખિત જીવોની અંદર શાંતિ રેડીને તેમને મદદ આપવી એ મહર્ષિની રીત છે.

જેમ જેમ શ્રી રમણમહર્ષિ જીજ્ઞાસુઓને મદદ આપતા ગયા તેમ તેમ તેમની કીર્તિ વધવા લાગી. તેથી શ્રી અરૂણાચલ પર્વત પર રહેતા કેટલાક સાધુઓ તેમની અદેખાઇ કરવા લાગ્યા અને તેમને પજવવા લાગ્યા પણ મહર્ષિ તેમના પ્રત્યે સમભાવ રાખતા.

તેમનાં માતુશ્રી કે જે થોડો વખત ત્યાં રહેતાં હતાં તેમનો ત્યાં દેહાંત થયો તેથી જે પર્વતની તળેટીમાં તેમને માટે એક સમાધિ મંદિર બાંધવામાં આવ્યું તે સમાધિ મંદિરની પૂજાની સગવડતા માટે અને મહર્ષિને મળવા આવનાર માણસોના સગવડ માટે ત્યાં એક આશ્રમ બાંધવામાં

આવ્યો તે આશ્રમનાં નાનાં મકાનોમાં મહર્ષિ અને તેના થોડાક શિષ્યો રહેવા લાગ્યા. મહર્ષિને પૈસાની જરૂર પડતી ન હોતી અને તે પૈસાને અડકતા નથી, તેમને ફક્ત ખાવાનું જોઇતું હતું અને તે મળી રહેતું હતું, પણ જેમ જેમ તેમની કીર્તિ વધી અને આશ્રમમાં આવનાર માણસોની સંખ્યા વધવા લાગી તેમ તેમ, તે માણસોને રાખવાનો અને જમાડવાનો પ્રશ્ન ઉત્પન્ન થયો અને આશ્રમ માટે પૈસા આપનારાવાળા પણ આવવા લાગ્યા. મહર્ષિએ તેમના શિષ્યોને કહ્યું કે જે આવે તે વાપરી નાખવું, તો પણ કેટલાક ચોર અને લુંટારાના મનમાં એમ લાગ્યું કે આશ્રમમાં પૈસો સારો છે. એક વખત ચોર આવી જે કાંઇ થોડું ઘણું મળ્યું તે લઇ ગયા. બીજી વાર ચોરો આવ્યા અને મહર્ષિને ખબર પડી. મહર્ષિએ કહ્યું, "તેમને જે લેવું હોયે તે લઇ જવા દો, આપણે આપણો ધર્મ પાળવો." છતાં ચોરો શાંત થયા નહિં. મહર્ષિએ ચોરોને કહ્યું "અમે બધા આશ્રમની બહાર નિકળી જઇએ છીએ, એટલે તમને વિઘ્ન થશે નહિ" ચોરોએ બત્તી માગી

૯ જ્ઞાનથી આપણો ધર્મ સાચવવો જોઇએ. મહર્ષિ જ્યારે પર્વત ઉપર રહેતા હતા ત્યારે તેમણે સર્પ, વાંદરાને, કુતરાને અને કાગડાને પણ મિત્ર કરી લીધા હતા. મહર્ષિ પર્વતને પણ ઇશ્વરની મૂર્તિ માની તેની પ્રાર્થના કરતા હતા. તે કહે છે કે કયા દેહમાં કેવો જીવ વસતો હશે, તેમના કયા અધુરા કર્મ પુરા કરવા આપણી સાથે સંબંધ થયો છે તે આપણે જાણતા નથી, માટે બધા પ્રત્યે સમભાવ રાખવો. એક વખત એક સર્પ તેમના ખભા ઉપર ચડી ગયો હતો અને કેટલાક કલાક ત્યાં રહ્યો તોયે પોતે તેને ઉતાર્યો નહિ. શ્રી મહર્ષિ કહે છે કે આત્મજ્ઞાનીને આવાં પ્રાણી હરકત કરતાં નથી અને છતાં જે દેહ આપણો નથી તે જાય તો શું ખોટું છે? આપણો દાંતથી આપણી જીભ કપાય તો આપણે દાંતને શિક્ષા કરતા નથી, તેવીજ રીતે સર્પને શિક્ષા કરવાની જરૂર નથી.

મહર્ષિ રોજ સવારે ૩ થી ૪ ની વચમાં ઉઠે છે, સ્નાન કરી પોતાના આસન ઉપર ધ્યાનમાં બેસે છે. તે પછી બધા શિષ્યો ભગવત્-સ્તુતિ કરે છે. ૫ થી ૯ વાગ્યાની વચમાં બહારના માણસો તેમના દર્શને આવે છે. ૧૧ થી ૧૨ સુધીમાં જમવાનો વખત છે. તે પછી થોડો આરામ લીધા પછી સત્સંગનો વખત રહે છે. રાત્રે બધા ભેગામળી ધ્યાન કરે છે અને પછી કીર્તન કરે છે.

મહર્ષિ પોતે બહુંજ થોડું બોલે છે, કોઇ કાંઇ પ્રશ્ન પૂછે તો ટુંકામાં જવાબ આપે છે. દરેકને તેના અધિકાર પ્રમાણે સમજાવે છે, ભકિતમાર્ગવાળાને ભકિતને રસ્તે સમજાવે છે, જ્ઞાન માર્ગવાળાને જ્ઞાન માર્ગ સમજાવે છે. કેટલાક માણસો કહે છે કે જ્યારે તેઓ એકલા હોય ત્યારે મનમાં ઘણા વિચાર આવે છે પણ મહર્ષિની પાસે બેસતાં અંતર્મુખ વૃત્તિ તરત થઈ જાય છે અને વિચાર અટકી જાય છે, મહર્ષિ કોઇ વાદની બાબતમાં ઉતરતા નથી પણ કોઇ જીજ્ઞાસુ પોતાની મુશ્કેલી દૂર કરવા સાચો પ્રશ્ન પૂછે તો તેનો સચોટ જવાબ આપે છે. કોઇને ધ્યાનમાં કાંઇ દેખાય, સૂર્યના જેવું અથવા ચંદ્રના જેવું અથવા સોના જેવું તેજ દેખાય ત્યારે મહર્ષિ કહે છે કે તેના ઉપર વખત ગુમાવવો નહિ પણ આગળ વધવું, જ્યારે શ્રીકૃષ્ણ અથવા રામ અથવા શિવ દેખાય ત્યારે પણ ત્યાં અટકી કંઇ વર માગવા નહિં. આવા દૃષ્યોથી. સાધકની ઇચ્છા વધે છે અને આત્માને જાણવામાં

તે વિઘ્ન રૂપ છે. નિર્વિકલ્પ સમાધિ એજ ખરી સમાધિ છે.

એક વખત એક શિષ્યે મહર્ષિને પૂછયું કે:- કેટલાક મહાત્માને ભૂખ અથવા તરસ કેમ લાગતી નથી ? મહર્ષિએ જવાબ આપ્યો કે "દિવસમાં તમે તમારો ખોરાક બે ત્રણ વાર લ્યો છો પણ રાત્રે ફક્ત એક વાર લ્યો છો અને બાકીના કલાક ઉંઘી જાઓ છો પણ રાત્રીના કલાક દિવસ જેટલા હોય છે પણ નિદ્રામાં મન શાંત હોય છે તેથી શરીરને ખોરાકની ઓછી જરૂર પડે છે. તેવીજ રીતે ઘણો વખત ધ્યાનમાં રહેતા મહાત્માઓ ઘણો વખત એકાગ્રતા સેવે છે તેથી તેમનું મન શાંત રહે છે અને શરીરને ઘણા વખત સુધી ખોરાકની જરૂર પડતી નથી.

એક વખત વરસાદ બહુ પડતો હતો. મહર્ષિની ગુફામાં ત્રીસ માણસો ભેગા થયા હતા. જમવાનો વખત થઇ ગયો હતો પણ વરસાદને લઇને કોઇ બહાર જઇ શક્યા નહિ. ત્યાં ખોરાક ફક્ત બે ત્રણને પુરો થાય તેમ હતું. મહર્ષિએ તે ખોરાક બધાને વ્હેંચી આપવા કહ્યુ. દરેક પુરૂ જમ્યા, છતાં બધાને માટે તે ખોરાક પુરો થયો હતો.

આગળ જણાવ્યું તેમ પોલ બ્રન્ટન નામના એક અંગ્રેજ કોઇ સાચા મહાત્માના સત્સંગ માટે સને ૧૯૩૦ માં હિંદુસ્તાનમાં આવ્યા હતા. પહેલાં તે દક્ષિણમાં શ્રી શંકરાચાર્યને મળ્યા. તેમણે તેમને શ્રી રમણમહર્ષિ પાસે

જવાનું કહ્યું તે ઉપરથી તે શ્રી રમણમહર્ષિ પાસે ગયા.

મહર્ષિએ ફક્ત એક લંગોટી પહેરી હતી અને પોતાના આસન ઉપર ધ્યાનમાં બેઠા હતા. તેના ઓરડામાં બેઠેલા શિષ્યો પણ ધ્યાનમાં હતા અથવા મૌન હતા. પોલ બ્રન્ટન પણ ત્યાં જઈ પહેલાં શાંત ચિત્તે મૌન ધારણ કરી બેઠા. એક કલાક સુધી કોઈ બોલ્યું નહિ. બીજો કલાક થયો, પોલ બ્રન્ટને જે પ્રશ્નો મહર્ષિને પૂછવા ધાર્યા હતા તે દૂર થવા લાગ્યા. તેને નવી જાતની શાંતિનો અનુભવ થયો, તેને લાગ્યું કે બુદ્ધિ પોતે ખોટા પ્રશ્નો ઉત્પન્ન કરે છે અને પછી તેના ખુલાસા માટે મુંઝાય છે.

વખણાય છે પણ મનુષ્યજીવનનું ખરું રહસ્ય સમજી શકતા નથી, તમે મને તે સમજાવી શકશો ?

મહર્ષિ—તમે કહો છો કે મારે જ્ઞાન મેળવવું છે. તો જેને જ્ઞાન જોઈએ છે તે કોણ છે ? તમે 'મને' શબ્દથી કોને ઓળખો છો ?

પોતાના શરીર તરફ આંગળી રાખી પોલ બ્રન્ટને કહ્યું:—"હું આ છું કે જેનું નામ પોલ બ્રન્ટન છે.

મહર્ષિ—તમે તેને બરાબર ઓળખો છો ?

પોલ—જરૂર, આખી જીંદગી સુધી; 'હું તે છું' તે વિષે મને શંકા નથી.

મહર્ષિ—પણ એ તો તમારું શરીર છે, તમે તમને બરાબર જાણો તો તમને સત્ય મળશે.

પોલ—મારે શું કરવું ? અને તેમાં કેટલો વખત લાગશે ?

મહર્ષિ—તેનો આધાર તમારી ચિત્તશુદ્ધિ ઉપર છે, કોલસાને સળગતાં વાર લાગે છે પણ દારૂ તરત સળગે છે.

પોલ—જગતનું ભવિષ્ય આપને કેવું લાગે છે ?

મહર્ષિ—તમારે ભવિષ્ય જાણવાનું શું પ્રયોજન છે ? તમે વર્તમાન જગત પણ પુરું જાણતા નથી. વર્તમાન જીવન બરાબર જાણશો તો ભવિષ્યની ચિંતા નહિ રહે.

પોલ—જગતમાં યુદ્ધ વધશે કે મિત્રાચારી વધશે ?

જવાનું કહ્યું તે ઉપરથી તે શ્રી રમણમહર્ષિ પાસે ગયા.

મહર્ષિએ ફકત એક લંગોટી પહેરી હતી અને પોતાના આસન ઉપર ધ્યાનમાં બેઠા હતા. તેના ઓરડામાં બેઠેલા શિષ્યો પણ ધ્યાનમાં હતા અથવા મૌન હતા. પોલ બ્રન્ટન પણ ત્યાં જઈ પહેલાં શાંત ચિત્તે મૌન ધારણ કરી બેઠા. એક કલાક સુધી કોઈ બોલ્યું નહિ. બીજો કલાક થયો, પોલ બ્રન્ટને જે પ્રશ્નો મહર્ષિને પૂછવા ધાર્યા હતા તે દૂર થવા લાગ્યા. તેને નવી જાતની શાંતિનો અનુભવ થયો, તેને લાગ્યું. કે બુદ્ધિ પોતે ખોટા પ્રશ્નો ઉત્પન્ન કરે છે અને પછી તેના ખુલાસા માટે મુંઝાય છે.

થોડીવાર પછી મહર્ષિ સમાધિમાંથી ઉઠયા અને પોલ બ્રન્ટનની સામે જોયું. એક બીજા માણસે તેમની ઓળખાણ કરાવી. પોલ બ્રન્ટને મહર્ષિને કહ્યું:–મેં યુરોપના તત્ત્વજ્ઞાનનાં અને સાયન્સનાં ઘણા પુસ્તકો વાંચ્યાં છે, ત્યાંના માણસોનાં જીવન અને સુખદુઃખ જોયાં છે, હું સારા વિચાર માટે એકાંતમાં ઘણીવાર બેઠો છું, છતાં મને સાચો અનુભવ થયો નથી, ધર્મ તરફ મારી અશ્રદ્ધા થઈ ગઈ છે, હવે વધારે જ્ઞાન માટે આપની પાસે આવ્યો છું.

મહર્ષિ—હું તમારી વાત સમજું છું.

પોલ—અમારા દેશના માણસો બહાદુરી માટે

વખણાય છે પણ મનુષ્યજીવનનું ખરૂં રહસ્ય સમજી શકતા નથી, તમે મને તે સમજાવી શકશો ?

મહર્ષિ—તમે કહો છો કે મારે જ્ઞાન મેળવવું છે. તો જેને જ્ઞાન જોઇએ છે તે કોણ છે ? તમે 'મને' શબ્દથી કોને ઓળખો છો ?

પોતાના શરીર તરફ આંગળી રાખી પોલ બ્રન્ટને કહ્યું:—"હું આ છું કે જેનું નામ પોલ બ્રન્ટન છે.

મહર્ષિ—તમે તેને બરાબર ઓળખો છો ?

પોલ—જરૂર, આખી જીંદગી સુધી; 'હું તે છુ' તે વિષે મને શંકા નથી.

મહર્ષિ—પણ એ તો તમારૂં શરીર છે, તમે તમને બરાબર જાણો તો તમને સત્ય મળશે.

પોલ—મારે શું કરવું ? અને તેમાં કેટલો વખત લાગશે ?

મહર્ષિ—તેનો આધાર તમારી ચિત્તશુદ્ધિ ઉપર છે, કોલસાને સળગતાં વાર લાગે છે પણ દારૂ તરત સળગે છે.

પોલ—જગતનું ભવિષ્ય આપને કેવું લાગે છે ?

મહર્ષિ—તમારે ભવિષ્ય જાણવાનું શું પ્રયોજન છે ? તમે વર્તમાન જગત પણ પુરૂં જાણતા નથી. વર્તમાન જીવન બરાબર જાણશો તો ભવિષ્યની ચિંતા નહિ રહે.

પોલ—જગતમાં યુદ્ધ વધશે કે મિત્રાચારી વધશે ?

મહર્ષિ—જગત એક સત્તાથી ચાલે છે, બધે એક રાજાનું રાજ્ય છે અને જગતને સંભાળવાની જવાબદારી તેના ઉપર છે. જેણે જગતને જીવન આપ્યું છે તેને જગતનું રક્ષણ કરવાની ખબર છે. જગતને ચલાવવાનો બોજો તેના ઉપર છે. તમારા ઉપર નથી. રેલ્વે ટ્રેનમાં બેઠા પછી આપણો સામાન આપણે માથે રાખવાની જરૂર નથી. *

* એક બારીસ્ટરે મને કહ્યું હતું કે મહર્ષિનો આ જવાબ જગત તરફ આપણી બેદરકારી બતાવે છે. મેં કહ્યું:—આપણી જવાબદારી આપણે ઉત્પન્ન કરીએ છીએ. જે માણસો વિષય સેવનથી અને બીજી અનેક જાતની પ્રવૃત્તિઓ કરી સંસારના હક ભોગવી પોતાનો સંસાર વધારી મૂકે છે તેમને લાગે છે કે જગતને સુધારવાની જવાબદારી તેમના ઉપર છે. જે પ્રકારના હક તે પ્રકારની જવાબદારી માણસ ઉત્પન્ન કરે છે પણ શ્રી રમણમહર્ષિ જેવા મહાત્માઓ સંસારના હક ભોગવતા નથી તેથી સંસારની જવાબદારી પણ લેતા નથી. સ્વામી શ્રી નિત્યાનંદજી મહારાજ પણ કહેતા કે શ્રી હરિના મહિમામાં ખોવાઇ જવું, પછી કર્તવ્ય બુદ્ધિથી કાંઈ કર્તવ્ય નથી.

ગીતાના ત્રીજા અધ્યાયમાં પણ ભગવાન અર્જુનને કહે છે કે:—જેમને આત્મામાં રતિ છે, આત્મામાં તૃપ્તિ છે અને આત્મામાં સંતોષ છે તેમને માટે કાંઇ કર્તવ્ય નથી. તેમને કાંઈ કામ કરવાથી વધારે લાભ નથી અને કાંઇ કામ કરવાનું રહી જાય તો કાંઇ ખોટ નથી, તેમને સંસારનો કોઇ લાભ જોઇતો નથી.

(લેખક)

પોલ—પણ જગતના દુ:ખો જોતાં જગતમાં ભગવાનની દયા દેખાતી નથી.

મહર્ષિ—પહેલાં તમારા આત્માનું સત્ય જાણવાનો પ્રયત્ન કરો, પછી તમને જગતની રચના સરળતાથી સમજાઈ જશે.

આટલી વાતચિત પછી સત્સંગનો વખત પુરો થવાથી મંડળી વિખરાઈ ગઈ. રાત્રે ફરી મી. પોલબ્રન્ટન મહર્ષિ પાસે આવ્યા અને તેમની હાજરીમાં શાંત ચિત્તે બેસતાં તેને થોડીવારમાં ધ્યાન લાગી ગયું, તેના મન અને હૃદયમાં દિવ્ય ફેરફાર થવા લાગ્યો અને તેમને દિવ્ય શાંતિનો અનુભવ થયો.

મહર્ષિએ તેમના હૃદયમાં પરાવાણીથી કહ્યું:—તમારી આ શાંતિ ચાલુ રહેશે. પણ હવે ભૂલથી પણ કોઈ વખત દેહને "હું" તરીકે માનશો નહિ.

ધ્યાન પછી જ્યારે વાતચિતનો વખત મળ્યો ત્યારે પોલબ્રન્ટને મહર્ષિને કહ્યું:—મેં સાંભળેલ છે કે જો કોઈને આત્મજ્ઞાન મેળવવું હોય તો તે માણસે એકાંતમાં કોઈ જંગલમાં અથવા કોઈ પર્વતની ગુફામાં રહેવા જવું જોઈએ, પણ અમારા દેશનું જીવન જુદા પ્રકારનું છે, અમે એવી એકાંત લઈ શકતા નથી.

મહર્ષિ—પ્રવૃતિ તદ્દન છોડવાની જરૂર નથી. દરરોજ એક બે કલાક ધ્યાન કરશો અને ધ્યાન બરાબર થશે તો

તમારી પ્રવૃતિઓ વખતે પણ તમને ધ્યાનમાં મળેલ શાંતિનો અનુભવ ચાલુ રહેશે. જગતના બનાવો પ્રત્યે, બીજા માણસો પ્રત્યે, બીજી વસ્તુઓ પ્રત્યે તમારી મનોદશા ફરી જશે. દેહનું અભિમાન છોડવું એજ ખરો ત્યાગ છે. તમારી જુની માન્યતા ફેરવવી જોઇએ.

પોલ—તે કેવી રીતે બને ?

મહર્ષિ—તમારે તમને પ્રશ્ન પૂછવો કે "હું કોણ છું?" આ "હુ" ની શોધ કરતાં કરતાં તમે મનની પાછળ રહેલ આત્માનો અનુભવ કરી શકશો. એ એક વાત તમને બરાબર સમજાશે તો જગતની બધી વાતો તમને સમજાઇ જશે. બધા માણસોને સુખ જોઇએ છે. તમને ખબર છે કે બધાને પોતાનો આત્મા વધારે ગમે છે માટે સુખની શોધ એ ખરી રીતે આત્માની શોધ છે. આત્મા અમર છે અને તેથી આત્માનું સુખ નિત્ય રહે છે.

પોલ—પણ જગત દુઃખમય છે.

મહર્ષિ—તેનું કારણ એ છે કે જગતને પોતાના આત્માની ખબર નથી.

પોલ—શું પાપી મણુસોના હૃદયમાં પણ સુખ ભરેલું છે ?

મહર્ષિ—તેમને પાપ કરવામાં સુખ લાગે છે. તેઓ ખોટે રસ્તે સુખ શોધે છે.

પોલ—આત્માને કેવી રીતે ઓળખવો ?

મહર્ષિ—બધા વિચારની શરૂઆત "હું" થી થાય છે. તે "હું" નું મૂળ શોધી કાઢો. તે મૂળ જડશે ત્યારે ખોટો "હું" જતો રહેશે અને નવો ખરો સુખમય અનુભવ તે જગ્યાએ ઉત્પન્ન થશે.

પોલ—એ કામ મુશ્કેલ લાગે છે.

મહર્ષિ—તમે ધારો છો તેવું મુશ્કેલ નથી. જેઓ જગતની પ્રવૃત્તિમાં બહુ મચ્યા હોય છે તેમને મુશ્કેલ લાગે છે, છતાં તે પાર પાડી શકાય તેવું છે. તમારા પ્રશ્નનો જવાબ તમારા આત્મામાંથી નિકળશે.

આટલી વાતચિત પછી સત્સંગનો વખત પુરો થયો. ત્રીજીવાર ધ્યાન વખતે પોલ બ્રન્ટન મહર્ષિના ઓરડામાં તેમની સાથે ધ્યાનમાં બેઠા. મહર્ષિની દ્રષ્ટિથી પોલબ્રન્ટનના વિચાર, લાગણી અને ઇચ્છામાં ફેરફાર થવા લાગ્યો. તેને લાગ્યું કે વાતચિત કરવા કરતાં મહર્ષિની હાજરીમાં શાંત બેસવાથી વધારે લાભ થાય છે. તેને એમ લાગ્યું કે તે વખતે મહર્ષિ તેના મન સાથે પોતાનું મન જોડે છે અને નવા આનન્દનો અનુભવ આપે છે. કલાકના કલાક વહયા જાય છે અને ખબર પડતી નથી. પોલને લાગ્યું કે તેનું શરીર અદ્રશ્ય થતું જાય છે. થોડી વાર પછી તેને દેહનું ભાન આવ્યું. બીજે દિવસે પોલબ્રન્ટને મહર્ષિને કહ્યું કેઃ—"મને આપ શિષ્ય તરીકે સ્વીકારવાની કૃપા કરો."

મહર્ષિ—ગુરૂ અને શિષ્યની આ શી વાત ! આ ભેદ શિષ્યની દૃષ્ટિના છે. જેને આત્મજ્ઞાન થયું છે તેની દૃષ્ટિના નથી, આત્મ-જ્ઞાની બધાને સમરૂપે જુએ છે. તમે તમારી અંદર રહેલો ગુરૂ શોધી કાઢો.

પોલ— તમે બતાવેલો માર્ગ મને બહુ મશ્કેલ લાગે છે.

મહર્ષિ—માણુસે પોતે પોતાને નબળો માનવો અથવા પાપી માનવો એ મોટી ભુલ છે. દરેક માણુસ સ્વરૂપે ઇશ્વર છે અને સ્વભાવે શક્તિવાન છે. નબળાઇ ખોટી ટેવથી આવે છે અને તે પોતાનું સ્વરૂપ નથી.

પોલ—અમારા દેશના માણુસો એમ માને છે કે તમારા દેશના માણુસો બહુ પછાત છે અને ભૌતિક સુખ કેમ મેળવવું એ સમજતા નથી.

મહર્ષિ—એ વાત સાચી છે. અમે સંસારના સુખની દૃષ્ટિએ પાછળ રહી ગયા છીએ પણ અમે અમારી જરૂરીઆત થોડી રાખી છે. અમારી સમાજમાં સુધારાની જરૂર છે પણ અમને થોડી ચીજોથી સંતોષ રહી શકે છે, પણ તેથી એમ ન સમજવું કે અમે બીજા કરતાં ઓછા સુખી છીએ.

પોલ બ્રન્ટનને મહર્ષિના આશ્રમનું જીવન બહુ સાદુ અને સરળ લાગ્યું.

એક વખત સત્સંગ પછી મી. પોલ બ્રન્ટન પોતાની ઝુંપડીએ પાછા આવ્યા. ત્યાં ઝુંપડીનું બારણું ઉઘાડતાં

તેની ઓરડીમાં એક મોટો સર્પ તેના જોવામાં આવ્યો. સર્પે તેના સામું જોયું અને પોલ બ્રન્ટને બહુ બીક લાગી, તેથી તે સર્પને મારવા એક દંડો શોધવા લાગ્યા એટલામાં શ્રી રમણમહર્ષિના શિષ્ય યોગી રમૈયા ત્યાં આવી પહોંચ્યા. રમૈયા તે ઓરડીમાં બીક વગર દાખલ થયા. પોલ બ્રન્ટને તેને ચેતવણી આપી, પણ રમૈયાએ તેનું કહેવું માન્યું નહિ. રમૈયાએ પોતાના બન્ને હાથ સર્પ તરફ લાંબા કર્યા પણ સર્પ તેને કરડયો નહિ. રમૈયાએ હળવેથી સર્પની પૂંછડી હલાવી અને સર્પ તરત તે ઓરડીની બહાર નિકળી જંગલમાં ચાલ્યો ગયો. પોલ બ્રન્ટને એક માણસને પૂછયું કે સર્પ પાસે નિર્ભયપણે જનાર આ માણસ કોણ છે? તે માણસે કહ્યું:—'તે યોગી રમૈયા છે. તે શ્રી રમણમહર્ષિના એક મુખ્ય શિષ્ય છે.' પોલ બ્રન્ટને રમૈયાને પૂછયું:—'તમારામાં એવી હિંમત કયાંથી આવી?'

રમૈયા—મારે બીવાનું કાંઇ કારણ નહોતું, હું હિંસાના વિચાર કર્યા વગર, સર્વ પ્રાણી ઉપર હૃદયમાં પ્રેમ રાખી સર્પ તરફ ગયો હતો.

બીજે વખતે મી. પોલ બ્રન્ટને અંગ્રેજી જીવનના ચિત્રો રમૈયાને બતાવવા માંડયા ત્યારે રમૈયાએ જવાબ આપ્યો કે જયારે તમારા દેશના ડાહ્યા માણસો મોટા મોટા સંચા બનાવવાનું કામ પડતું મૂકીને પોતાના આત્માની શોધ કરશે ત્યારે તમારી પ્રજાને ખરા સુખનો માર્ગ મળશે.

સાધુઓ કહે છે કે કાલની ફીકર ન રાખવી કારણ કે એક મોટી સતા આપણા બધાની ફીકર રાખી રહેલ છે. તે સત્તામાં શ્રદ્ધા જોઇએ. પોતાનું મન, પોતાના પ્રાણ અને પોતાનું શરીર એ પોતાના નથી, પણ પારકી વસ્તુ છે એમ માની તેનાથી અલગ થઇ પોતાની આત્મદષ્ટિ કેળવી શકાય તો બધા દુઃખ વખતે પણ આનંદ લઇ શકાય. માણસના જીવનનું એ મોટામાં મોટું કામ છે. જેઓને પોતાની અંદર, અસંતોષ, બીક, અંધારૂ દેખાય છે તેમણે નિરાશ-થવાની જરૂર નથી. તે વધારે ઉંડા ઉતરશે તો આશાના કિરણ દેખાશે. ભગવાન કોઇ માણસને પોતાની પાસે આવવાની મના કરતા નથી પણ માણસ પોતે તેનાથી દૂર જવા પ્રયત્ન કરે છે.

શ્રી રમણમહર્ષિના બીજા એક અંગ્રેજ શિષ્ય ગ્રાંટ ડફ કહે છે કે અમે પાશ્ચમના લોકો મનની ક્રિયાને છેવટની સાચી ક્રિયા સમજીએ છીએ. અમારા દેશમાં કોઇ કોઇ મહાત્માઓએ મનથી ઉપરના પ્રદેશનો અનુભવ લીધો છે પણ તેમની ભાષા અમને સમજતી નથી. તે મુશ્કેલીનું એક કારણ એ છે કે મનથી આત્માની શોધ કર્યા પછી મનનો નાશ થવો જોઇએ. મહર્ષિ કહે છે કે નામ અને રૂપનું ભેદ જ્ઞાન એ અજ્ઞાન છે, એટલે કે જે જે વાતો માણસો નાની ઉમરથી સંસારમાં અને નિશાળમાં શિખેલ છે તે બધું અજ્ઞાન છે.

હું અને મારૂં એનાથી સંસાર શરૂ થાય છે. હું શરૂ થયા પછી મારૂં શરૂ થાય છે, 'હું'ની શોધ કર્યા વગર

રહે છે. તેની શોધ થાય એટલે હું જતો રહે છે. કોઇ ણુસના વિવાહ થતા હોય ત્યારે કોઇ પારકો માણસ નમાં વરના સગા તરીકે ઘુસી ગયો હોય તેવી અહંકારની થતિ છે. તે માણસની શોધ કરવા માંડા એટલે તે નમાંથી નાશી જાય છે તેમ અહંકારની શોધ કરશો ટલે તે નાશી જશે.

વળી શ્રી રમણમહર્ષિ સમજાવે છે કે આધ્યાત્મિક દય માણસના શરીરની અંદર જમણી તરફ છે અને નથી હૃદય સુધી એક સૂક્ષ્મ રસ્તો છે. તે હૃદયની કાણુમાં તેજસ્વી આત્મા સ્વયં પ્રકાશે છે. તેના સાક્ષાત્કાર ાટે ત્યાં ઉંડા ઉતરો અને ત્યાં સ્થિર થાઓ.

હિંદના આ મહાન રૂષિ હજુ હયાત છે, જેને તેના ાનનો લાભ લેવો હોય તેમને મળી શકે છે. હજારો ાણુસોએ તેમનો લાભ લીધો છે. મી. ગ્રાન્ટ ડફ કહે છે જે કોઇ જીજ્ઞાસુ આ આશ્રમે આત્મજ્ઞાન માટે આવવામાં લિંબ કરશે તેને પસ્તાવું પડશે.

મહર્ષિના કેટલાક શિષ્યોએ તેમના જીવનમાં ઘણા ચમ-ાર જોયેલા છે પણ તે બધાનું વર્ણન આપી શકાય તેમ નથી.

નોંધ:—શ્રી રમણમહર્ષિએ મી. પોલ બ્રન્ટનને ધ્યાન માટે જે ત બતાવેલી છે તે મી. પોલ બ્રન્ટને તેમના પુસ્તક Secret ıth અને Search of the overself એ પુસ્તકોમાં ગતવાર આપેલી છે. એ પુસ્તકો રાજકોટમાં મોહનલાલ હોથાભાઇ કસેલરને ત્યાં મળે છે. તે ઉપરાંત મહર્ષિના જીવન સંબંધી અને મના ઉપદેશ સંબંધી ૭–૮ અંગ્રેજી પુસ્તકો પ્રસિદ્ધ થયા છે, તે રમણાશ્રમ, તીરૂવન્નમલાઇ, S. I. Ry. એ સરનામે મળી શકે છે.



૨૮

## ભક્ત રામદાસ ચમાર

દક્ષિણમાં ગોદાવરીને કાંઠે કંકાવતી નામની એક નગરી હતી. રામદાસ નામે એક ચમાર ત્યાં રહેતા હતા. તેઓ જાતે ચમાર હોવા છતાં સરળ હૃદયના, સત્ય અને ન્યાયથી ભરણ પોષણ કરનારા તેમજ પ્રભુનું નિરંતર ચિંતન કરનારા એક ભાવિક ભકત હતા. ભકત રઇદાસનું નામ ઘણાઓએ સાંભળ્યું છે, પરંતુ રામદાસ, ભકિતમાં રઇદાસથી કંઇ પણ ઉતરતા નહોતા.

રામદાસની પતિવ્રતા સ્ત્રીનું નામ મૂળી હતું. પતિ-પત્નીમાં ઘણો પ્રેમ હતો. તેઓને એક નાનો પુત્ર હતો. તે પણ માતપિતાનો પરમ ભક્ત હતો. સ્ત્રી પુરુષ સાથે મળી જોડા બનાવતા, અને રામદાસ તે લઇ બજારમાં વેચી આવતા. એ રીતે ખરા પરસેવાની મજુરીથી કમાણી કરતા અને એવી કમાણી સાત્વિક જ હોય છે. અને તે પૈસાનો

સદુપયોગ થાય છે તેથી જ તેના લેનાર અને દેનાર બન્નેના અંતઃકરણની શુદ્ધિ થાય છે.

એ ત્રણ જણાંનું ગુજરાન થતાં જે પૈસો બચતો તેનાથી અતિથિ–અભ્યાગતની સેવા કરતા. તેમજ પિડીત પ્રાણિઓનાં દુઃખો દૂર કરવા પ્રયાસ કરતા. તે પ્રસંગોપાત ભગવન્નામ સંકીર્તન સાંભળવા જતા તેમજ ઘણાજ ભાવથી પોતાને ઘેર કીર્તન કરાવતા. કીર્તનમાં સંભળાએલી ભજનની એક પંક્તિ " હરિ મેં જૈસો તૈસો તેરો " તેને બહુ ગમી, તેમજ તે તેની જીભે રહી ગઇ. તેઓ નિરંતર તે કડી ગૂંજતા ગૂંજતા પોતાનું કામ કરતા હતા. તે કડીનો મર્મ પણ તેમના હૃદયને સ્પર્શતો હતો. તે પોતાને ભગવાનનો દાસ તેમજ આશ્રિત સમજી મનમાં ને મનમાં આનંદમસ્તીમાં રહેતા હતા. ભગવાન તો ભાવના ભૂખ્યા છે. તે શ્રદ્ધા રહિત વેદના ઉચ્ચારથી નહિ, પણ ભકતની કાલી ઘેલી વાણીના, પ્રેમપૂર્ણ અશુદ્ધ બોલથીએ પ્રસન્ન થાય છે. રામદાસના વિશુદ્ધ અને સહૃદયમાંથી નીકળેલા આ ગીતથી પ્રભુ પ્રસન્ન થયા અને તેમણે તેને પોતાનો કરવા ધાર્યું.

એક વખતે કેટલાક ચોર એક સ્થળેથી ઘરેણાં સાથે એક સુંદર, સુલક્ષણી કાંતિની શાલિગ્રામજીની વિશાળ મૂર્તિ પણ ચોરી લાવ્યા હતા. પણ એની એમને શી કિંમત ? એનાથી એમનું શું કામ સરે ? એમાંના એક ચોરનાં પગરખાં ફાટીગયાં હતાં. તેણે વિચાર્યું કે આ પથ્થરને બદલે એક પગરખાંની

જોડી મળી જાય તો સારૂં. ભગવત્પ્રેરણાથી શાલિગ્રામજીની મૂર્તિ લઇ તે બારોબાર રામદાસજીને ઘેર ગયો અને તેને મૂર્તિ બતાવી કહ્યું, "અરે ભાઇ! જો, આ કેવો સુંદર મઝાનો પથ્થર છે? જરા આને માથે તું તારૂં હથિયાર તો ઘસી જો. કેવું સારૂં કામ આપે છે? તેના બદલામાં તારે મને એક પગરખાંની જોડી કરી દેવી પડશે" રામદાસ તો તે વખતે કંઇક બીજીજ ધૂનમાં હતા. તે "હરિ મેં જૈસો તૈસો તેરો" એ કડી ગૂંજી રહ્યા હતા. તેમજ તે વાતનો પોતે અનુભવ કરી રહ્યા હતા કે ખરેખર પ્રભુએ મને પોતાના શરણમાં લીધો છે. હું તેનો સદાને માટે સેવક થઇ રહ્યો છું. આવા પરમ વિશ્વાસપૂર્વક આનંદપૂર્ણ હૃદયથી તે કડી ગાઇ રહ્યા હતા. તેમજ તેમના હાથે સ્વાભાવિક રીતે પગરખાં શીવવાનું કામ ચાલ્યા કરતું હતું. ચોરની વાત સાંભળી તે ખચકયા. તેના ભજનમાં ભંગ પડયો. તે સમજ્યા કે કોઇ ઘરાક આવ્યું છે. તેણે પગરખાંની એક જોડી ચોરને બતાવી. ચોરે તે પહેરી લઇ પૈસાને બદલે તે મૂર્તિ રામદાસના હાથમાં મૂકી ચાલવા માંડયું. રામદાસ હજી સુધી પણ અર્ધચેતન અવસ્થામાં હતા, તેમનું મન પ્રભુમાંજ લાગ્યું હતું. તેમને પૈસાની વાત તો યાદજ ન આવી. તેમણે મૂર્તિને પોતાની પાસે રાખી અને તેના પર પોતાનાં હથિયાર ઘસવા લાગ્યા. ભગવાન પોતે શાલિગ્રામ બની પોતાના વહાલા ભક્તને ઘેર આવ્યા હતા. રામદાસ તેજ મૂર્તિ

પર હથિયાર ઘસતા, તેના પર ચામડાં ચીરતા, તેમજ કોઈ કોઇ વાર તેના પર પગરખાં પણ સીવતા. આમ છતાં તેમનું ગાવું તો અટકતું નહિ.

એક દિવસ એક બ્રાહ્મણ ત્યાં થઇને જતો હતો. શાલિગ્રામની આવી અપ્રાપ્ય મૂર્તિ ચમારના પથ્થરની જગાએ જોઇ, તેને દુઃખ થયું. તે વખતે રામદાસ તે ગોળ મૂર્તિને પગ વચ્ચે રાખી તે પર હથિયાર ઘસી રહ્યા હતા. બ્રાહ્મણે વિચાર્યું કે " વાંદરાને હીરાની કિંમતની શી ખબર ? આ ચમાર શાલિગ્રામજીને કયાંથી ઓળખે?" તેણે મૂર્તિ ખરીદવાનો વિચાર કરી જરા પાસે જઇ કહ્યું " ભાઇ, આજ હું તારી પાસે એક ચીજ માગું છું. તું મને આપી પુણ્ય મેળવ. તારી પાસેનો આ પથ્થર મને બહુજ સુંદર લાગે છે. મારી આંખ તેના ઉપરથી દૂર થતી નથી. તું મને આ પથ્થર નહિ આપે તો મને ઘણુંજ દુઃખ થશે. તારે જોઇએ તો તેના બદલામાં પાંચ દશ રૂપિયા લઇ લે. પરંતુ આ પથ્થર તો મને આપી દે " બ્રાહ્મણની આ વાત સાંભળી રામદાસે કહ્યું, " પંડિતજી ! આ તો મારે બહુ કામની ચીજ છે. આજ સુધી મને આવો પથ્થર મળ્યો નથી. પણ જ્યારે તમને આ ન મળવાથી દુઃખ થશે એમ કહો છો, તો આ લ્યો, હું તમને દઇ દઉં છું. મારે તેની કંઇ પણ કિંમત લેવી નથી. હું તમારા આશીર્વાદથી મજુરી કરૂં છું અને તેનાથી અમારૂં ભરણ પોષણ ચાલે છે. વિશેષ કમાણીથી

શો લાભ ? મારે કયાં મહેલ હવેલીઓ બનાવવી છે ? પ્રભુએ મને જે કંઇ આપ્યું છે, તે મારે મન રાજ્યથી પણ વિશેષ છે, લ્યો, તમે ખુશીથી આ પથ્થર લઇ જાઓ." આમ કહી રામદાસે શાલિગ્રામજીની મૂર્તિ પંડિતજીને આપી દીધી.

પંડિતજી આ દુર્લભમૂર્તિને જોઇ ઘણા પ્રસન્ન થયા. તે એને લઇ ઘેર આવ્યા. કૂવાના પાણીથી પોતે સ્નાન કર્યું, પછી પવિત્ર અને સ્વચ્છ વસ્ત્ર પહેરી શાલિગ્રામ ભગવાનને પંચામૃતથી સ્નાન કરાવી સિંહાસન પર પધરાવી ષોડશોપચારથી તેમની પૂજા કરી. આ પ્રમાણે પંડીતજી નિયમ સર નિત્ય ભગવાનની પૂજા કરવા લાગ્યા.

પંડીતજી પૂજા તો બહુ વિધિથી કરતા હતા, પણ તેમના હૃદયમાં દૈવી ગુણનો અભાવ હતો. તેમનામાં લોભ, ઇર્ષા, કામના, ભોગવાસના, ઇંદ્રિયસુખની લાલસા, ક્રોધ, વૈર વગેરે દુર્ગુણો ભર્યા હતા; તેથી તેઓ પૂજા કરતી વખતે પોતાના મનવાંચ્છિત કામની સિદ્ધિ માટે ભગવાન પાસે યાચના કર્યા કરતા. રામદાસ અભણ હતા, પરંતુ તેમનું હૃદય ઘણુંજ પવિત્ર હતું. તેમના મનમાં લોભ, ઇર્ષા, ભોગવિલાસ, ક્રોધ, અને વૈર વગેરેનું નામ નિશાન પણ નહતું તેઓ ત્રણ જણના પેટના પોષણ પૂરતા અને શરીર ઢાંકવા વસ્ત્રના મૂલ્ય જેટલા પૈસાથી વધુ ધનપ્રાપ્તિની

કદી ઈચ્છા કરતા નહિ. અનિત્ય ઐશ્વર્યની કલ્પનાઓમાં તેનું મન કદી સ્વર્ગપાતાળ કે ભૂલોકમાં યે ભટકતું નહિ. લૂખીસૂકી રોટલી અને થોડી દાળમાં પણ તેમને સંતોષ થતો હતો. શુદ્ધ હોય કે અશુદ્ધ પણ તેઓ સાત્વિક શ્રદ્ધા અને પરમ વિશ્વાસથી પ્રેમપૂર્વક પ્રભુના નામ–ગુણનું કીર્તન કર્યા કરતા હતા.

ભગવાન શાલિગ્રામે વિચાર કર્યો, “ અહો ! જ્યારે તે અટલ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક ગીતગોવિંદ ગાતો ગાતો મારી મૂર્તિ પર પાણી છાંટી પોતાનું હથિયાર ઘસતો હતો ત્યારે મને એવું લાગતું હતું કે જાણે કોઈ પરમ ભક્ત પુરુષસુકતથી મને સ્નાન કરાવી મારૂં શરીર લૂછી રહ્યો છે. જ્યારે તે મારાં ગુણગાન ગાતો ગાતો મૂર્તિને પગ વચ્ચે રાખી તેના પર ચામડું મૂકી કાપતો હતો ત્યારે મને એવું લાગતું હતું કે મારા અંગ પર કોઇ ભક્ત ચંદનકસ્તુરીનો લેપ કરી રહ્યો છે. જો કે તેને મારા યથાર્થ સ્વરૂપનું ભાન નહોતું, તો પણ તેણે પોતાની સરળ, વિશુદ્ધ, નિસ્વાર્થ બુદ્ધિથી મને વશ કરી લીધો છે. આ પંડિત જો કે બ્રાહ્મણ છે, વર્ણમાં ઉચ્ચ છે અને ત્રણ વર્ણનો પૂજ્ય છે તેમજ તે મારી પૂજા પણ વિધિસર કરેછે; પરંતુ તે પોતાને કેવળ મારો જ દાસ છે એવું નથી માનતો; તે તો ધનકીર્તિનો દાસ છે અને તેને અંગે મારી પૂજા કરે છે. તેનું ધ્યેય તો કીર્તિ છે. તે ખરી રીતે ધન

વૈભવનોજ ભકત છે. મને તો તેણે તે પ્રાપ્ત કરવાના સાધન તરીકે રાખેલો છે. તેનું હૃદય શુદ્ધ તેમજ નિસ્વાર્થ નથી. હું જેટલો વિશુદ્ધ અને નિસ્વાર્થ ભકિતથી વશ થાઉં છું, તેટલો બીજા કોઈ સાધનથી થતો નથી. હું વિશુદ્ધ, સરળ, નિષ્કામ સાત્વિક શ્રદ્ધાથી અવિધિપૂર્વક કરાતી પૂજાથી જેટલો પ્રસન્ન થાઉં છું તેટલો હું શુષ્ક, સ્વાર્થી હૃદયની, બહુ આડંબર ભરી, ષોડષોપચારી પૂજાથી પણ નથી થતો. મારૂં રાજ્ય વિશુદ્ધ ભાવ અને ભકિતનું છે—સ્વાર્થ અને કપટનું નથી."

એવો વિચાર કરી ભગવાન શાલીગ્રામે ફરી રામદાસને ઘેર જવાનો નિશ્ચય કર્યો. રાત્રે સ્વપ્નામાં બ્રાહ્મણને આજ્ઞા સંભળાવી દીધી, "બ્રાહ્મણ, કાલે સવારેજ મને રામદાસ ચમારને ઘેર પહોંચાડી દે જે. તારી સ્વાર્થમય, આડંબરભરી પૂજા મને ગમતી નથી. તેનું (રામદાસનું) ભાવભર્યું ગીતગોવિંદ સાંભળી મને અપાર આનંદ થાય છે, પરંતુ મારી પૂજા કદી અફળ જતી નથી. તેથી જા, તારી ધન કામના પુર્ણ થશે. તું યથેષ્ઠ ધન અને કીર્તિ સંપાદન કરીશ. પરંતુ સવાર થતાંજ મને ભકત રામદાસને ઘેર જરૂર પહોંચાડી દે જે."

બ્રાહ્મણ ભગવાનની આજ્ઞા સાંભળી બ્હી ગયો. સવાર થતાંજ તે સ્નાન સંધ્યાથી નિવૃત્ત થઇ પ્રભુ શાલિગ્રામની મૂર્તિને એક કપડામાં વીંટી તે રામદાસના ઘર ભણી જવા નીકળ્યો. જઇને જુએ છે તો રામદાસ ધ્યાનમાં બેઠા છે. આંખમાંથી આંસુઓની ધારા વહી રહી છે. અને તે ધીરે

ધીરે તે જ ગીતગોવિંદ ગાઈ રહ્યા છે. બ્રાહ્મણે તેમનું ધ્યાન દોરી કહ્યું, "ભાઇ, આ લ્યો તમારૂં ધન. ધન્ય છે તમારાં માતાપિતાને તેમજ તમને. રામદાસ ! તમે મોટા પુણ્યાત્મા છો, કારણ કે તમે ભગવાનને વશ કર્યા છે. તમે આને નજીવો પથ્થર ન માનશો. આ તો જે સાગ વિશ્વ–ઘટઘટમાં વ્યાપેલા છે અને જે સર્વનાં ગતિ તથા આશ્રય છે તે ત્રિભુવનનાથ ભગવાનની પ્રતિમા છે. તેમને શરણે જવાથી જીવ માયાના બંધનમાંથી સહેજમાં મુકત થાય છે. તમારા સરળ નિસ્વાર્થ ભાવથી તેમજ ગીતગોવિંદના કીર્તનથી પ્રભુ તમારા પર ઘણાજ પ્રસન્ન થયા છે. હવે તમે એમનીજ પૂજા કરજો. તેનાથી તમને સાક્ષાત એમનાંજ દર્શન થશે. હું પાપી છું તેથી મારી પૂજા ભગવાનને પસંદ આવી નહિં. ભાઇ ! તમારૂં જીવન પવિત્ર થઇ ગયું છે, તમે ભવસાગર તરી ગયા છો. તમે ભગવાનના અનન્ય ભકત છો, ધન્ય છે; તમને વારવાર ધન્ય."

બ્રાહ્મણનાં વચન સાંભળી રામદાસના હૃદયમાં દિવ્ય જ્ઞાનનો ઉદય થયો. તેણે ઘણા વિનય સાથે બ્રાહ્મણના ચરણમાં પ્રણામ કર્યાં. બ્રાહ્મણના ગયા પછી તેણે ગીતગોવિંદ ગાતાં ગાતાં ભગવાન શાલિગ્રામને લઇ ઘરમાં જઇ પોતાની સ્ત્રીને સઘળી હકીકત કહી, અને ભગવાનને નાનકડા આસન પર બેસાડી તે તેમની પૂજા કરવા લાગ્યો. પછીથી પ્રેમમાં ગદ્‌ગદ્ થઇ તેણે ભજન ગાયું, છેવટે ધ્યાનમાં તલ્લીન થઇ

ગયો. થોડા વખત પછી ભાન આવતાં તે બે હાથ જોડી ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યોઃ—

"હે પ્રભો ! હું ઘણોજ દીન, અભાગી, અજ્ઞાની, દુર્જન, પતિત પ્રાણી છું, રાત દિવસ ચામડું ચૂથવું એજ મારૂં કામ છે. મારામાં નથી બુદ્ધિ કે સદાચાર, મારા જેવો પાપી આ જગતમાં બીજો કોણ હશે? આવા પતિત પર પ્રભુની આટલી કૃપા શાથી થઇ ? પ્રભુ ! આજ મને પ્રત્યક્ષ જણાય છે કે તમે ખરેખર કરુણાસાગર છો, દીનબંધુ છો, સાચા પતિતપાવન છો."

હવે રામદાસનો પ્રેમસાગર ઉભરાઇ ગયો. તે ધંધા રોજગારને લાયક રહ્યો નહિ. પ્રેમમાં વિહ્વળ થઇ નાચતાં નાચતાં પ્રભુનું ભજન અને કીર્તન કરવા લાગ્યો. પ્રેમના આવેશમાં તેને આઠ સાત્વિક ભાવ ઊઠયા. તે કદી હસતો, કદી રોતો, કદી ચૂપ રહેતો, કદી ગાન કરતો, કદી ભજન કીર્તન કરતો, અને કદી નાચવા લાગતો. એમ કરતાં કરતાં તેના મનમાં પ્રભુ દર્શનની તીવ્ર લાલસા પ્રદિપ્ત થઇ. હવે તેનાથી પ્રભુનો વિયોગ અસહ્ય થઇ પડયો. તે ગદ્ગદિત કંઠે કહેવા લાગ્યો," હે બંસીધર ! હે મદન મોહન ! હું તમને નમસ્કાર કરૂં છું. તમારાં પુનિત ચરણોમાં મારા વારંવાર નમસ્કાર છે. પ્રભુ ! શું મને આપનાં પરમ આનંદમય શ્યામસ્વરૂપનાં દર્શન નહિં થાય? ખરેખર આ મારી આશા ચંદ્ર લેવા ઇચ્છતા બાળકના જેવી છે. જે ચરણોનાં દર્શન

કરવાનું ભાગ્ય લાખો વર્ષ તપ કરનારના મોટા મોટા દેવતા અને ઋષિ મુનિઓને નથી પ્રાપ્ત થતું તે દર્શનનો આનંદ મારા જેવો દીન, અભાગી શુદ્ર ચમાર કેવી રીતે મેળવી શકે ? પણ હું શું કરૂં? મારાથી રહી શકાતું નથી. તમે જ મારા હૃદયમાં આ આગ પ્રગટાવી છે. હવે એ તમારાથી શાંત થશે. મેં નગર ઓળખે તમારી મૂર્તિનો કેટલોક અનાદાર કર્યો? કેટલું અપમાન કર્યું? અને તેને તુચ્છ સમજી સ્હેજ માગણી કરતાં માગણી કરનારને (બ્રાહ્મણને) મેં આપની મૂર્તિ આપી દીધી. પરંતુ તમે મને ભૂલ્યા નહિ. કૃપા કરીને ફરી પધારી બ્રાહ્મણદ્વારા આપનું સ્વરૂપ દેખાડી મને 'આટલું કરવાની હિંમત આપી. હે દીનદયાળ, આ સઘળાં કાર્યોનો આધાર તમારી જ કૃપા પર છે. એક સદાચારી બ્રાહ્મણને ઘેરથી નીકળી મારા જેવા પાપી, શુદ્ર અને ગંદા ધંધાવાળા ચમારને ઘેર પધારી તમે તો મને ધન્ય કર્યો છે. જો દર્શન કરાવવાં ન હતાં તો આ બધું શા માટે કર્યું ? પ્રભો ! હું તમારી પાસે લક્ષ્મી, સંતતિ, યશ, કીર્તિ ઈન્દ્રત્વ, બ્રહ્મત્વ વગેરેની ઈચ્છા રાખતો નથી પણ હે મારા મોહન ! એકવાર તમારા શ્યામસુન્દર ચંદ્રસમા મુખની ઝાંખી કરવી, મારા મનને હંમેશને માટે ચોરી લ્યો ! આ કંગાલ પર દયાનો વરસાદ વરસાવો ! એકવાર દર્શન દો અને કૃતાર્થ કરો !"

આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં શ્રી હરિનો સાક્ષાત્કાર કરવાની તેના હૃદયમાં બળવાન ઉત્કંઠા જાગી. તે રાત-

દિવસ બધું ભૂલી જઈ, 'પ્રભુ દર્શન દ્યો' નો જાપ જપવા લાગ્યો.

ભગવાન ભક્તવત્સલ છે, ભક્તનો વિશુદ્ધ ભાવ તેમને ઘણો વહાલો લાગે છે. જો કોઇ કામ, ક્રોધ, લોભ, મોહ અને દંભનો ત્યાગ કરી વિશુદ્ધ અને નિસ્વાર્થ હૃદયથી પરમ વિશ્વાસપૂર્વક એક માત્ર પ્રભુનેજ પોતાનો આશ્રય બનાવી પ્રાર્થના કરે છે તેની પ્રાર્થના ભગવાન તરતજ સાંભળે છે.

ભાવના ભૂખ્યા ભગવાનને રામદાસનો પ્રેમભર્યો પોકાર સાંભળી બેસી રહેવું ન ગમ્યું. તેઓ એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી ભક્તને ઘેર જઇ પહોંચ્યા, જઇને જુએ છે તો જણાયું કે ભક્ત રામદાસ ભગવત્પ્રેમની મસ્તીમાં મસ્ત બની કીર્તન કરી રહ્યા છે. કોઇવાર નાચે છે, કોઇવાર ગાય છે, દેહનું ભાન ભૂલી જાય છે, મનમાં ને મનમાં જાણે કંઇ ગૂંજે છે અને કોઇવાર શાલિગ્રામની મૂર્તિ પાસે જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગે છે. લીલામય ભગવાન થોડીવાર ભક્તની પ્રેમ દશા જોઇ હસતા હસતા તેની પાસે જઇ તેને શુદ્ધિમાં લાવી કહેવા લાગ્યા, "અરે ભાઇ! તું આટલો બધો કેમ નાચી કૂદી રહ્યો છે? રાત દિવસ શું બોલ્યા કરે છે? બધો કામ ધંધો છોડી તું કોને રીઝવવા માટે આ બધું કરી રહ્યો છે?"

ભગવત્ પ્રેરણાથી રામદાસની પ્રેમસમાધિ તત્કાળ તૂટી ગઇ. તે અંતર જગતમાંથી બહારની દુનિયામાં

આવ્યાં. તેમણે જોયું કે સામે એક દિવ્ય મૂર્તિ સમા વૃદ્ધ બ્રાહ્મણ ઊભા છે. તેણે નમ્ર ભાવથી પ્રણામ કરી કહ્યું. "દેવ, હું મહા મૂર્ખ અને પાપી પ્રાણી છું. મારો અપરાધ ક્ષમા કરો. આપના પ્રશ્નોનો હું શો ઉત્તર આપું ? હું જાતે ચમાર, મનનો કુટિલ, વિદ્યા અને બુદ્ધિ રહિત છું." આટલું કહી રામદાસે શાલિગ્રામ પ્રાપ્ત થયાથી માંડીને બ્રાહ્મણને આપી પાછો પોતે પ્રાપ્ત કર્યા સુધીની સઘળી બીના સંભળાવી કહ્યું, "બ્રાહ્મણ દેવતા મને કહી ગયા હતા કે તું એની ભગવાન સમજીને પુજા કર, એનાથી તને સાક્ષાત દર્શન થશે. પરંતુ મને હજુ સુધી દર્શન થયાં નથી. હું પુજાનો કોઇ વિધિ જાણતો નથી. જેવું મનમાં આવે છે તેવુંજ કરૂં છું, તેમજ બોલું છું. તમે કોઇ ઉપાય બતાવો કે જેનાથી દીન દયાળ પ્રભુ મારા ગરીબ પર દયા કરે." એમ કહેતો કહેતો રામદાસ મસ્ત બની અધીર થઇ ગયો અને રોવા લાગ્યો. બ્રાહ્મણ વેશમાં આવેલા શ્રી હરિએ તેને આશ્વાસન આપતાં હજુ પણ તેની કસોટી કરવા તેને કહ્યું, "ભાઇ ! ભગવાનનાં દર્શન તે કંઇ થોડી સામાન્ય વાત છે ? મોટા મોટા દેવતા અને યોગી મુનિઓ અનંત કાળ સુધી તપ કરવા છતાં જેનાં દર્શન નથી કરી શકતા તો પછી તારા જેવા મનુષ્યને તેનાં દર્શન કેવી રીતે થઇ શકે ? મારી વાત માન અને આવી મોટી આશાને તજી તારો કામ ધંધો કર."

બ્રાહ્મણનાં આ વાકયોથી રામદાસનું હૃદય વિદીર્ણ થયું. તેની આંખોમાંથી ડડડડ આંસુ ટપકવા લાગ્યાં, તેણે કહ્યું, "દેવ ! આપનું કહેવું સત્ય છે. પરંતુ હું શું કરૂં ? મારાથી નથી રહેવાતું. હું અધમ છું, પાપી છું, મારાં પાપ અને નીચતા તરફ જોઇ ભગવાન મને કદાપિ દર્શન નહિ દઇ શકે તે હું જાણું છું. પરંતુ મારો એ દઢ વિશ્વાસ છે કે મારો નાથ દીનબંધુ છે. દયાનો અપાર સાગર છે. તે મને દર્શન દેશે, જરૂર દર્શન દેશે. જેના પર પતિનો પ્રેમ હોય તે ગમે તેવી રૂપરંગવાળી હોય તો પણ લોકો તો તેને પરમ સુહાગણ સમજે છે. મારા સ્વામીનો સ્નેહ હું સમજી ગયો છું. આપ ગમે તે કરો. હું જરૂર ભગવાનનાં દર્શન પામીશ." એમ કહેતાં કહેતાં રામદાસનો કંઠ રૂંધાઇ ગયો. ભક્તનો વિશુદ્ધ ભાવ અને દઢ વિશ્વાસ જોઇ હવે ભગવાનથી રહેવાયું નહિ. તેમણે ઘણી મીઠી વાણીથી કહ્યું "વત્સ રામદાસ! તારૂં જીવન ધન્ય છે. મ્હેં તારા પ્રેમથી મને જીતી લીધો છે. પાપયોનિ–અંત્યજ આ જન્મમાં બ્રાહ્મણ નથી થઇ શકતો પરંતુ મારામાં જે વિશુધ્ધ પ્રેમ કરે છે તે બ્રાહ્મણોનો પણ પૂજ્ય અને આદરણીય એવો મારો ભકત બની શકે છે. જાતિ બદલાતી નથી પરંતુ પદ બદલાય છે. લે જો, તારૂં ઇચ્છીત મારૂં દિવ્ય સ્વરૂપ."

એકદમ અનંત કોટિ સૂર્યોનો પ્રકાશ છવાઇ ગયો. રામદાસની આંખો અંજાઇ ગઇ. તેણે હૃદયમાં જોયું તો

ભગવાન મદન મોહન હસતાં હસતાં મધુર મધુર બંસરી બજાવી રહ્યા હતા. કેવું સુંદર રૂપ છે ? તે આનંદસાગરમાં ડૂબી ગયો. અચાનક આંખો ખુલી અને જુએ છે તો પોતાની સન્મુખ પ્રભુનું એજ સિચ્ચદાનંદ ઘન સ્વરૂપ બીરાજી રહ્યુ હતું. રામદાસના આનંદનો પાર રહ્યો નહિ. તેની બધી વ્યાકુળતા હંમેશને માટે નાશ પામી. તેનું જીવન અમૃતમય થઇ ગયું. તેણે પ્રણામ કરી સ્તુતિ કરવા ઇચ્છયું. એટલામાં જ ભગવાન અંતર્ધાન થઇ ગયા. ફરી દર્શન કરવા રામદાસ તલસવા લાગ્યો. તેમજ ભગવદ્ ભજનમાં તન્મય થઇ ગયો. યોગ વિયોગની એવી આનંદદાયી અવસ્થામાં તેનું બાકીનું જીવન વ્યતીત થયું અને છેવટે આ નશ્વર દેહનો ત્યાગ કરી પ્રભુના દિવ્ય ધામમાં જઇ તેણે શ્રી હરિના નિત્ય–પાર્ષદ દેહની પ્રાપ્તિ કરી.





२९

## ભક્ત અનન્તદાસજી

રીવા રાજ્યમાં ખરદાડી નામનું એક નાનકડું ગામડું આવેલું છે. ભક્ત અનન્તદાસજીનો જન્મ આ ગામમાં થયો હતો, તે ઘણા ગરીબ હતા, બહુ મુશ્કેલીથી કુટુમ્બ નિર્વાહ થતો. પોતાની કંગાલ સ્થિતિ જોઇ અનન્તદાસજી નોકરીની તપાસમાં બહાર નીકળ્યા. અને નીમચમાં જઇ તેમણે એક અંગ્રેજ અમલદારને ત્યાં નોકરી સ્વીકારી. નોકરીમાંથી જે મળતું તેનાથી પોતાનું ભરણુ પોષણુ કરતા, ઘેર મોકલાવતા અને કંઇક બચાવી શ્રદ્ધાપૂર્વક સાધુઓની સેવા કરતા. તેમને પહેરેગીરનું કામ કરવું પડતું હતું. માલિકનું કામ કર્યા પછી જે કંઇ સમય બચતો તે ભગવત ભજનમાં ગાળતા. પહેરો ભરતાં ભરતાં નિત્ય-નિરંતર ભગવાનનું ચિંતન કર્યા કરતા.

આ પ્રમાણે કેટલોક સમય વીત્યો. ભજન અને સાધુ સેવામાં તેમનો પ્રેમ ઘણો વધી ગયો. એક દિવસ સંધ્યાકાળે એમના મુકામ પર એક સંત અતિથિ આવી પહોંચ્યા.

માલિકને ત્યાં આજ વખતે તેમના પહેરાનો વારો હતો. અનન્તદાસજી મોટી વિમાસણમાં પડયા. અતિથિ મહાત્માને રાંધીને જમાડે તેમજ તે પહેરા પર જઇ શકે તેવું ઘરમાં બીજું કોઇ જ હતું નહિ. જો સાધુ સેવા કરવા ઘેર રહી જાય તો માલીકના કામમાં વિક્ષેપ પડે અને જો પહેરા પર જાય તો સાધુ સેવાનું વ્રત તૂટે. કે જે પોતાના જીવનનું મુખ્ય વ્રત હતું. મનમાં ઘણી ગડભાંગ થઇ. પરંતુ આખરે ભક્ત હૃદયે સાધુ સેવા કરવાનો જ નિર્ણય કર્યો. અનંતદાસજીએ રસોઇ તૈયાર કરી, સાધુ મહારાજને ખવડાવી પીવડાવી એમની સેવા કરી અને ત્યાર પછી સત્સંગમાં ચિત્ત જોડયું; ભગવત્ વાર્તામાં ઘણો રસ પડયો અને તેઓ તેમાં તલ્લીન થઇ ગયા. દીન વત્સલ ભગવાનને ભક્તના ભાવિ સંકટનો ખ્યાલ આવતાં ચિંતા ઉત્પન્ન થઇ. રેવાનરેશ શ્રી રઘુરાજસિંહજી લખે છે કેઃ—

"ટોપી કુરતી પહેનકે હાથ ધરે સંગીન,
દીનદયાલુ ગોવિંદ પ્રભુ પહરા દિયો નવીન"

ભક્ત અનંતદાસજીને બદલે અનંત જગદીશ્વર હાથમાં સંગીન ધારણ કરી સામાન્ય પહેરેગીરની માફક પહેરો ભરવા લાગ્યા. પહેરો ભરતી વખતે પ્રભુ કર્ણપ્રિય સોરઠ રાગમાં સુરદાસજીનું નીચેનું પદ ગાવા લાગ્યાઃ—

પ્રભુ મારે અવગુન ચિત્ત ન ધરો. ।
સમદર્શી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો ॥
ઇક નદીઆં ઇક નાર કહાવત મૈલો નીર ભરો. ।

અબ મિલિકે દોઉ એક બરન સુરસરિ નામ પરો ॥
ઇક લોહા પૂજામેં રાખ્યો, ઇક ઘર બધીક પરો।
પારસ ગુન અવગુન નહિ ચિંતવત, કંચન કરત ખરો ॥
યહ માયા ભ્રમ-જાલ કહાવે, સૂરદાસ સગરો।
અબકિ વેર મોંહિ પાર ઉતારો, નહિ પ્રન જાત રહો ॥

પહેરો બદલવાનો વખત થયો, બીજો પહેરાવાળો આવતાં જ ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા. ભગવાનની આ લીલા કોઇ જાણી શક્યું નહિ.

અહીંઆં આખી રાત બન્ને ભક્તો શ્રી પ્રભુપ્રેમના આનંદ ઉલ્લાસમાં તલ્લીન રહ્યા. સવારમાં સંત મહાત્માએ વિદાય લીધા બાદ અનંતદાસજીને પોતાના પહેરાની વાત સાંભરી. તેઓ એમ વિચાર કરવા લાગ્યા કે આજ જરૂર નોકરીમાંથી ફારેગ થવું પડશે. ડરતા ડરતા અનન્તદાસજી જમાદાર સાહેબની પાસે ગયા અને બહુ છાનામાના તેનાથી જરા આઘે બેઠા. જમાદારે તેમને ઉદાસ જોઇ કહ્યું કે " ભાઈ અનન્તદાસ ! કેમ ઉદાસ બેઠા છો ? અહીં તો આવો." અનન્તદાસજી પાસે ગયા. જમાદાર સાહેબે ઘણા પ્રેમપૂર્વક હસતાં હસતાં કહ્યું ' ભાઇ, રાતે તો તમારૂં ગીત સાંભળી હું મુગ્ધ થઇ ગયો. આવો મધુરો અવાજ કદી પણ સાંભળ્યો નહોતો. તમારી પાસેથી ફરી સાંભળવા હું ઉત્સુક છું. ભાઇ, ફરી એકવાર ગાઓ તો.'

અનન્તદાસ સમજ્યા કે જમાદાર મારી મશ્કરી કરે છે. એથી એમણે બીતાં બીતાં કહ્યું 'મારી ઘણી મોટી ભૂલ

થઇ. હું રાત્રે પહેરા પર ન આવી શકયો. હવે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. '

જમાદારે હસીને કહ્યું ' ભાઇ, ગીત ભલે ન સંભળાવો, પણ જૂઠું કેમ બોલો છો ? તમે છ કલાક સુધી પહેરો ભર્યો, તેમ જ પહેરો ભરતાં ભરતાં અતિ મધુર સ્વરથી સૂરદાસજીનું પદ ગાઇ રહ્યા હતા. ભલા, નજરે જોએલી વાત કેવી રીતે ખોટી કહી શકાય ?'

અનન્તદાસજીએ મનમાં ને મનમાં વિચાર્યું, એને ખાતરી થઇ કે જરૂર મારે બદલે દીનબંધુએ પધારી પહેરો ભર્યો છે. હું કેવો પાપી છું કે મારે માટે ત્રિલોકના નાથને આવું નજીવું કામ કરવું પડયું ? એમ વિચારી અનન્તદાસજી ગળગળા થઇ ગયા. એમના શરીરે રોમાંચ થયાં. આંસું ભર્યા નેત્રે તેઓ બોલ્યા " જમાદાર સાહેબ ! આપનાં ધન ભાગ્ય ! તમે મારા પ્રભુના દુર્લભ કંઠનો સ્વર સાંભળ્યો. જે પ્રભુએ મારે માટે આવા પ્રકારનું કાર્ય કરવું સ્વીકાર્યું તેને છોડીને હું હવે બીજા કોઇની નોકરી કરવા ઇચ્છતો નથી. " એવું કહી અનન્તદાસજી ઘેર ગયા અને જે કંઇ પાસે હતું તે લુટાવી ફકીરી વસ્ત્ર ધારણ કરી શ્રી રામના રંગમાં રંગાઇ એકલા શ્રી રામને શોધવા નીકળી પડયા અને મનમાં ને મનમાં એવી પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી ભગવાન શ્રી રામ જગત્ જનની જનક નંદિની સાથે દર્શન આપી કૃતાર્થ ન કરે ત્યાં સુધી અન્ન જળ ગ્રહણ કરીશ નહિ.

સાત દિવસ વીત્યા, ભક્તનો વિશ્વાસ, દૃઢ નિશ્ચય અને આત્માર્પણ કરવાની તાલાવેલી જોઇ પ્રસન્ન થઇ સાતમે દિવસે રાત્રે ભગવાન શ્રી રામચંદ્રે શ્રી મહારાણી સીતાજી સાથે સાક્ષાત પ્રગટ થઇ તેને દર્શન દીધાં અને ઘેર જવાની આજ્ઞા કરી. આ પ્રમાણે માનવ જીવનને સાર્થક કરી, પ્રભુની આજ્ઞાથી અનન્તદાસજી ઘેર પાછા ફર્યા અને ભગવાનના પ્રેમમાં રંગાઇ પોતાનું બાકીનું જીવન વ્યતીત કરવા લાગ્યા. રેવા નરેશ એમના સંબંધમાં નીચે પ્રમાણે લખે છેઃ—

જબ તક આવહિ ભવન હમારે ।
કૃપા કરહિ નિજ દાસ બિચારે ॥
મમ શરીરમેં જો કછુ રોગૂ ।
સો લખી દિન્હો મોહિ નિયોગૂ ॥
કબહું ન થાકી ઓષધ કીજે ।
યાકો ગુરુ માનિ નિજ લીજૈ ॥
યહ વિરાગકો બીજ ઉદંડા ।
પહિલા નહિં કબહુ યમદંડા ॥

જગતે હોય વિરાગ અતિ, ઉપજે તબ વિજ્ઞાન ।
તબ ઉપજે સિય–પિય–ચરણ પ્રેમ–ભક્તિ પરધાન ॥
અસ નિદેશ પ્રભુ મોહિ કરી વિચરત હૈ સબ દેશ ।
રંગે હમેશ રમેશ–રંગ હરે અશેષ કલેશ ॥





૩૦

## રાણી રત્નાવતીજી

આંબેરના મહારાજા માનસિંહજીના નાના ભાઈનું નામ રાજા માધવસિંહ હતું. તેમની પત્નીનું નામ હતું રત્નાવતી. રત્નાવતીનું વદન જેવું સુંદર હતું, તેવું જ તેનું મન પણ સદ્ગુણ અને સદ્વિચારોથી શોભિતું હતું. પતિચરણોમાં તેને ઘણો પ્રેમ હતો. સ્વભાવ એટલો મધુર અને પવિત્ર હતો કે જે કોઈ તેની સાથે વાત કરતું તેને તેના તરફ માન થતું. મહેલની દાસીઓ તો તેના સદ્વ્યવહારથી મુગ્ધ બની તેને સાક્ષાત્ માતા તરીકે માનતી.

રત્નાવતીજીના મહેલમાં એક દાસી બહુ જ ભક્તિવાન હતી. રાણી રત્નાવતીએ ઘણી વખત એકાંતમાં જોયું કે ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિ તેની દાસી સામે બિરાજેલી છે. તે ઘણા પ્રેમથી કંઈ ગૂંજી રહી છે. શરીરે રોમાંચ ઉઠયાં છે, આંખોમાંથી આંસુની ધારા વહી રહી છે. દીર્ઘ શ્વાસ ચાલી રહ્યો છે, અને ડૂસકાં ખાતી ખાતી તે રડી રહી છે. કોઈ કોઈ વાર એ જ સ્થિતિમાં તે બેહોશ થઈ જતી જણાય છે. તે એક સામાન્ય દાસી હતી. પરંતુ ભગવાનના દરબારમાં

તો રાણી કે દાસીનો કંઇ ભેદ હોતો નથી. તેના દરવાજા તો સૌને માટે ખુલી જાય છે. જો કોઇ ભગવત પ્રેમની ઉગ્ર ઇચ્છા કરે છે, તો તે તેને પ્રાપ્ત થાય છે. ભગવાન એવું નથી જાણવા માગતા કે તે કોણ છે, કઇ જાતિનો છે અને શું કરે છે? એ તો માત્ર તેના હૃદયની નિર્મળતા, અનન્યતા, તેમજ સાચી લગની જુએ છે. પછી તેને પ્રેમદાન કરવામાં તે વિલંબ કરતો નથી. તેને સાક્ષાત્કાર કરાવી પોતાની લોક-પાવની લીલામાં તેને જોડવામાં તે સંકોચ નથી કરતા. રત્નાવતીજીની એ ભાગ્યશાળી, પુણ્યવાન દાસી પણ એવી જ ભગવાનની એક પવિત્ર પ્રેમી હતી. અખિલ રસામૃતસાગર ભગવાને તેના ભણી વિવિધ પ્રકારની લીલા કરી તેને આનંદ સમુદ્રમાં ગરકાવ રાખતા હતા. રાણીનું હૃદય તેના ભણી ખેંચાયું. તે વારંવાર તેની આ લોકોત્તર અવસ્થા જોવાની ચેષ્ટા કરતી. જોતાં જોતાં રાણીના મનમાં પણ પ્રેમ ઉત્પન્ન થવા લાગ્યો. આપણા શરીરની અંદર હૃદયમાં જેવા પ્રકારના વિચારોનાં પરમાણુ ભરેલા હોય છે તેવા પ્રકારનાં પરમાણું સ્વાભાવિક રીતે જ આપણા રોમે રોમમાંથી હંમેશાં બહાર નીકળતાં રહે છે. પાપી વિચારવાળા મનુષ્યોના શરીરમાંથી પાપના પરમાણુ, પુણ્યાત્માના શરીરમાંથી પુણ્યનાં, જ્ઞાનીઓનાં શરીરમાંથી જ્ઞાનનાં અને પ્રેમીભક્તોનાં શરીરમાંથી પ્રેમના આ પરમાણું પોતાના શક્તિના બળ પ્રમાણે અનુકુળ અથવા પ્રતિકૂળ વાતાવરણને અનુરૂપ બહાર ફેલાય છે અને એ વાતાવરણમાં જે કંઇ પણ હોય છે

તે સઘળાને અસર કરે છે. આ સિદ્ધાંતની વાત છે. જેની અંદર ભાવ પરમાણુ વિશેષ માત્રામાં અને વિશેષ બળવાળાં હોય છે, તેની અંદરથી વિશેષ બહાર નીકળે છે અને તે વધુ પ્રભાવશાળી હોય છે. તે પ્રેમાળ દાસીનું હૃદય પવિત્ર પ્રેમથી ભરેલું હતું. માત્ર ભરેલું હતું એમ જ નહિ, તેનામાં પ્રેમની ભરતી આવી ગઇ હતી. તેનામાં પ્રેમ માતો ન હતો. તે બહાર નીકળી જતો હતો. એ પ્રેમે રાણી પર પોતાનો પ્રભાવ જમાવ્યો. એક દિવસ દાસીના મુખે ઘણી વ્યાકુળતાથી ભરેલો "હે નવલકિશોર! હે નંદનંદન! હે વ્રજચંદ!" નો પોકાર સાંભળી, રાણી પણ વ્યાકુળ થઇ ગઇ. તેને આ દુર્લભ દશા પ્રાપ્ત થવાથી બહુજ આનંદ મળ્યો.

હવે રાણી તે દાસીની પાછળ પડી અને તેને વારંવાર પૂછવા લાગી કે "તું બતાવ, તને એ પ્રેમ કેવી રીતે પ્રાપ્ત થયો? ભગવાનના નામમાં આટલી મિઠાશ તને કેવી રીતે પ્રાપ્ત થઇ? અહા! એ નામોમાં કેટલો જાદુ છે? હું તારા મુખથી જ્યારે હે નંદનંદન! હે વ્રજચંદ્ર! સાંભળું છું ત્યારે દેહની શુદ્ધિ વિસરી જાઉં છું. મારું હૃદય એ મધુર નામોની સમીપ ખેંચાઇ જાય છે, આંખોમાંથી અશ્રુ સરી પડે છે. દેખાડ, દેખાડ, મને એ માધુરી હંમેશાં કેવી રીતે પ્રાપ્ત થાય? કે જેના નામોમાં આટલું આકર્ષણ છે, આટલું માધુર્ય છે અને આટલો રસ ભર્યો છે. તેવા મનમોહન પ્રભુની મોહિની મૂર્તિ હું કેવી રીતે જોઇ શકું? બતાવ, હું એને કેવી રીતે દેખી શકું?

હેરત બારહિ બાર ઉત કિત બાબરી બાલ કહા ધોં કેરેગી ।
જો કબહુ રસ ખાનિ લખૈ ફિરિ કયોં હુ ન બીર હી ધીર ધરૈંગી ॥
માનિ હૈ કાહૂકી કાનિ નહીં જબરૂપ ઠગી હરિ–રંગ ઢરૈંગી ।
યાતે કહુ સિખ માનિ ભટુ યહ હેરનિ તેરેઇ પૈડે પરૈંગી ॥

પ્રીતિકી રીતિ અનીતિ હૈ પ્રીતિ કરૌ જિનિ કોઇ ।
સુખ–દીપક કૈસે બરે બિરહનાગ જહેં હોઇ ॥
વિદ્યા આદર લચ્છમી ઔર ગ્યાન ગુન ગર્વ ।
પ્રેમ–પૌરિ પગ ધરત હી ગયે તતચ્છત સર્વ ॥
નેહ નેહ સબ કોઉ કેહે નેહ કરૌ મતિ કોઇ ।
મિલૈં દુઃખી બિછુરે દુઃખી નેહી સુખી ન હોઇ ॥
નેહ સ્વર્ગમેં ઉતરયો ભૂપર કીનાં ગૌન ॥
ગલી–ગલી ઢૂંઢત ફિરે બિન સિરકો ઘર કૌન ॥
પ્રેમ કઠિન સંસારમેં ના કિજૈ જગદીસ ।
જો કીજૈ તૌ દીજિયે તન મન ધન અરૂ સીસ ॥
નારાયન ઘાટી કઠિન જહોં પ્રેમકો ધામ ।
વિકલ મૂરછા સિસકિઓ યે મગકે વિશ્રામ ॥
પ્રેમ સરોવર યહ અગમ યહોં ન આવત કોઇ ।
આવત સો ફિરિ જાત નહિ રહત યહીકો હોઇ ॥

આ સર્વ સાંભળી રાણી રત્નાવતીની ઉત્કંઠા ઓર વધી ગઇ. તે બહુજ આગ્રહથી શ્રી કૃષ્ણના પ્રેમનું રહસ્ય પૂછવા લાગી. આખર રાણીના મનમાં વૈરાગ્ય જન્મ્યો જોઇ તથા

તેને અધિકારી સમજી કૃષ્ણ પ્રેમમાં મસ્ત બનેલી દાસીએ તેને શ્રી કૃષ્ણ પ્રેમનો દુર્લભ ઉપદેશ આપ્યો.

હવે તો દાસી રાણીની ગુરુ થઇ ગઇ. રાણી પણ ગુરુ ભાવથી તેનો આદર સત્કાર કરવા લાગી. જે સંસારનું વિલાસ ભવન હતું, તે હવે ભગવાનનું લીલા ભવન બની ગયું. રાત દિવસ હરિચર્ચા તેમ જ તેના અનુપમ રૂપમાધુર્યનું વર્ણન થવા લાગ્યું. સત્સંગનો પ્રભાવ થાય જ છે. તો પછી સાચા ભગત પ્રેમીઓના સંગનું તો પૂછવું જ શું ? રાણીનું મન-ભ્રમર શ્યામ સુંદર વ્રજનંદનના મુખ-કમળના મકરંદનું પાન કરવા તલસી રહ્યો, તે અશ્રુભર દાસીને કહેવા લાગી.

'કછુક ઉપાક કિજે મોહન દિખાવ દિજે,
તબહી તો નીજે વે તો આનિ ઉર અરે હૈં'

ગમે તેમ કરી મને મોહનનું દર્શન કરાવો ત્યારેજ આ જીવ ટકશે. અહા ! મારા હૃદયમાં તે જડાઈ ગયો છે. દાસીએ કહ્યું, !

દરસન દૂર રાજ છોડે લૌટે ધૂર પૈન,
પાવૈ છબિ પૂર એક પ્રેમ બસ કહે હૈં !

મહારાણી ! દર્શન કંઇ એમને એમ થતાં નથી, જે કોઇ રાજ છોડી જંગલમાં રખડે છે, તેમજ અનેક ઉપાયો કરે છે તે પણ તેના રૂપ માધુર્યના દર્શન પામતાં નથી. હા, હા, તેને વશ કરવાનો એક ઉપાય છે. તે કેવળ એક પ્રેમ. તું ઇચ્છે તો પ્રેમથી એને વશ કરી શકશે. રાણીના મનમાં નિશ્ચય થયો

કે ભગવાનથી કિંમતી વસ્તુ કંઇ પણ નથી. આ લોક તેમજ પરલોકનું સર્વસ્વ દેતાં પણ કદી ભગવાન મળી જાય તો સમજે કે તે બહુ થોડી કિંમતે મળ્યા. જેના મનમાં એવો નિશ્ચય થઇ ગયો છે, કે " શ્રી હરિ " અમૂલ્ય વસ્તુ છે. તેમજ એજ પરમ પ્રિયતમ છે. તો પછી તેને માટે કયો ત્યાગ વિશેષ છે ? તે તન, મન, ભોગ, મોક્ષ સર્વ કંઇ અર્પણ કરતાં પણ સમજે છે કે મારી પાસે તેને દેવાનુંજ શું છે અને વાસ્તવિક રીતે વાત એમજ છે. ભગવાન તન, મન, સાધન પ્રયત્ન તેમજ ભોગ મોક્ષને બદલે કંઇ થોડાજ મળે છે? તેની કૃપાથીજ તે પોતાનાં દર્શન દે છે તેમ જ તેની કૃપાનું સુખ તેને જ મળે છે કે જે સંસારના ભોગને તુચ્છ સમજી કેવળ તેના જ પ્રેમમાં લાગ્યો રહે છે. રાણી રત્નાવતીના મનમાં આ પ્રેમભાવ જાગ્યો. તેણીએ પોતાની દાસી–ગુરૂની આજ્ઞા અનુસાર નીલમનું એક સુંદર સ્વરૂપ બનાવી તેની તન, મન, ધનથી સેવા કરવા માંડી. હવે તો તે જાગ્રત, સ્વપ્ન કે કોઇપણ સ્થિતિમાં ભગવત પ્રેમનો અપૂર્વ આનંદ લૂટવા લાગી. રાજરાણી ભોગને સદંતર ત્યાગી ભગવત પ્રેમના પવિત્ર પંથે પડી. એક સાથે બીજી સજાતીય વસ્તુ એની મેળે જ મળી જાય છે. ભજનની સાથે સંત સમાગમ પણ થવા લાગ્યો. સહજ કૃપાળુ મહાત્માઓ પણ પ્રસંગોપાત આવવા લાગ્યા. એકવાર એક પરમ પ્રેમી મહાત્મા પધાર્યા. તે વૈરાગ્યની સજીવ મૂર્તિ હતા. તેમ જ ભગવત પ્રેમમાં મસ્ત રહેતા હતા. રાણીના મનમાં થયું કે મારૂં રાણીપણું

સત્સંગમા બહુ જ બાધક થાય છે. હા, આ રાણીપણું પણ માની લીધેલું જ છે. આ મારૂં સ્વરૂપ તો છે જ નહિ, છતાં હું તેને વળગી રહીછું, તેમજ આ પ્રભુ ભક્તિના માર્ગમાં હું આડખીલી રહિવા દઇશ નહિ. તેણે પોતાની દાસી-ગુરુને પૂછયું

' પૂછી વા ખવાસીસાં જુ 'રાની' કૌન અંગ જાકે
ઇતની અટક સંગ–ભંગ સુખ ભારીએ "

જરા બતાવો તો મારા આ અંગમાં કયું અંગ રાણી છે, કે જે મને સત્સંગના મહાન સુખથી વિમુખ રાખે છે ? દાસી જરા હસી, રાણીએ આજે પટ મર્યાદાનાં બંધન તોડી નાંખ્યાં. દાસીએ ના પાડી પણ તેણીએ માન્યું નહિ. તે હવે મહાત્માનાં દર્શન કરવા તેમ જ સત્સંગનો લાભ ઉઠાવવા લાગી. રાજકુટુમ્બમાં ચર્ચા થવા લાગી, રત્નાવતીનો સ્વામી રાજા માધવસિંહ દિલ્હી હતો. મંત્રીઓએ તેને પત્ર લખ્યો કે રાણી કૂળની લાજ મર્યાદા છોડી દઇ સાધુની જમાતમાં જઇ બેઠી છે. પત્ર માધવસિંહને મળતાં જ તેના અંગે અંગમાં જ્વાળા સળગી, આંખો લાલ થઇ ગઇ, શરીર ક્રોધથી કંપવા લાગ્યું. દૈવયોગથી ત્યાં રત્નાવતીનો પુત્ર પ્રેમસિંહ જઇ પહોંચ્યો. તેમજ તેણે પિતાના ચરણમાં માથું નમાવી પ્રણામ કર્યા. પ્રેમસિંહ પર પણ માતાનો કંટક પ્રભાવ પડયો હતો. તેના લલાટે તિલક તેમજ ગળામાં તુલસીની માળા શોભી રહી હતી. એક તો રાજાને ક્રોધ તો હતો જ ત્યાં વળી પુત્રને આવા વેશમાં જોઇ તેને બહુજ

ક્ષોભ થયો. રાજાએ અપમાન ભર્યા શબ્દોમાં તિરસ્કાર કરતાં કહ્યું, "આવ સાધુડા, સાધુડીના દીકરા આવ." પિતાનો ભાવ બદલાયો જોઇ, તેમજ તેની તિરસ્કાર ભરેલી વાણી સાંભળી રાજકુમારને બહુ દુઃખ થયું. ત્યાંથી તે ચૂપચાપ ચાલ્યો ગયો.

લોકોને પૂછવાથી પિતાની નારાજીનું કારણ પ્રેમસિંહને માલમ પડ્યું. પ્રેમસિંહ સંસ્કારી બાળક હતો. તેના હૃદયમાં પૂર્વજન્મનો ભક્તિભાવ હતો. તેમજ માતાનું શિક્ષણ પણ હતું. તેણે વિચાર્યું "પિતાજીએ મને સાધુડીનો છોકરો કહ્યો એ ઘણોજ ઉત્તમ આશીર્વાદ આપ્યો. હવે તો હું ખરેખર સાધુનો છોકરો સાધુ જ બનીશ." એ પ્રમાણે વિચાર કરી તે માતાની ભક્તિપૂર્ણ ભાવના પર ઘણો જ પ્રસન્ન થયો અને તેજ પળે માતાને પત્ર લખ્યો.

"માતાજી, તમારાં ધનભાગ્ય કે તમારા હૃદયમાં ભગવાનની ભક્તિ જાગૃત થઈ છે. અને તમારૂં મન ભગવાન તરફ પરોવાયું છે. ભગવાનની મહાન કૃપા હોય તો જ એવું બની શકે છે. હવે તો એ ભક્તિને સર્વથા સાચી ભક્તિ જ બનાવો. પ્રાણ ભલે જાય પણ ટેક ન જવી જોઇએ. પિતાજીએ આજ મને સાધુનો પુત્ર કહ્યો છે અને હવે હું ખરેખર સાધુનો પુત્ર થવાનું અને તે પ્રમાણે જ રહેવાનું ઇચ્છું છું જો મારી આ પ્રાર્થના વ્યર્થ ન જાય."

*પત્ર વાંચતાં જ રાણીને પ્રેમાવેશ થઇ ગયો. ! અહા !* સાચો પુત્ર તો તે જ છે, જે પોતાની માતાને શ્રી ભગવાન

સમીપ જવા માટે પ્રેરણા કરે છે. તેમ જ તેમાં ઉત્સાહ આપે છે.' તે પ્રેમને માર્ગે તો ચડી ગએલી તો હતી જ. આજથી એણે રાજવેશ છોડી દીધો. રાજવંશી વસ્ત્રો ઉતારી નાખ્યાં, તેલ અત્તરનો ત્યાગ કર્યો, તેમ જ સાદા પોષાકમાં રહી ભજન કીર્તન કરવા લાગી. પુત્રને જવાબ આપ્યો–' ભઇ મોડી આજ, તુમ હિત કરી જાંચિયે !' 'હું આજ ખરેખર સાધુ બની ગઇ છું. પ્રેમથી આવી ખાતરી કરો.'

કુવર પ્રેમસિંહને પત્ર મળતાં જ તે આનંદથી નાચવા લાગ્યો. વાત રાજા માધવસિંહ સુધી પહોંચી. તેને ઘણો ક્ષોભ થયો અને એ પુત્રને મારવા તૈયાર થયો. મંત્રીઓએ માધવસિંહને ઘણો સમજાવ્યો, પરંતુ તેણે માન્યું નહિ. અહીં પ્રેમસિંહને પણ કંઇક ક્ષોભ થયો. છેવટે લોકોએ બન્નેને સમજાવી શાંત પાડયા. પણ રાજા માધવસિંહના મનમાં રાણીને માટે જે ક્રોધ હતો તે શાંત થયો નહિ. તે રાણીને મારી નાખવાનો વિચાર કરી તેજ રાત્રે દિલ્હીથી ચાલી નીકળ્યો. તે આંબેર પહોંચ્યો અને લોકોને મળ્યો. લોકોએ રાણીની વાતો સંભળાવી. રાણીના વિરોધીઓએ કંઇ વધારી વાત કરી જેનાથી માધવસિંહનો ગુસ્સો હતો તે ઘણો જ વધી ગયો. કેટલાક ખટપટીઆને મળી માધવસિંહ રાણીને મારવાની યુક્તિ શોધવા લાગ્યો. આખરે ખટપટીઆઓએ એવો નિશ્ચય કર્યો કે પાંજરામાં જે વાઘ છે તેને લઇ જઈ રાણીના મહેલમાં છોડી દેવો; વાઘ રાણીને મારી નાખશે એટલે વાઘને પકડી એવી વાત ફેલાવવામાં આવશે કે વાઘ

પાંજરામાંથી છુટી ગયો તેને લઇને આ દુર્ઘટ બીના બનવા પામી. નિશ્ચય મુજબ જ કામ કરવામાં આવ્યું. મહેલમાં વાઘને છોડી દેવામાં આવ્યો. રાણી તે વખતે પૂજા કરી રહી હતી. દાસીએ વાઘને જોતાં જ પોકાર કર્યો, જુઓ વાઘ આવ્યો.

રાણીની સ્થિતિ બહુજ વિચિત્ર હતી. હૃદય આનંદથી ભરેલું હતું. આંખોમાં પ્રેમાશ્રુ હતાં. સઘળી ઈન્દ્રિયો સેવામાં લાગેલી હતી. તેથી સાંભળવામાં આવ્યું જ નહિ. વાઘ કંઇક પાસે આવ્યો. દાસીએ ફરી બૂમ પાડી કહ્યું, 'રાણીજી, વાઘ આવ્યો.' રાણીએ પરમ શાંતિથી કહ્યું, ઘણા આનંદની વાત છે. આજ મારાં મહદ્ ભાગ્ય કે મારા પ્રહલાદના સ્વામી શ્રી નૃસિંહજી પધાર્યા છે. આવો, એમની પૂજા કરીએ, એવું કહી રાણી પૂજાની સામગ્રી લઇ ઘણા માનપૂર્વક પૂજા કરવા દોડી. વાઘ તો પાસે આવી ગએલો જ હતો. પરંતુ હવે એ વાઘ રહ્યો ન હતો. રત્નાવતીજીને સામે તો સાક્ષાત્ નૃસિંહજી હાજર હતા. રાણીએ અતિ સુંદર, મનોહર તેમ જ આકર્ષક રૂપમાં પરમ શોભાસંપન્ન ભગવાન નૃસિંહ દેવનાં દર્શન કર્યાં. તેણે પ્રણામ કરી તેના ચરણે અર્ઘ્ય આપ્યું. માળા પહેરાવી, તિલક કર્યું, ભોગ ધર્યો અને પ્રણામ આરતી કરી, તે તેમની સ્તુતિ કરવા લાગી.

થોડીક ક્ષણો વિત્યા બાદ વ્યાઘ્રરૂપ પ્રભુ મહેલની બહાર નીકળ્યા. અને જે લોકો પાંજરૂ લઇ રત્નાવતીજીને વાઘથી

મરાવવા આવ્યા હતા, તેમને જોત જોતામાં જ વાઘરૂપ પ્રભુએ પરલોક પહોંચાડી દીધા અને પોતે સાધારણ વાઘ બની પાંજરામાં દાખલ થઇ ગયા.

લોકોએ દોડી જઇ રાજા માધવસિંહને ખબર કરી કે રાણીએ નૃસિંહ ભગવાન માની વાઘની પૂજા કરી, વાઘે તેની પૂજાનો સ્વીકાર કર્યો અને બહાર આવી માણસોને મારી નાખ્યાં. રાણી હાલ આનંદમગ્ન થઇ ભજન કરી રહી છે.

હવે તો માધવસિંહની આંખો ખુલી. ભક્તિનું ગૌરવ તેની નજરે આવ્યું. ક્ષણ ભરમાં સઘળી દુર્ભાવના નષ્ટ થઇ ગઇ. રાજા દોટ મૂકી મહેલમાં આવ્યો અને પ્રણામ કરવા લાગ્યો. રાણી ભગવત્ સેવામાં તલ્લીન બની હતી. દાસીએ કહ્યું–મહારાજ પ્રણામ કરી રહ્યા છે. એટલે રાણીએ આ બાજુ નજર કરી અને બોલી કે મહારાજ શ્રી નંદલાલજીને પ્રણામ કરી રહ્યા છે. રાણીની દૃષ્ટિ ભગવાનમાં તલ્લીન હતી. રાજાએ નમ્રતાપૂર્વક કહ્યું–એક વાર મારા ભણી જુઓ ! રાણી બોલી, મહારાજ શું કરૂં ?

આ આંખો અહીંથી હઠતીજ નથી.હું પરવશ છું.રાજાએ કહ્યું.–આખું રાજ્ય, તેમ જ લક્ષ્મી તમારી છે. તમે ગમે તેમ તેનો ઉપયોગ કરો. રાણીએ કહ્યું.–' સ્વામી, આ મારા શ્યામસુંદર એ જ એક માત્ર મારૂં ધન છે. મને તેની સાથે અપાર આનંદ મળે છે. આપ મને તેનામાં જ જોડાએલી રહેવા દો.

રાજા પ્રેમ અને આનંદમાં ગદ્ગદ્ થઇ ગયો અને રાણીની ભક્તિના પ્રભાવથી તેનું ચિત્ત પણ ભગવાન તરફ ખેંચાવા લાગ્યું. જેની સ્ત્રી ભકત છે તેના પર ભગવાનની કૃપા કેમ ન હોય ? ઘરમાં એક જણ પણ ભકત હોય તો કૂળને તારી દે છે.

એક વખત મહારાજા માનસિંહ તેમના નાનાભાઇ માધવસિંહની સાથે હોડકામાં કોઇ મોટી નદી પાર જઇ રહ્યા હતા. તોફાન આવી લાગ્યું. હોડી ડૂબવા લાગી. માનસિંહજીએ ગભરાઇને કહ્યું-ભાઇ હવે ઉગરવાનો કાંઇ ઉપાય રહ્યો નથી. માધવસિંહે કહ્યું,-આપના નાના ભાઇની વહુ એટલે મારી સ્ત્રી પરમભક્ત છે. તેની કૃપાથી આપણે પાર થઇ જશું. બન્નેએ રાણી રત્નાવતીજીનું ધ્યાન ધર્યું. જાદુની માફક હોડી કિનારે પહોંચી. બન્ને ભાઈ નવો જન્મ મેળવી આનંદમગ્ન થઈ ગયા. એ તો સાધારણ હોડી હતી અને નદી પણ સાધારણ હતી. ભગવાનની સાચી ભક્તિનો આશ્રય કરી મોટામાં મ ટો પાપી માણસ પણ જોતજોતામાં ભવસાગર તરી પાર ઉતરી શકે છે. માત્ર **શ્રદ્ધા હોવી જોઇએ.**

હવે તો માનસિંહજીના મનમાં રાણીના દર્શનની લાલસા જાગી અને આવીને તેણે દર્શન કર્યાં.

રાણીનું જીવન પ્રેમમય થઇ ગયું. તે પોતાના પ્રિયતમ શ્યામસુંદરની સાથે એકાકાર થઇ ગઇ.

અને પ્રસાદ વ્હેંચતા. રામનામની ધુન લગાવતા, કીર્તન ગાતા અને ગવડાવતા અને સાધુ સંતોની સેવા કરતા.

ગોદડ બાવા નામના એક ત્રિકાળદર્શી મહાત્મા તેમના ભજન ભાવથી પ્રસન્ન થયા અને તેમને બોધ કર્યો. લાલાએ ગુરૂમંત્ર માટે યાચના કરી ત્યારે ગોદડ બાવાએ કહ્યું કે વાંકાનેરમાં સેવાદાસજી મહારાજ છે તે તને ગુરૂમંત્ર આપશે. લાલાજી મહારાજે વાંકાનેર જઇ સેવાદાસજી મહારાજ પાસેથી ગુરૂમંત્ર લીધો તથા જડેશ્વર જઇ શ્રી શંકર ભગવાનનાં પ્રગટ સ્વરૂપનાં દર્શન કર્યાં.

લાલજી મહારાજ હવે ઇશ્વર ભજનમાં તલ્લીન રહેવા લાગ્યા. સંસાર વ્યવહારમાં તેમનું ચિત્ત ચોટતું નહિ પરંતુ તેમને સાધુ સેવા બહુ ગમતી. તેમના માતા પિતાને પુત્રની વૈરાગ્યવૃત્તિ સાલવા લાગી. તેમણે લાલને દુકાને બેસવા તથા વ્યવહારમાં ધ્યાન આપવા સૂચના કરી. લાલે માતા પિતાની આજ્ઞા માથે ચડાવી અને દુકાને બેસવા લાગ્યા.

સંવત ૧૮૭૨ ના આસો માસમાં પૂજા કરતાં તેમને પ્રભુનાં સાક્ષાત્ દર્શન થયાં હતાં.

એક વખત સિંધાવદરમાં સાધુઓની જમાત આવી હતી. લાલજી મહારાજ ત્યાં જતા હતા. એક વખત તે જમાતના મહંતે તેમને આજ્ઞા કરી કે પ્રભુ પ્રસાદ માટે સામગ્રી લઇ આવો. લાલજી પોતાની દુકાનેથી ગોળની ભેલીઓ લઇ જતા હતા તેવામાં તેમના પિતા



# ૩૧

## શ્રી લાલા ભક્ત*

—:o:—

शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः।
दाता दश सहस्रेषु, भक्तो भवति वा न वा ॥

સો માણસોમાં એકાદ શૂરવીર મળી આવે છે, હજારે એકાદ પંડિત મળી આવે છે, દશ હજારે એકાદ દાતા મળી આવે છે, પરંતુ ભક્ત મળવા દુર્લભ છે.

શ્રી લાલા ભક્ત જ્ઞાતે વાણીયા હતા. તેમનું વતન સિંધાવદર હતું. તેમના પિતાનું નામ બળવંતશાહ અને માતાનું નામ વીરૂબાઇ હતું. સંવત ૧૮૫૬ના ચૈત્ર શુદ નોમને દિવસે લાલા ભક્તનો જન્મ થયો હતો.

શ્રી લાલા ભક્ત નરસિંહ મહેતાનો અવતાર મનાય છે. તેમનામાં ભક્તિભાવ બાળપણથી જ હતો. તેથી ગત જન્મમાં તેમણે ભજનની કમાણી બહુ કરી હશે એમ લાગે છે. બાળપણમાં સરખી ઉમરના બાળકોને એકત્ર કરી પ્રભુ મંદિર બનાવતા, તેમાં પ્રભુની મૂર્તિ પધરાવતા, પૂજા કરતા, ખૂબ ધામધૂમથી આરતી ઉતરતા, ભોગ ધરાવતા

---

*લેખક :—શ્રી માધવલાલ ત્રિભુવન રાવળ, રાજકોટ.

અને પ્રસાદ વ્હેંચતા. રામનામની ધૂન લગાવતા, કીર્તન ગાતા અને ગવડાવતા અને સાધુ સંતોની સેવા કરતા.

ગોદડ બાવા નામના એક ત્રિકાળદર્શી મહાત્મા તેમના ભજન ભાવથી પ્રસન્ન થયા અને તેમને બોધ કર્યો. લાલાએ ગુરૂમંત્ર માટે યાચના કરી ત્યારે ગોદડ બાવાએ કહ્યું કે વાંકાનેરમાં સેવાદાસજી મહારાજ છે તે તને ગુરૂમંત્ર આપશે. લાલજી મહારાજે વાંકાનેર જઇ સેવાદાસજી મહારાજ પાસેથી ગુરૂમંત્ર લીધો તથા જડેશ્વર જઇ શ્રી શંકર ભગવાનનાં પ્રગટ સ્વરૂપનાં દર્શન કર્યાં.

લાલજી મહારાજ હવે ઇશ્વર ભજનમાં તલ્લીન રહેવા લાગ્યા. સંસાર વ્યવહારમાં તેમનું ચિત્ત ચોટતું નહિ પરંતુ તેમને સાધુ સેવા બહુ ગમતી. તેમના માતા પિતાને પુત્રની વૈરાગ્યવૃત્તિ સાલવા લાગી. તેમણે લાલને દુકાને બેસવા તથા વ્યવહારમાં ધ્યાન આપવા સૂચના કરી. લાલે માતા પિતાની આજ્ઞા માથે ચડાવી અને દુકાને બેસવા લાગ્યા.

સંવત ૧૮૭૨ ના આસો માસમાં પૂજા કરતાં તેમને પ્રભુનાં સાક્ષાત્ દર્શન થયાં હતાં.

એક વખત સિંધાવદરમાં સાધુઓની જમાત આવી હતી. લાલજી મહારાજ ત્યાં જતા હતા. એક વખત તે જમાતના મહંતે તેમને આજ્ઞા કરી કે પ્રભુ પ્રસાદ માટે સામગ્રી લઇ આવો. લાલજી પોતાની દુકાનેથી ગોળની લેલીઓ લઇ જતા હતા તેવામાં તેમના પિતા

સામા મળ્યા. તેમણે બાળકને પૂછયું:—શું છે અને કયાં જાય છે ? લાલજી ગભરાટમાં પડી ગયા. તેમણે કહ્યું:— પાદરમાં સંત મહાત્મા આવ્યા છે, તેમને માટે ધૂણી ધખાવવા છાણા લઇ જાઉં છું. પિતાએ તપાસ કરી તો છાણા જ હતા, તેથી તેમને જવા દીધા. આ ચમત્કાર બન્યા પછી લાલજી મહારાજની ભક્તિ દૃઢ થઇ. એજ પ્રમાણે એક વખત ઘીના કુડલા ભરીને તે આવતા હતા, તેવામાં રસ્તામાં સાધુ સમાજ મળ્યો. પોતાની પાસે ઘી હોય અને સંતો લુખુ ખાય તે લાલને ગમ્યું નહિ. તેમણે અચ્છી તરેહની રસોઇ બનાવરાવી સાધુઓને જમાડયા અને ખાલી કુડલામાં છાણુ ભરી ઉપર ઘી નાખ્યું, પોતે પ્રભુની સ્તુતિ કરી કે હે પ્રણુતપાલ, લજ્જાના રાખણુહાર ! મારી લાજ શરમ તમારા હાથમાં છે. ભગવાને ભકતની અરજ સાંભળી અને છાણુ ભરેલા કુડલાને છલોછલ ઘીથી ભરી દીધુ.

ભકત પ્રેમલદાસે સાચું ગાયું છે કે:—

હરિ ભજતાં હજુ કોઇની લાજ, જતી નથી જાણી રે,
જેની સુરતા શામળીઆની સાથ, વદે વેદ વાણી રે;
વ્હાલે ઉગાર્યો પ્રહલાદ, હિરણ્યાકંસ માર્યો રે,
વિભીષણને આપ્યું રાજ, રાવણ સંહાર્યો રે;
વ્હાલે નરસિંહ મહેતાને હાર, હથોહથ આપ્યો રે,

પંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે;
આવ્યો હરિ ભજવાનો લ્હાવ, ભજન કોઇ કરશે રે,
કર જોડી કહે પ્રેમદાસ, ભક્તોનાં દુઃખ ટળશે રે.

એક વખત શિયાળાનો દિવસ હતો, ટાઢ કહે મારૂં કામ. લાલજી મહારાજ ટાઢથી ઠુંઠવાતા દુકાને બેઠા હતા, તેવામાં સંત મંડળી આવી. લાલજી મહારાજે પ્રણામ કર્યા. સાધુએ વચન નાંખ્યું :—બચ્ચા, ઠંડ બહોત પડતી હૈ સંતકુ એક એક કમલી દાનમેં દે દે.

લાલજી—ધન્ય ઘડી ધન્ય ભાગ્ય, મહારાજ, તમારી આજ્ઞા માથે ચડાવું છું, લ્યો, આ કામળીઓ અને મને કૃતાર્થ કરો.

સંતોએ કામળી લઇ લીધી અને 'સીરી રામચંદ્રજી મહારાજકી જે ' બોલાવી ચાલી નિકળ્યા.

જીવરાજ ઠક્કર નામના એક લુવાણાએ લાલજીના પિતા બળવંતશાહને આ વાત કરી દીધી અને કહ્યું કેઃ—શેઠ, ચેતીને ચાલો, તમારૂં ઘડપણ છે, અને તમારો દિકરો ફતે દીવાળીઓ થયો છે તે માટે જરા કડકાઈ રાખો, નહિ તો હાથથી જશે.

બળવંતશાહને બહુ ક્રોધ ચડયો. તે તરત લાલજી મહારાજને ખોળવા ગયા, ખોળીને પ્રથમ તો ખૂબ માર્યા, પછી કહ્યું કેઃ—કામળીઓ કેમ આપી દીધી ?

લાલજી મહારાજ—શું કામળી ? શી વાત ? દુકાનમાં તપાસ કરી પછી મને કહેજો.

દુકાનમાં તપાસ કરતાં કામળી બરાબર માલુમ પડી, તેથી બળવંતશાહ ભોંઠા પડયા અને તેમણે જીવરાજ ઠક્કરને ખોટી ભંભેરણી કરવા બાબત સખત ઠપકો આપ્યો.

જીવરાજ ઠક્કરે કહ્યું:—મેં કહેલી વાત સાચી છે. તમારો પુત્ર મને દવલો નથી, તેમ તમને અવળું ઠસાવવાથી મને કંઇ લાભ નથી. તમને મારા વચનોમાં વિશ્વાસ ન હોય તો ચાલો મારી સાથે. આપણે ઉતાવળે ચાલી સાધુઓની જમાત પકડી પાડીએ અને તપાસ કરીએ.

બળવંતશાહ તથા જીવરાજ ઠક્કરે ઉતાવળા ચાલી જમાતને પકડી પાડી. વન વગડામાં સુંદર જલાશયને કિનારે વડલાના છાંયે સાધુ સમાજે ઉતારો કર્યો હતો. કોઇ સ્નાન કરતા હતા, કોઈ પૂજાપાઠ કરતા હતા, કોઇ માળા ફેરવતા હતા. બધાએ નવી ધાબળી ઓઢી હતી.

બળવંતશાહ પારખી ગયા કે ધાબળી તો તેની દુકાનની જ છે, છતાં વિશેષ ખાત્રી કરવા તેમણે મહંતશ્રીને પૂછ્યું કે મહારાજ, સૌ સંતોને એક સરખી ધાબળી છે તો તે કયાંથી ખરીદી ?

મહંતે કહ્યું—સિંધાવદર ગાંવમેં લાલા નામકા બડા ભારી ભગત હૈ, દાન ધરમમેં બડા નિષ્ઠાવાલા આદમી હૈં, ઉન્કે સાધુ લોગકી માંગ સૂનકર અપની દુકાનસે

પ્રત્યેક સાધુનકો એકેક કામલી દી હૈ. બચ્ચા, સાધુ લોગ ખરીદે કહાંસે

બળવંતશાહ દુવિધામાં પડી ગયા. સંતો કહે છે—લાલે કામળીઓ આપી છે અને દુકાનમાં કામળીઓ બરાબર છે, આમ બને કેમ ?

બળવંતશાહને વિચારમાં પડી ગયેલા જોઇને મહંતશ્રીએ પૂછ્યું :—કયા સાધુ લોગકી બાતપર બિસવાસ નહિ આતા ?

બળવંતશાહ—મહારાજ, હું તો જુદી બાબતનો વિચાર કરૂં છું.

મહંત:—દુસરી કયા બાત ?

બળવંતશાહ—મને પૂછયા ગાંઠયા વિના કામળીઓ આપી તેથી મેં તેને માર માર્યો, ત્યારે તેણે કહ્યું કે :— દુકાન તપાસો, પછી મારો. દુકાનમાં તપાસ કરતાં કામળીઓ બરાબર માલુમ પડી, અહીં તમે કહો છો કે કામળીઓ લાલે જ આપી છે અને હું પ્રત્યક્ષ જોઉં છું કે કામળીઓ મારી દુકાનનીજ છે, તો આ ચમત્કાર કે શું સમજવું ?

મહંત—બચ્ચા, તેરા પુત્ર ધર્માવતાર હૈ, જુનાગઢ નિવાસી નરસિંહ મહેતાકા અવતાર હૈ, કલિયુગમેં લોગોંસે ભક્તિ પથ બતાકે તારનેકે લિયે આયે હૈ.

બળવંતશાહને તે દિવસથી લાલજીનું સત્ય સ્વરૂપ સમજાયું. તેમને લાગ્યું કે મારૂં ભાગ્ય કે મારે ત્યાં આવો પુત્ર પ્રગટ થયો. તેમણે લાલજી પરનો જાપ્તો બંધ રાખ્યો અને ભજન કીર્તન તથા દાન સેવા કરવાની છુટ આપી.

**શ્રી રામ ચરિત માનસ**માં મહાત્મા તુલસીદાસજી શંકર પાસે પાર્વતીજીને કહેવડાવે છે કે :—

સોકુલ ધન્ય ઉમા સુનુ, જગત પૂજ્ય સુપુનીત;
શ્રી હરિ ભકિત પરાયણ, જે હિ સુત ઉપજ વિનીત.

હે પાર્વતી, જે કુળમાં પ્રભુપરાયણ વિનયશીલ પુત્ર જન્મો તે કુળ ધન્યવાદને પાત્ર છે અને તે આખા જગતને પૂજ્ય ગણાય છે.

લાલજી મહારાજના કાકા માનસિંગને ચાર પુત્ર હતા. રામજી, ત્રિકમજી, ભીમજી, અને ગોપાળજી. એ ચારે ભાઈઓ તથા તેમની માતા અમકુબાઈ લાલજી મહારાજ પ્રતિ ખુબ શ્રદ્ધા ધરાવતાં હતાં અને તેમની સાથે રહીને સેવા કરી હતી. લાલજી મહારાજે સિંધાવદરમાં સુખડીનું સદાવ્રત સ્થાપ્યું.

સાયલામાં મદારસિંહ કરીને ઠાકોર હતા. તેમને ગેલો કરીને બ્રહ્મ ભાટ હતો કે જે મરીને બ્રહ્મરાક્ષસપણાને પામ્યો હતો. તે ઠાકોરને બહુ પીડા આપતો હતો.

ઠાકોર ખાવા બેસે એટલે ભોજનને બદલે માંસ, લોહી, પરૂ જોવામાં આવે, તેથી તે ખાઇ શકે નહિ. રાત્રે બ્રહ્મરાક્ષસના ભયથી ઉંઘ ન આવે. આમ ભૂખ અને અજંપાથી સોસાઇને ઠાકોરનું શરીર સોટા જેવું થઇ ગયું હતું. અનેક પ્રયત્નો કર્યા પણ કોઇ વાતે આ આપદા ટળી નહિ. એવામાં લાલજી મહારાજની સાયલામાં પધરામણી થતાં કામદારે આ વાત તેમને કહી અને તેમની કૃપા યાચી. ભગતે સંતોના ચરણ ધોઇ ભોજન પર ચરણામૃત છાંટી ઠાકોરને જમવા કહ્યું તો ભોજનમાં કાંઇ વિકૃતિ જણાઇ નહિ. લાલજી મહારાજ પોતાની મંડળી સાથે રાત્રે ભજન કરવા લાગ્યા, તેમાં આકર્ષણ કરી બ્રહ્મરાક્ષસને બોલાવ્યો અને તેને સંતોનું ચરણામૃત પાઇ તેની મુક્તિ કરી. આ રીતે ઠાકોરની પીડા ટળી તેથી તેમણે આગ્રહ કરી શ્રી લાલજી મહારાજને જમીન આપી અને ત્યાં રાખ્યા. ત્યાં મંદીર બંધાવ્યું અને સદાવ્રત ચાલુ કર્યું. આ વખત પછી સાયલા એ ભગતનું ગામ કહેવાય છે.

એક વખત સંત મંડળી સાથે લાલજી મહારાજ વડોદરા પધાર્યા હતા. ત્યાં શહેરના ઘણા માણસો તેમના દર્શન માટે આવતા હતા અને તેમની સેવા કરતા હતા.

એક વખત એક ભક્ત આખી મંડળીને જમાડવા પોતાને ઘેર તેડી ગયો. ત્યાં મંડળીએ ભજન કર્યાં અને

સાંજને વખતે લાલજી મહારાજે રાસ મંડલ રચ્યો. પોતે હાથમાં કરતાલ લઇ કાલુ કાલુ ગાવા લાગ્યા. થોડી વારમાં હસતા, વળી થોડી વારમાં ભગવાન માટે રડતા લાગતા હતા. તેમની સુંદર મૂર્તિ ઘણા માણસો જોઇ રહ્યા હતા. તે પછી ગામના ઘણા માણસો તેમની સેવા કરવા લાગ્યા અને પુષ્કળ સીધા સામગ્રી આપવા લાગ્યા. તે સામગ્રી લાલજી મહારાજ તરત બીજાને જમાડવામાં વાપરી નાખતા હતા. પણ કેટલાક લોભી અને લુચ્ચા માણસોને તેમની અદેખાઇ આવવા લાગી. તેમને એમ લાગ્યું કે આ મંડળી આપણા ગામના માણસોનું ધન હરી જાય છે અને ગામના માણસો તેમના વેશથી ફસાઇ જાય છે માટે લાલજી મહારાજથી ન બની શકે તેવી તેની પરીક્ષા લેવી જોઇએ. એમ વિચાર કરી એક વખત એક માણસ બે આડ પક્ષીને મારીને જ્યાં સંત મંડળી બેઠી હતી ત્યાં લાલજી મહારાજ પાસે લઇ આવ્યો, અને લાલજી મહારાજને કહ્યું:-" તું સિદ્ધ બનીને જગતને ઠગે છે, બીજાના પૈસા હરી લે છે, જો તારામાં સત્ય હોય તો આ બે આડ પક્ષીને જીવતા કર." લાલજી મહારાજે તરત પ્રભુનું સ્મરણ કર્યું અને પક્ષી તરત જીવતાં થઇ ઉડી ગયાં. તે માણસે આ ચમત્કાર જોઇ મહારાજની માફી માગી. મહારાજે તેને કહ્યું કેઃ—હવેથી કોઇ સાધુનો દ્વેષ ન કરવો, પુન્ય કરવું, જીવહત્યા કદી ન કરવી એવું વ્રત લ્યો. તે માણસે તે પ્રમાણે વ્રત

લીધું. આ વાત તે વખતના શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજ પાસે પહોંચી એટલે તે લાલજી મહારાજના દર્શન કરવા આવ્યા. સરકારે લાલજી મહારાજને કહ્યું:—બધા આપની સેવા કરે છે તો મારી પણ આપની સેવા કરવાની ઇચ્છા છે, તેથી હું આપને ડંકો અને છડી આપું છું. લાલજી મહારાજે કહ્યું:—એ અમારા જેવા સાધુને ન શોભે પણ રાજદરબારમાં શોભે. સરકારે કહ્યું:—જેનો જેવો અધિકાર હોય તેને તે શોભે. આપની મંડળીની યોગ્યતા જોઇનેજ હું આપું છું. તેમનો આગ્રહ જોઇ લાલજી મહારાજે ડંકો અને છડી સ્વીકાર્યા.

એક વખત શ્રી લાલજી મહારાજ પોતાની મંડળી સાથે ભાવનગર ગયા હતા. ત્યાં તે વખતે મહારાજા વિજયસિંહ રાજ કરતા હતા. તે લાલજી મહારાજના દર્શન કરવા આવ્યા અને તેમનું સામૈયું કરી વાજતે ગાજતે દરબારમાં પધરામણી કરી. રાજાએ તેમની પાસે મેવા મીઠાઇ ધર્યા અને બીજી પણ કેટલીક ભેટ ધરી. લાલજી મહારાજે કહ્યું:—આજ તો અમે ભોજન કરી લીધું છે અને કાલના ભોજન માટે જેવી રામની કૃપા હશે તેમ થશે. બીજે દિવસે મહારાજા સાહેબે આખી મંડળી માટે રસોઇ કરાવી. તે દિવસે ત્યાં ઘણા સંતો જાત્રા કરતા કરતા આવી ચડયા. તેમાંથી કેટલાકે લાલજી મહારાજને કહ્યું:—તારી પ્રશંસા અમે સાંભળી છે પણ અમને તેમાં તારૂં પાખંડ લાગે છે, અમે

દ્વારકાથી આવીએ છીએ અને રામેશ્વર જવાના છીએ માટે અમને રસ્તાનું ખર્ચ આપી અમારી આશા પુરી કરો. થોડી વારમાં બીજા વધારે સાધુ આવ્યા અને લાલજી પાસે વસ્ત્ર માગ્યા, કોઇએ થાળી લોટા માગ્યા. ધીરે ધીરે ૨૦૦ સાધુ ભેગા થઇ ગયા. લાલજી મહારાજે તેમને કહ્યું:—પહેલાં આપ સૌ પ્રસાદ લ્યો, પછી હું આપની ઇચ્છા પુરી કરીશ. આપ જેવા સંતના પ્રતાપથીજ મને દાન મળે છે અને વાપરૂં છું. તેમાંથી એક સાધુને ક્રોધ ચડયો અને તેણે લાલજી મહારાજને કહ્યું:—પહેલાં અમને દાન દઇ દે, તું ભક્ત બની અમને ઠગતો લાગે છે. એમ કહી તેણે લાલજી મહારાજને એક ચીપીઓ લગાવ્યો.

લાલજી મહારાજે કહ્યું:—એક બીજો પણ લગાવો, આ શરીર તમારા મારને લાયક છે, સાધુની શિક્ષા મને સુખકારી થાય છે. બીજા સંતોએ તે સાધુને ઠપકો આપી વાર્યો. રાજાને લાગ્યું કે આટલી રસોઈ બધાને પુરી નહિ થાય. લાલજી મહારાજે કહ્યું:—પરમાત્મા સૌને તૃપ્ત કરશે. રાજાને ધીરજ આવી. બધા સંત જમી ગયા, તેમની પોતાની મંડળી પણ જમી. રાજાના માણસો જમ્યા છતાં પ્રસાદ વધી પડયો. રાજાએ લાલજી મહારાજને કહ્યું:—નકકી, તમારા ઉપર ભગવાન પ્રસન્ન છે, તમારો મહિમા માપી શકાય તેમ નથી. તે પછી લાલજી મહારાજે બધા સંતોને જે વસ્તુ જોઇતી હતી તે આપી અને વિદાય કર્યા. મહારાજા સાહેબને લાગ્યું કે લાલજી મહારાજે

મારું નગર પવિત્ર કર્યું છે. તેમણે લાલજી મહારાજને પોશાક આપ્યો અને વર્ષાસન બાંધી આપ્યું. લાલજી મહારાજે તેમને આશીર્વાદ આપ્યો કેઃ—" તમારા ઉપર ભગવાન નિત્ય પ્રસન્ન રહે, નિત્ય પુન્ય કરો, તેનાથી તમારું કલ્યાણ થશે. "

સાયલા આવ્યા પછી એક વખત જન્માષ્ટમીની રાત્રે લાલજી મહારાજને એવી ઇચ્છા થઇ કે તેમની જગ્યામાં દ્રોપશાઇ ભગવાનની પ્રતિમા હોય તો બહુ સારૂ થાય. તેજ રાત્રે શ્રી નારાયણ તેમના સ્વપ્નામાં આવ્યા અને તેમને કહ્યું કે :—"મારી પ્રતિમા દીવમાં છે." બીજે દિવસે સ્વપ્નાની વાત યાદ કરી લાલજી મહારાજ તે પ્રતિમા લેવા દીવ ગયા. ત્યાંના રાજાએ પ્રતિમા આપવા માટે વાંધો લીધો અને પરીક્ષા માટે કહ્યું કે :—જે રથમાં તમે પ્રતિમા લઇ જવા માંગો છો તે રથ પ્રતિમા સહિત ઘોડા વગર ચાલે તો પ્રતિમા ખુશીથી લઇ જાઓ. લાલજી મહારાજે પ્રતિમા રથમાં પધરાવી શ્રી હરિનું સ્મરણ કર્યું. તરતજ રથ ઘોડા વગર ચાલવા માંડયો. આ ચમત્કાર જોઇ ત્યાંના રાજા અને પ્રજા ચકીત થઇ ગયાં. લાલજી મહારાજ પ્રભુની પ્રતિમા સાથે સાયલા પધાર્યા.

સંવત ૧૯૧૪ ના ફાગણ શુદ ૧૧ ના રોજ ઠાકોરજીની પ્રતિષ્ઠા તથા શુદ ૧૨ ના રોજ પૂર્ણાહુતિ કરી લાલજી મહારાજે ભંડારો કર્યો. તેમાં દેશ પરદેશની

સંત મંડળીઓ પધારી હતી. સાયલાને પાદર માણસ માતા ન હોતા. સુખડીના મોટા ગંજ કર્યા હતા. કોઇ પણ આવે, કોઇ પણ ખાય, ઘીના તો અવેડા કર્યા હતા. સામગ્રીનો પાર નહોતો, તેમ જમનારાનો પણ પાર નહોતો. સાયલાના મકાનો અને રસ્તા માણસોના ઉતારાથી ભરાઇ ગયા હતા. ઝાડે ઝાડે સંત મંડળીઓ ડેરી હતી. જેઓને વૃક્ષની છાયા ન મળી તે ખુલ્લા મેદાનમાં ડેરા નાખી પડયા હતા. રાસ લેવાતા હતા. ભજનોની રમઝટ લાગી હતી. જય જયના પોકારોથી આકાશ ગાજી ઉઠયું.

એવામાં એક સંત મહાત્મા આવ્યા અને ભંડારીને કહ્યું:—બચ્ચા ભિક્ષા દે દે.

ભંડારી—મહારાજ, અહિં લાલના દરબારમાં અન્નનો તોટો નથી. આપ જીતના સુખડી ઔર ચણા લો.

બાવાજી—મેરે કુ દુસરા કુછ નહિ ચઇએ, યે તુંબી ઘીસે ભરદે.

તુંબડી કંઇ મોટી ન હોતી, નાનકડી ટણુડી જેવડી હશે.

ભંડારી—બાવાજી તુંબી ! કયા, તુંબા ભરલો, ઘીકા તોટા નહિ હૈ.

બાવાજી—બચ્ચા, પેટપર પોટલા બાંધના અચ્છા નહિ. જરૂરતસે જયાદા કયા કરે ? સંતોષ રખે ઉસકોહી સાધુ કહે તે હૈ.

ભંડારી—ભલે, બાવાજી, જૈસી તુમારી મરજી, ગલે; ભંડારીએ અવેડામાંથી ઘીનું કમંડળ ભર્યું અને તુંબીમાં રેડવા માંડયું. આખુ કમંડળ રેડવા છતાં તુંબી ભરાઇ નહિ ત્યારે ભંડારીને આશ્ચર્ય થયું. તેમણે બીજું, ત્રીજું એમ સેંકડો કમંડળ રેડયાં, એક જણ થાકે એટલે બીજો જણ આવી કમંડળ લઇ ઘી રેડે. છેવટે અવેડાનું તળીયું દેખાવા માંડયું પણ બાવાજીની તુંબડી ભરાઇ નહિ.

ટેલયાઓ મુંઝાયા અને લાલજી મહારાજને ખબર પડી. ભગત તો ભજન કીર્તનમાં લીન હતા, તેમની જીભ જરા તોતડાતી હતી તેથી રાધા કૃષ્ણને બદલે "લાધા કલ્છન" કહેતા. લાધા કલ્છન, લાધા કલ્છન કરતા કરતા કરતા ભક્ત ઘીના અવેડા કરતા ઉપર આવ્યા અને સાધુને પ્રણામ કરી કમંડળ હાથમાં લીધું અને ઘી નાખવા લાગ્યા. **તુંબી ભરાય નહિ અને કમંડળમાંથી ઘી ખુટે** નહિ. લોકોના ટોળે ટોળાં એકત્ર થયા હતા. તેઓ આ ચમત્કાર જોઇ આશ્ચર્ય ચકીત થઇ ગયા. છેવટે મહાત્માએ તુંબી અવેડામાં ફેંકી દીધી અને લાલને પગે પડયા તથા બોલ્યાઃ—લાલ, તોપર નંદલાલ પ્રસન્ન હૈ.

લાલજી મહારાજ—મહારાજ, હું તો તમારી ચરણ-રજ છું, તમારા દાસને તો બધો આપ જેવા સંતના આશરવાદનો પરતાપ છે, હું ભગતી જુગતી જાણતો નથી, ગનાનમાં તો મને ગમ નથી, વેરાગનું તો મને સોણુંય

નથી આવ્યું, હું તો નાથનું નામ લઇ જાણું છું અને તમારા જેવા સંતોના આશરે નભું છું.

શ્રી લાલજી મહારાજે ઘણી જગ્યાઓ બાંધી છે, ૩૬૦ સદાવ્રત બાંધ્યા છે તથા ૩૬૦ પરચા (ચમત્કાર) બતાવ્યા છે. મડદાંને સજીવન કરવાં, ધંધુકામાં થાંભલીમાંથી લીંબડો ફુટવો, અર્ણદ્રામાં હરણુને સજીવન કરવું, સર્મીમાં વાછડીને દોઇને સંતોને દુધ પાવું, રાધનપુરમાં વગર હોડીએ નદી તરવી, ઘાટીલામાં નાસ્તક માણુસોએ ઉડાડેલીની ધૂળનું અબિલ ગુલાલ બની જવું, એકની રસોઇમાંથી અનેકને જમાડવા, સુરત તથા ઓડમાં ખારા કુવાનું પાણી મીઠું બનાવવું, વડતાળમાં ભૂતોને મુક્તિ આપી જીવરાજને સજીવન કરવો, વાંઝીયાને ત્યાં પારણું ઝુલાવવું, ભુજમાં પતીયાની પત મટાડવી, ધરમશી વાણીયાનું ડુબતું વહાણુ બચાવવું, પોતાનું અવસાન કળવું વિગેરે ઘણા ચમત્કારો તેમણે બતાવેલા છે. તે બધા પુરાણીશ્રી સુખરામદાસજી મહારાજે "લાલસેન્દુ ચંદ્રિકા"ના સુંદર ગ્રંથમાં કાવ્ય રૂપે વિસ્તારથી વર્ણવ્યા છે. તે પુસ્તકની ભાષા જુની રૂઢીની હોવાથી હાલના વાંચનારાઓને બરાબર ફાવે તેવી નથી તેથી તેમના જીવનની હકીકત આ પ્રકરણમાં ટુંકામાં આપેલી છે.

લાલજી મહારાજે સંવત ૧૯૧૮ માં વૈકુંઠવાસ કર્યો છે. **તેમનો પ્રભુમાં અટલ વિશ્વાસ, તેમની વૈરાગ્યવૃત્તિ, સમભાવ, સેવાવૃત્તિ અને શાંતિ અનુકરણુ કરવા જેવાં હતાં.**



૮૨

## ભક્તરાજ
## શ્રી અનંતપ્રસાદજી*

પરમ ભક્ત શ્રી નરસિંહ મહેતાના કાકા પર્વતદાસના વંશમાં લગભગ તેરમી પેઢીએ ભક્તરાજ શ્રી અનંતપ્રસાદજીનો જન્મ થયો હતો. શ્રી નરસિંહ મહેતાનું જીવન ચરિત્ર ઘણા ધાર્મિક પુરૂષોના જાણવામાં છે પણ તેના કાકા પર્વતદાસનું જીવન બહુ થોડા જાણે છે. ભક્ત બોડાણાની પેઠે પર્વતદાસજીને એવું વ્રત હતું કે હાથમાં તુલશી રાખી દર છ મહીને શ્રી રણછોડજીના દર્શન માટે દ્વારકા જવું. એક વખત નરસિંહ મહેતા અને પર્વતદાસ દ્વારકા જતા હતા. ઓખા પ્રાંતમાં એક નેસડો હતો, ત્યાં બંને રાત રહ્યા. મહેતાજી એમની રીત પ્રમાણે

*લેખક, શ્રી મોતીલાલ જે. મહેતા, રાજકોટ.

આહીર લોકો સાથે ભજન કરવા લાગ્યા અને જમવાનો વખત થયો ત્યારે પોતે ત્યાં જમવા બેઠા અને કાકાને જમવાનું કહ્યું પણ નાગર થઇને આહીરનું કેમ ખવાય એ વિચારથી પર્વતદાસજી વેગળા રહ્યા એટલુંજ નહિ પણ તેમણે મહેતાજીને આહીરનું જમવા માટે ઠપકો આપ્યો. મહેતાજીએ કાકાને કહ્યું " કાકા, તમને હજુ જ્ઞાન થયું નથી, તમે પાછું વાળી જુઓ ! " કાકાએ પાછું જોયું તો નેસડો જ ન મળે ! તેણે પૂછયું ' નેસડો કયાં ગયો, મહેતાજીએ કહ્યું, " આપણે ભૂખ્યા ડાંસ જેવા થઇ ગયેલા તે જોઇ કૃપાળુ શ્રીકૃષ્ણ જાતે આહીરને વેષે આવ્યા અને કલ્પિત નેસડો ઉભો કરી આપણને ભોજન આપ્યું. જેઓ ખરા ભક્ત છે તેમને ઇશ્વર હાજરા હજુર મળે છે અને તેમના દુઃખનું નિવારણ કરે છે." આથી પર્વતદાસજીને ઘણી અસર થઇ. એમણે એજ ક્ષણે નિશ્ચય કર્યો કે શ્રીકૃષ્ણ પરમાત્મા મને સાક્ષાત દર્શન દે એવી રીતે મારે ભક્તિ કરવી.

આગળ કહ્યું તેમ દર વર્ષે બે વાર પર્વતદાસજી હાથમાં તુલસી રાખી માંગરોળથી દ્વારકા જતા અને ત્યાં ભગવાનને તુલસી ચઢાવી પાછા આવતા. તેમની ૬૮ વર્ષની ઉમર સુધી તો ઠીક ચાલ્યું પણ પછી અવસ્થા પાકી જવાથી શરીર અને ઇંદ્રિયો નબળાં થયાં. એક વખત માંગરોળથી ત્રણ ગાઉ જતાં થાકી ગયા અને વિશ્રાંતિ લેવા એક વાવ આગળ ઉંઘી ગયા. ત્યાં તેમને-

સ્વપ્નું આવ્યું અને ભગવાને તેમને કહ્યું કે " તારા પ્રેમથી હું પ્રસન્ન થયો છું અને હું એક મહિનામાં ગોમતી સાથે તારા ગામમાં પ્રગટ થઇશ." પર્વતદાસજી ત્યાંથી પાછા આવ્યા. તે પછી એવું બન્યું કે દીવમાં એક સુતાર ભગવાનને માટે એક સુંદર સિંહાસન બનાવી શ્રી દ્વારકાનાથજીને ભેટ કરવા દરીઆ માર્ગે દ્વારકા જેતો હતો. ત્યાં રસ્તામાં એક રાતે શ્રી દ્વારકાધીશે તેને સ્વપ્નામાં આજ્ઞા કરી કે એ સિંહાસન માંગરોળમાં પર્વતદાસજીને ઘેર આપી આવ કારણ કે હું ત્યાં પ્રગટ થવાનો છું. તે ઉપરથી તે સુતારે માંગરોળ આવી તે સિંહાસન પર્વતદાસજીને આપ્યું.

પર્વતદાસજીના પાડોશમાં એક મોટી વાવ હતી, તેમાં ભગવાને આપેલ મુદતે પાણી ઉભરાવા માંડયું એટલે પર્વતદાસજીએ જાણ્યું કે ગોમતીજી પધાર્યા અને ભગવાન પણ આમાં હોવા જોઇએ, એમ અટકળ કરી પોતે વાવમાં ઉતર્યા, પાણી હઠવા લાગ્યું, તે બહુ નીચે ઉતરતા ગયા, ત્યાં તેમણે શ્રી દ્વારકાનાથજીની મૂર્તિ બિરાજેલી દીઠી. પર્વતદાસજીને ઘણોજ આનંદ થયો. ભગવાને પર્વતદાસજીને કહ્યું:–" આજથી તમારૂં કુટુંબ વૈષ્ણવ તરીકે ઓળખાશે. "

સંવત ૧૫૦૧ અને માગશર માસમાં આ બનાવ બન્યો છે. તે મૂર્તિ લઇ પર્વતદાસજીએ સિંહાસન ઉપર પધરાવી. તે વખતથી તે વાવ ગોમતીવાવ તરીકે ઓળખાય છે. હાલ આ મૂર્તિ જુનાગઢમાં નાગરવાડામાં છે.

ઉપર કહ્યું તેમ આ પર્વતદાસજીની ૧૩મી પેઢીએ આપણા ભક્તરાજ અનંતપ્રસાદજી માંગરોળમાં તા. ૩–૬–૧૮૬૧ ને રોજ પ્રગટ થયા. આવા કુટુંબમાં પોતાનો જન્મ થવા માટે પોતે પોતાને ઘણા ભાગ્યશાળી માનતા હતા. તેમના માતુશ્રી પરમ ભક્ત હતાં અને હાલરડામાં પુત્રને ઇશ્વરના નામ સંભળાવતા હતા. પુત્રમાં બચપણથી જ ભક્તિભાવ જગાડનારી માતાઓ હાલના કાળમાં ઘણી ઓછી થઇ ગઇ છે. હાલના માબાપ સારી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી માબાપ થતા નથી પણ ભૂલમાં માબાપ થઇ જાય છે અને તેથી તેમની પ્રજા પણ સંયમ વગરની થઇ છે અને ઘણી કથાઓ, વ્યાખ્યાનો, કમીટીઓ અને કોન્ફરન્સો ભરવા છતાં પ્રજામાં સંયમ આવતો નથી. સંયમી અને ભક્ત માબાપના બાળકોજ વગર પ્રયત્ને સંયમી અને ભક્ત થઇ શકે છે; સિંહના પુત્ર સિંહજ થાય છે.

અનંતપ્રસાદજીની માતા બહુ બહાદુર હતાં. એમણે ચાર ધામની જાત્રા કરી હતી. તે વખતે રેલ્વે કે મોટરના સાધન ન હોતા, તેથી ગાડીમાં અને પગે મુસાફરી કરવી પડતી હતી. કોઇએ તેમને પૂછયું કે જાત્રા વખતે તમને રસ્તામાં કોઇ હરામી માણસ મળશે તો શું કરશો ? માતાજીએ કહ્યું:—

'ઉભી વાટ શ્રી હરિ સાથ, તો ચોર ડાકુની કયા વિસાત.'

શ્રી અનંતપ્રસાદજીના વંશમાં તેર પેઢીથી ભક્તિ ચાલી આવતી હતી અને તે સંસ્કારથી તેમનું શરીર બંધાયું હતું. અનંતજી સમજમાં આવતાં જ ઘરમાં ભગવાન, મંદિર, અને ભજન મંડળી એ તેના જોવામાં આવ્યા. પ્રભુને ધર્યા વગર કોઇ ચીજ ખાવામાં આવતી નહિ. મા તેને ભકતચરિત્રો સમજાવવા લાગતી. દ્રૌપદી, પ્રહલાદ, ગોવિંદ, રામ વિગેરેની ટુંકી વાતો કહેતી. આઠ વર્ષની ઉમરે અનંતજીએ માબાપ સાથે દ્વારકાની જાત્રા કરી હતી. અનંતજીનો કંઠ પણ કીર્તન ગાવામાં નાની ઉમરથી બહુ સારો હતો તેથી ઘણા લોકોનું ધ્યાન તેમના તરફ ખેંચાતું હતું.

ગુજરાતી અભ્યાસ કર્યા પછી અનંતજી નાની ઉમરથીજ ધાર્મિક પુસ્તકો વાંચતા, ભકતોના આખ્યાનો અને ભજનો સાંભળી, યાદ કરી, સુસ્વરથી બોલતા અને ગાતા હતા. ધીરે ધીરે તેમણે પીંગળનો અભ્યાસ કરી લીધો અને પોતે સારા પદ બનાવવા લાગ્યા અને તે પદો લોકોમાં વખણાવા લાગ્યા. તે મેટ્રીક સુધી ભણ્યા, પછી પરણ્યા અને પછી રાધનપુરમાં હજુર ઓફીસમાં નોકરીમાં રહ્યા. નોકરીમાં તેમનો સિદ્ધાંત એવો હતો કે જેમનું અન્ન ખાવું તેમની નોકરી બરાબર કરવી; એવી રીતે નોકરી ન કરીએ તો પ્રભુ નાખુશ થાય છે. તેથી હમેશાં પોતાના ઉપરી રાજી રહે તેવા ખંતથી નોકરી કરતા હતા.

હિંદુસ્થાનના પવિત્ર સ્થળોની જાત્રા કરવાની તેમની બહુ ઇચ્છા હતી અને તે પ્રભુએ પાર પાડી. સંજોગો મળતા એ ત્રણ વખત તેમણે ચારે દિશામાં કેટલાક પવિત્ર તીર્થ સ્થળોના દર્શન કર્યા. તેમના માતા પિતા વૃદ્ધ થયાં, ત્યારે તેમની પણ જાત્રા કરવાની બહુ ઇચ્છા હોવાથી અને પિતાને લકવો થયો હતો છતાં તેમને માટે ખાસ સગવડ કરાવી અનંતપ્રસાદજીએ તેમને પણ જાત્રા કરાવી. જાત્રામાં દરેક જગ્યાએ વગર ખર્ચે અને વગર ઓળખાણે ભગવાન તેમની મદદમાં રહેતાં હતા. જ્યારે કાંઇ પણ અગવડ આવે ત્યારે ભગવાનનું સ્મરણ કરવાથી દૂર થતી હતી. રેલ્વેમાં જોઇએ તેવી સગવડ મળતી હતી, ઉતારા જેવા જોઇએ તેવા મળતા, મંદિરોમાં દર્શન માટે જોઇએ તેવી સગવડ, અણધાર્યા મોટા ઉત્સવના દર્શન, વિગેરે અનુભવથી અનંતજીની શ્રદ્ધા બહુ વધી હતી. તે એક જગ્યાએ કહે છે કેઃ—

જેનું નામ જગપતિ રાખે, તેને શાની હોય ખોટ,<br>
માથે શેઠ મોટો રે, સેવકનું અભરે ભરે.

તીર્થોના જળમાં ઘણા મહાત્માઓ સ્નાન કરે છે અને જળમાં વીજળિક તત્ત્વ ગ્રહણ કરવાનો ગુણ હોવાથી તે જળમાં જે ન્હાય તેમના શરીરના પરમાણું સહજ પવિત્ર થઇ જાય છે. એ તીર્થ યાત્રામાં ન્હાવાનું ફળ છે. એનાથી દેહશુદ્ધિ બહુ સારી થાય છે અને ભગવાનના

દર્શનથી અને મહાત્માઓના સત્સંગથી મન અને હૃદય સારાં થાય છે અને ભક્તિ ઉત્પન્ન થાય છે.

તેમના પિતાશ્રી રાધનપુરના દીવાન હતા અને તેમણે એવી ટેવ રાખી હતી કે સાંજરે નોકરી ઉપરથી ઘેર આવી, હાથમાં કરતાળ લઇ ભજન મંડળી ભેગી કરી રોજ ભજન કરતું. જાત્રા વખતે મથુરામાં તેઓશ્રી પરમપદ પામ્યા.

શ્રી અનંતપ્રસાદજીના માતુશ્રી વ્યવહારીક દષ્ટિએ વિધવા થયા છતાં પોતે કપાળમાં સૌભાગ્યવતી સ્ત્રીની માફક કંકુનો ચાંડલો કરતાં હતાં અને તેના ખુલાસા તરીકે કહેતા કે "મારો ધણી મરી ગયો નથી તેથી મેં ચાંડલો રાખેલ છે, મારો ધણી ભગવાન છે." વિધવાઓએ આ જવાબ સમજવા જેવો છે. આવી ભાવના રાખવાથી ભગવાન પતિરૂપે હમેશાં મદદમાં રહે છે.

સત્યાવીસ વર્ષની ઉમરે રાધનપુરના દીવાનનું કામ અનંતપ્રસાદજી પાસે આવ્યું. તે વખતે રાજ્યનો વહીવટ પણ પોતે ન્યાય પૂર્વક કર્યો અને તેમને રાવસાહેબનો ખિતાબ મળ્યો. રાજ્યની ઉપાધિ હોવા છતાં નિત્ય સવારમાં દેવ પૂજન, અને રાત્રે હરિકીર્તન કરવા કદી ચુકતા નહિ. સાથે સાથે ભક્તિ માર્ગના પુસ્તકો વાંચતા જતા હતા અને ભક્તિ સંબંધી નવાં પુસ્તકો લખતા જતા હતા. ભક્તિ વધારવા માટે થોડા વખતમાં રીટાયર થઇ નિવૃતિનો વખત પ્રભુ સેવામાં, શાસ્ત્રના

અધ્યયનમાં અને જન ઉપદેશમાં ગાળવા લાગ્યા પણ રાધનપુરના નવાબ સાહેબની ઇચ્છાથી ફરી દીવાન તરીકે રાજવહીવટમાં જોડાયા. છતાં નોકરી કરતાં કરતાં તેમણે શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધનું કવિતામાં ભાષાંતર કર્યું અને "આનંદ" નામનું માસિક કાઢયું. ચાલીશ વર્ષની ઉમરે ફરી તે રીટાયર થયા અને બાકીની જીંદગી ફક્ત ઇશ્વર ભક્તિમાં ગાળવાનો નિશ્ચય કર્યો. સંસારના સુખ ઉપર વૈરાગ્ય આવવો અને એ વૈરાગ્ય ટકી રહેવો એ ઘણા જન્મનું પુન્ય હોય તો બને છે. રાજા કરતાં પણ આવો ભક્ત વધારે માન આપવા લાયક છે. રાજાની મોટાઇ નશ્વર વસ્તુથી ઉત્પન્ન થાય છે અને તેથી તે મોટાઇનો નાશ પામે છે પણ સંત પુરૂષની મોટાઇ નિત્ય વસ્તુના સંબંધથી ઉત્પન્ન થાય છે અને તેથી તે મોટાઇ કાયમ રહે છે. ભક્તોને રાજસુખ તુચ્છ લાગે છે, તેઓ ચાલુ જમાનાના સુખથી આગળ વધેલા હોય છે.

વિષયોને સામે ન રહેવા દેવા તેને ત્યાગ કહે છે. અને વિષયો સામે હોય છતાં તેમાં પ્રીતિ ન રહે એ વૈરાગ્ય છે.

શ્રી અનંતપ્રસાદજીએ પોતાનાં પત્નીને પણ ભક્તિમાં સામેલ રાખ્યાં હતાં. ધીરે ધીરે તેમની ભક્તિ વધવા લાગી. કાવ્યો અને પદો કરવાની ટેવથી અને રસમય હરિકથા કરવાની ટેવથી તે જનસમાજને આનંદ આપવા લાગ્યા.

એક વખત તે શ્રીનાથજી ગયા. ત્યાં ભગવાનની સંનિધીમાં પોતાના રચેલ કીર્તનો ગાવાની તેમની રૂચી થઈ, પરંતુ ત્યાંના બીજા ગાયનકારોએ વાંધો લીધો અને કહ્યું કે " આંહી અષ્ટ સખાના પદ સિવાય બીજાના કરેલા પદ ગાઇ શકાતા નથી. " થોડીવારે પ્રભુ પ્રેરણાથી ત્યાંના ટિકાયત શ્રી ગુસાંઇજી મહારાજે પોતાના ગવૈયાઓને આજ્ઞા કરીકે તમે તે ભક્તરાજને તેમની ઇચ્છા મુજબ ભગવાન પાસે ગાવા દ્યો. આ પ્રમાણે આજ્ઞા મળવાથી પોતે ઘણા હર્ષપૂર્વક શ્રીનાથજી સમીપ પોતાના પદ ગાઇ સંભળાવ્યા.

શ્રી અનંતપ્રસાદજીમાં હરિ કથા કહેવાની ઢબ બહુ રસમય હતી. તે વખતે તેમના જેવી કથા કરનાર કોઇ નહોતા. પોતે કથા કરવાના બદલામાં કોઇની પાસેથી પૈ પૈસો લેતા નહિ. હાલ કેટલીક જગ્યાએ હરિકથા થાય છે પણ કથા કરવાવાળા તેમાં વ્યવહારની ઘણી વાતો ઘુસાડી દે છે અથવા માત્ર ચમત્કારોનેજ પ્રધાન પદ આપે છે. વળી કેટલાક હરિકથા કરવાવાળા જેવું પોતે બોલે છે તેવું પાળતા નથી તેથી તેમના શબ્દોની અસર સાંભળનારાઓ ઉપર બહુ થતી નથી પરંતુ અનંતજીના સંબધમાં આવેલા તમામ માણસો એકજ અવાજે કબુલ કરે છે કે તેમની રહેણી કરણી તેમના ઉપદેશ પ્રમાણેજ હતી. આ કારણને લઇને તેમની કથામાં ભગવદ્ આનંદની છોળો ઉછળતી અને સાંભળનારાઓ તલ્લીન બની જતા હતા.

તેમની કથા સાંભળવા કોઇ કોઇ વખતે પાંચ હજાર માણસો ભેગા થતા હતા. શ્રી અનંતપ્રસાદજી પોતાની કથામાં ભક્તિ કેમ વધે, સંસારના સુખમાં વૈરાગ્ય કેમ આવે, આત્મજ્ઞાન કેમ વધે એ બાબત લક્ષમાં રાખીને હરિકથા કરતા હતા.

તેમની કથાની શરૂઆતમાં એક કડી પૂર્વ રંગ તરીકે ગાવામાં આવતી હતી. તે પછી થોડીવાર કથા ભાગ ચાલે પછી વળી તે કડી ગવાય એટલે સાંભળનારાઓને બહુ રસ પડતો હતો. એક વખત લગભગ સને ૧૯૦૪ની સાલમાં અમે પોરબંદરમાં શ્રી સુદામાજીના મંદિરમાં તેમની કથા સાંભળી હતી અને પૂર્વ રંગની કડી નીચે પ્રમાણે હતીઃ–

"હરિગુણ ગાઉં, ધાઉં સઉને સુખકારીરે"

થોડો કથાનો ભાગ ચાલે અને ફરી એ કડી મંજીરા સાથે પોતે ગાવા લાગે. વળી થોડી કથા ચાલે અને ફરી એ કડી ગાવા લાગે, એ પ્રમાણે કથાનો રસ વધતો જતો હતો. બીજી એક વખતે કથાનો પૂર્વ રંગ નીચે પ્રમાણે હતોઃ–

"હરિ ન વિસારે તેને હરિ ન વિસારે રે"

આવા ઘણા પૂર્વ રંગ તેમણે ગોઠવેલા હતા. વચમાં વચમાં

"આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ,
ઘાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ."

એવી કવિ દલપતરામની કવિતાની કડીઓ ગાઇ તેનો ગૂઢ અર્થ સમજાવતા. એક વખત તે નીચેનો પૂર્વરંગ ગાતા હતાઃ-

પાળે છે સ્વજનને યદુનંદન,
મોહ મુકાવે અનંત કૃપા કરી;
સંભાળે છે રહી સંગાથે,
આપે છે અનુ અંત ચહ્યું સદન.

તે કહેતા કે માતા એટલે પાલન કરનાર, પણ ક્યાં સુધી ? ભગવાન સદા પાલન કરનાર છે. પિતા રક્ષણ કરે પણ કેટલે દરજ્જે ? ભગવાન સદા રક્ષક છે. યુવતિ પ્રાકૃત આનંદમાં મહાયક પણ શરીરની જુવાની સુધી ! ભગવાન નિત્ય દિવ્ય આનંદ આપનાર છે. પુત્ર સારો થાય તો વૃદ્ધાવસ્થામાં સેવા કરે, ભગવાન સદા સંભાળ લેવાવાળા છે.

એક કથા વખતે પૂર્વ રંગમાં તે ગાતા હતા કે :—

ધણી છે શ્રીકૃષ્ણ, ધાર્યું, એને ધામે જાવું રે,
એને ન્હાવું, એના થાવું, એનું ગાણું ગાવું રે.

અને સંસારનો મોહ છોડાવવા તે એક પદમાં ભગવાનને પ્રાર્થના કરે છે કેઃ—

રૂપમાં મોહકને જણાઓને રૂપાળારે,
ભૂપના સેવકને જણાઓને ભૂપાળારે;
મોહથી છોડાવવાને બનો મોહક કૃપાથીરે,
દ્રોહથી છોડાવવા બનો આપ દ્રોહઘાતીરે,
પ્રેમ પ્રકટાવવા, કરોને પ્રેમી પૂરારે,
લગની લગડાવવા, લાગોને મધૂરારે;
છંદ બીજા છોડાવવા, થાઓને છંદીલારે,
બંધ બધા તોડાવવાને, બનોને હઠીલારે;
સહુ શકિતવાનને દાતાર પાસે માગું રે,
અનુ અકિંચન આશ ધરી પદે લાગું રે.

ભજનોના અંતમાં શ્રી અનંતપ્રસાદજી પોતાના માટે 'અનંત' 'અનુ' અથવા 'અંતુ' એવું ટુંકુ નામ વાપરે છે. એમની કથા રાજા મહારાજાઓ પણ ઘણા રસપૂર્વક સાંભળતા હતા. પોતે પૂર્વજીવનમાં રાધનપુરમાં દીવાન તરીકે કામ કરેલ હોવાથી રાજાઓને માર્મિક રીતે કેમ સમજાવવા તે સારી રીતે જાણતા હતા. લીંબડી, મોરબી, પોરબંદર, હડાળા, વડીઆ વિગેરે રાજ્યોમાં તેમણે રાજાઓ, રાણીઓ તથા રાજપુરૂષો પાસે અનેક વાર હરિકથા કરી તેમને પાવન કર્યા હતા. પોતે મંજીરાની સાથે હારમોનીયમ અને તબલા વગાડવાનું કામ પણ જાણતા હતા અને જ્યાં જેનો ઉપયોગ લાગે ત્યાં તે વાપરતા હતા.

એક વખત પોરબંદરમાં મર્હુમ મહારાણા સાહેબ શ્રી ભાવસિંહજી પાસે ભક્તરાજ શ્રી અનંતપ્રસાદજી હરિકથા કરતા હતા, તે વખતે પોરબંદરના દીવાન સાહેબ પણ બેઠા હતા. દીવાન સાહેબની ઉમર લગભગ ૫૦ વર્ષની હશે. કથા કરતા કરતા શ્રી અનંતપ્રસાદજીએ દીવાન સાહેબને કહ્યું કે "તમારી મોટી ઉંમર થઇ એટલે ભકિતનો અધિકાર થઇ ચૂકયો માટે હવે ભકિત શરૂ કરો." દીવાન સાહેબે જવાબ આપ્યો કે "ભકિત કરવાનું કામ તો મેં પાછળની જીંદગી ઉપર રાખેલ છે." આ હરિકથા થયા પછી ત્રણ મહિના પછી તે દીવાન સાહેબ નોકરી છોડી બહાર ગામ ગયા હતા અને ત્યાં જમતા જમતા લોહીનું દબાણ વધી જવાથી ગુજરી ગયા, હાથમાં કોળીઓ એમને એમ રહી ગયો. તે પછી તરત શ્રી અનંતપ્રસાદજી ફરીથી પોરબંદરમાં મહારાણા સાહેબ પાસે તેમના આમંત્રણથી કથા કરવા આવ્યા હતા. કથાના પ્રસંગ વખતે તેમણે સાંભળનારાઓને સંભળાવી દીધું કે 'એ તો દીવાન સાહેબ જેવાને ખાત્રી રહે કે અમે પાછળની જીંદગીમાં ભક્તિ કરશું, અમને તો કાલ જીવતા રહેશું એટલો પણ ભરોસો નથી તેથી સમજ્યા ત્યારથીજ ભક્તિ શરૂ કરી દીધી છે."

એક પદમાં અનંતપ્રસાદજી ભગવાનને કહે છે કેઃ—
કોને કહીએ કોને ચહીએ, નજર ફરી ફરી તું ભણી દઇએ, ટેક.

જેને કહીએ જેને ચહીએ, તેજ સદા સુખી ન રહે અહીંએ,
પોત પોતાની પડી સર્વને, તેના વળી અમે કયાં થઇએ;
થઇએ તોપણ તેજ જતા રહે, મળે ન શોધ્યા પાછળ કહીંએ;
સૃષ્ટ્યું સકળ અસ્થિર છે અહીંનું, ઉપર ગયે નહિ સ્થિર થઇએ;
સત્ય લોક સુધી પહોંચાં પણ, જન્મ મરણ તન ત્રિતાપ સહીએ,
માત્ર અનંત પ્રાંતે ગતિ સાચી, મરણ પછી ને જીવતાં અહીંએ.

અનંતપ્રસાદજીની હરિકથાના શબ્દો હજુ કેટલાક વૃદ્ધ પુરૂષોના કાનમાં ગુંજ્યા કરે છે. દરેકના મન પર તેમણે પ્રભુ ભક્તિની ઉંડી છાપ એવી પાડી છે કે તે ભુંસાઈ શકે તેવી નથી. ગુજરાત અને કાઠિઆવાડમાં તેમણે ઘણો ભકિત રસ રેડયો છે.

શ્રી અનંતપ્રસાદજી કથા કરવાના છે એટલું લોકોના જાણવામાં આવે કે તરત ઘણી સંખ્યામા લોકો તેમની કથા સાંભળવા ભેગા થતા હતા; અને ઘણે દૂરથી પણ લોકો દોડી આવતા હતા. તેમણે ઘણે ઠેકાણે જન સમાજને હરિકથામૃત પાન કરાવી કૃતાર્થ કરેલ છે. તે કહે છે કે પ્રભુને રીઝવવાનો માર્ગ મેં શોધી કાઢયો છે અને તે નીચે પ્રમાણે છેઃ—

શોચી સમજ્યો મન માંહ્ય, હરિ રીઝે શાથી,
પ્રભુનું પ્રભુમાંજ ગણાય, કોને દે કયાંથી;

જીવ પ્રભુના, મને પ્રભુનું, ઇંદ્રિય તન પણ તેનારે,
ધન સામાન, સાધન પણ તેના સકળ શરીરજ એનારે.

+ × × ×

મળ્યુ તેટલું બધું ખરચવું, જેનું તેને માટે રે,
અનુ સુઝાડયું તેમજ ગાડું, ચલવું સીધી વાટેરે.

× × × ×

માલિકને મૂકી કયાં જઇએ, એમાં રહીએ, એનાં છઇએ,
સત્ય ભલે નવ લક્ષે લઇએ, એ વિણ કોઇ કશું નથી કહીએ.

× × × ×

જન્મ મરણ તો દેહ બદલવી, નથી બદલાતા એતો કહીએ,
બદલે કયાંથી બધે સદા છે, એમાં અમે ગમે ત્યાં હઇએ.

+ + + +

નહિ ભૂલીયે સત્ય હવે એ, નહીં બીજાનાં કહીએ થઇએ,
જેનાં છઇએ તેના થઇએ, અનંત ઉરનું એને કહીએ,

+ + + +

વ્હાલાનું લાગે બધું વ્હાલું, જેમ જ્યાં જ્યાં જીવ જુગતે ઘાલુંરે.
અંગે અંગ અદભૂત નખરાળું, જહાં નાંખો ત્યાં જાય ચિત્ત ચાલ્યું.

જેલનો કેદી અને જેલનો પોલીસ બન્ને જેલમાં રહે છે છતાં કેદીને બંધન લાગે છે, પોલીસને બંધન લાગતું નથી. કેદીને મફત ખાવાનું મળે છે અને નિરાંતે સુવાનું મળે છે. પોલીસને નોકરી કરવી પડે છે અને નિરાંતે ઉંઘ પણ આવતી નથી, છતાં પોલીસની ભાવનામાં બંધન નથી તેમ જે પ્રભુ રૂપી રાજાનો સેવક થયો તે જેલમાં છતાં જેલમાં નથી એટલે કે સંસારમાં હોવા છતાં સંસારમાં નથી.

આવી દશા હમેશાં બની રહે તેટલા માટે અનંતજી સાધન માટે કહે છે કે :—

રાગ–દેશ

ખાલી જગની વાતો માંહે, વચં નવ ગાળવું રે, ચેતી ચાલવું રે,
કામ પ્રસંગે રહેવું જનમાં, પણ પ્રભુ સ્મરણ રાખવું મનમાં;
માર્ગ ચુકે કે સત્વર પાછું વાળવું રે—ખાલી જગની....૧
લોકો બોલે તે સાંભળવું, વૃથા કુથલીમાં નવ ભળવું;
રળવું મનમાં પ્રભુ ભજનમાં મહાલવું રે—ખાલી જગની....૨
નવરાશમાં કુતર્ક ન કરવા, મુખથી મનથી હરિ સમરવા,
લીધું પણ તે બનતાં સુધી પાળવું રે—ખાલી જગની....૩
જગ સુખ વધશે ને દુઃખ ઘટશે, લખચોરાશી ફેરા મટશે;
અનંત અંત લગી એવું સંભાળવું રે—ખાલી જગની....૪

એક આખ્યાનમાં અનંતપ્રસાદજી કહે છે કે શરણાગત રક્ષણ ધર્મ ઘણોજ મોટો ગણાયો છે. જેને કષ્ટ પડે તે શરણ આવે. જેનું રક્ષણ જેને શરણે આવે તેણે પોતાના શીર સાટે પણ કરવુંજ જોઇએ. એ નિયમ રણસંગ્રામમાં પણ પળાય છે, જ્યાં રક્ષણનો વાવટો દેખાડયો કે યુદ્ધ અટકે છે અને જે સામી બાજુના શત્રુ હોય તેને શિક્ષાને બદલે રક્ષણ મળે છે. જેનું શિર કાપવાનો વખત હોય અને તેણે ઘોર અપરાધ કર્યો હોય તોએ જો તે યુદ્ધ ક્ષેત્રમાં શરણ આવે તો તેને રક્ષણ મળે છે. એજ નિયમ ભક્તિ માર્ગમાં છે. વિભીષણ રામચંદ્રજીને શરણે આવ્યા ત્યારે રામચંદ્રજીએ કહ્યું હતું કે રાવણ પણ જો શરણે આવે તો હું તેને અભય વચન આપું. માણસોએ કરેલું કરજ બે રીતે પતી શકે છે. એક, કરજ ભરીને બોજો ઓછો કરવો; બીજી રીતે, લેણદાર કરજ માફ કરે છે. તેવીજ રીતે ભગવાન પોતાના અનુગ્રહથી શરણાગત જીવની ભૂલો માફ કરે છે તેથી અનુગ્રહ થયા પછી તે કર્મના ફેલ ભોગવવાં પડતાં નથી.*

પંચાવન વર્ષની ઉમરે અનંતપ્રસાદજી ફરીથી દક્ષિણમાં શ્રીરંગજીની જાત્રાએ ગયા. ત્યાં શ્રી રંગનાથ ભગવાનને

* જ્ઞાન માર્ગવાળા કહે છે કે આત્મા કર્તા નથી માટે ભોક્તા નથી. ભક્તિ માર્ગવાળા કહે છે કે બધું ભગવાનની સત્તાથી થાય છે તેથી જીવ શરણાગતિથી કર્મ બંધનથી છૂટે છે. બન્ને રીતે જીવ કર્તા થતો નથી.

એક વખત ૧૦૫ ડીગ્રી સુધી તાવ હતો, તે વખતે કોઇએ શ્રી કૃષ્ણનું આખ્યાન વાંચવું શરૂ કર્યું અને જન્મ પ્રસંગ આવ્યો કે તરત પોતે આનંદમાં આવી ગયા અને જોરથી " નંદ ઘેર આનંદ ભયો, જય કનૈયા લાલકી; વાહ પ્રભુ વાહ " એમ બોલવા લાગ્યા.

બીજી વખતે શ્રી મદનમોહનજીની હવેલીમાંથી આવેલ ભગવત પ્રસાદીની ફૂલમાળા તેમને આપવામાં આવી ત્યારે તેને છાતીએ ચાંપી " વિદાયગીરી આવી " એવું પોતે બોલ્યા. શ્રી રંગનાથજીનો પ્રસાદ ઘરમાં હતો. તે પોતે માગી લીધો. તેમને મૃત્યુનો કશો ડર હતો નહિ. યમરાજાએ પોતાના દૂતોને કહી રાખેલ છે કે " હું અને આ વિશ્વ બધાં વાસુદેવ રૂપ છે. " એવી જેની અચલ બુદ્ધિ થઇ ગઇ છે તેમની પાસે તમારે જવું નહિ.

થોડી વાર પછી પોતે ધ્યાનમાં લીન થયા. સ્થૂલ શરીર છોડવાનો વખત નજીક આવતો હતો, પાસે બેઠેલા બધા ભગવાનનું નામ લેતા હતા. આખા ઘરમાં અગરબત્તી ધૂપ, દીપ અને નામ કીર્તનથી સુગંધી ફેલાઇ ગઇ હતી. તે વખતે તેમની પત્ની દમનગૌરીએ અને તેમના મિત્ર બાબારાયભાઇએ તેમનુંજ રચેલું નીચેનું પદ ગાયું :—

અંતે એજ પ્રભુ અલબેલો લેવા આવશેરે....દયા જણાવશેરે.
શંખ ચક્ર ગદા કર ધારી, કરી ગરૂડજી ઉપર સ્વારી;
મનહારી, નિજ સુરત મન બતાવશેરે—અંતે૦

આર્ત્ત થઇને કહ્યું કે "હે રંગપતિ ! ભૂ-વૈકુંઠનો આનંદ મેં ખૂબ ભોગવ્યો પરંતુ હવે પરમપદ શ્રી વૈકુંઠમાં આપનો પરિપૂર્ણ પ્રેમનો અનુભવ લેવાની ઇચ્છા થાય છે માટે હવે જલ્દી બોલાવી લ્યો." અને ત્યાંજ સત્સંગીઓને જણાવી દીધું કે આ મારી છેલ્લી જાત્રા છે. જાત્રાએથી વળતાં મુંબાઇમાં એક જગ્યાએ પગ ખસી જવાથી તેમના ડાબા પડખાની પાંસળી તુટી ગઇ અને હરસનું જોર વધ્યું. થોડા દિવસમાં મુંબઇથી માંગરોળ ગયા. ત્યાં ગયા પછી તેમણે બધા સગા અને મિત્રોને કહ્યું કે "મારો દેહ આજથી આઠમે દિવસે મ્હેસાણામાં મારા મિત્ર બાબારાયભાઇને ત્યાં પડવાનો છે માટે જેને ખબર આપવી હોય તેમને આપી દેજો." તેમના કહેવા પ્રમાણે મિત્રોને, સગાને અને તેમના ભકતોને ખબર આપવામાં આવી. બે ત્રણ દિવસ પછી માંગરોળથી મ્હેસાણા જવા નિકળ્યા. રસ્તામાં વાંકાનેર સ્ટેશને તેમના એક સ્નેહી ડાકટરે કહ્યું કે "આવી નબળી હાલતમાં મુસાફરી કરો છો તે ઠીક લાગતું નથી." ભકતરાજે જવાબ આપ્યોઃ– "હું મ્હેસાણા જાઉં છું અને ત્યાંથી પાંચ દિવસ પછી Eternal Rest ( નિત્ય શાંતિના સ્થાન ) માં જવાનો છું." તેમની ઇચ્છા પ્રમાણે તે મ્હેસાણા પહોંચ્યા.

મ્હેસાણે પહોંચ્યા પછી તાવ વધતો જતો હતો પણ મુખેથી શ્રી હરિનું મંગળ નામ સતત જપ્યા કરતા હતા.

એક વખત ૧૦૫ ડીગ્રી સુધી તાવ હતો, તે વખતે કોઇએ શ્રી કૃષ્ણનું આખ્યાન વાંચવું શરૂ કર્યું અને જન્મ પ્રસંગ આવ્યો કે તરત પોતે આનંદમાં આવી ગયા અને જોરથી " નંદ ઘેર આનંદ ભયો, જય કનૈયા લાલકી; વાહ પ્રભુ વાહ " એમ બોલવા લાગ્યા.

બીજી વખતે શ્રી મદનમોહનજીની હવેલીમાંથી આવેલ ભગવત્ પ્રસાદીની ફૂલમાળા તેમને આપવામાં આવી ત્યારે તેને છાતીએ ચાંપી " વિદાયગીરી આવી " એવું પોતે બોલ્યા. શ્રી રંગનાથજીનો પ્રસાદ ઘરમાં હતો. તે પોતે માગી લીધો. તેમને મૃત્યુનો કશો ડર હતો નહિ. યમરાજાએ પોતાના દૂતોને કહી રાખેલ છે કે " હું અને આ વિશ્વ બધાં વાસુદેવ રૂપ છે. " એવી જેની અચલ બુદ્ધિ થઇ ગઇ છે તેમની પાસે તમારે જવું નહિ.

થોડી વાર પછી પોતે ધ્યાનમાં લીન થયા. સ્થૂલ શરીર છોડવાનો વખત નજીક આવતો હતો, પાસે બેઠેલા બધા ભગવાનનું નામ લેતા હતા. આખા ઘરમાં અગરબત્તી ધૂપ, દીપ અને નામ કીર્તનથી સુગંધી ફેલાઇ ગઇ હતી. તે વખતે તેમની પત્ની દમનગૌરીએ અને તેમના મિત્ર બાબારાયભાઇએ તેમનુંજ રચેલું નીચેનું પદ ગાયું :—

અંતે એજ પ્રભુ અલબેલો લેવા આવશેરે....દયા જણાવશેરે.
શંખ ચક્ર ગદા કર ધારી, કરી ગરૂડજી ઉપર સ્વારી;
મનહારી, નિજ સુરત મન બતાવશેરે—અંતે૦

નાડી વધી તૂટતી જાશે, વ્યાકુલ જીવ ઘણો ગભરાશે,
ત્યારે પાસે આવી શુદ્ધિ લાવશેરે—અંતે૦
અતિ ઉમંગે નીકળી તનથી, દિવ્ય દેહ શોભિતા વદનથી,
અનંત શ્રી વૈકુંઠ વિશે વિરાજશે રે—અંતે૦

એ સાંભળી પોતે જવાબમાં કહ્યું "Yes." છેલી વખતે પતિને શાંતિથી ભગવાનનું નામ સંભળાવનાર સતિ સ્ત્રીઓ હાલમાં બહુ ઓછી થઇ ગઇ છે. દમનગૌરી બ્હેન આદર્શ રુતિ હતા અને પતિને તેમની જીંદગી સુધી ભક્તિમાં મદદ કરી હતી.

ભક્તરાજનો શ્વાસ ધીમો થતો ગયો. સામે શ્રી દ્વારકાનાથજીની છબી હતી, તેનાં તરફ તેનાં વિચારશીલં ચક્ષુ હસ્તા હસ્તા આનંદઘન બની શાંત થયાં. તેમના દેદીપ્યમાન વદનથી કેટલાકને લાગ્યું કે હજુ શ્વાસ ગયો નથી. નથી થઇ ડચકી, નથી આવી હેડકી, નથી કફ, નથી ઘોઘરો અવાજ અને નથી થઇ ચ્હેરા ઉપર કાંઇ વિકૃતિ. આવી રીતે તા. ૨૬-૬-૧૯૧૭ અષાડ શુદ ૩ ને શુક્રવારના રોજ આ સ્થૂલ દેહનો ત્યાગ કરી તે પ્રભુપદમાં સિધાવ્યા.

તેમને પુત્ર પરિવારમાં કાંઇ નહોતું, તેથી પોતાની જે મિલકત પોતે પ્રમાણિકપણે મેળવી હતી તેનું જીવતાંજ વીલ કરી ઘણો ભાગ ધાર્મિક કામોમાં વાપરવા માટે નિયત કરી રાખેલ હતો. તેમને વંશ ન હોવા માટે

જ્યારે કોઇ મિત્ર અથવા શિષ્ય વર્ગ તેમની પાસે શોક કરતા ત્યારે પોતે કહેતા કે પુત્ર પરિવાર સારા ચારિત્રવાળા હોય તો ઠીક નહિતર પુત્ર કપુત અથવા નાલાયક હોય તો બધા પિતૃઓને તકલીફમાં નાંખે છે તેથી જે પ્રભુના પ્યારા ભક્ત છે તેઓને પ્રભુ પરિવાર આપતા નથી અથવા હોય તો પ્રભુ તેને ઉઠાવી લે છે.

દેહ છોડવા પહેલાં છેલાં પંદર વર્ષ તે કેવળ ભગવત પરાયણ હતા. મિત્રોને ઘણીવાર કહેતા કે " મને પરોક્ષ રીતે પ્રભુની સહાય હજારો વાર મળેલ છે અને સ્વપ્નદ્વારા દેવનું દૈવી દર્શન અનુભવ્યું છે." તે ભગવાનના ગુણો સાંભળીને આનંદમાં ઉછળતા, તેમના શરીરમાં રોમાંચ ખડા થતા, અશ્રુઓનો પ્રવાહ ચાલતો અને ઘણીવાર ગળગળા થઇ જતા હતા. કેટલીક વાર કંઠ ખુલો મૂકીને ગાતા, કદી હસતા અને કદી ભગવાન માટે રડતા હતા.

હિંદી અને ગુજરાતી ભાષામાં તેમણે સાઠ પુસ્તકો લખ્યા છે. ભકિત માર્ગની પદ્ધતિએ ગીતા ઉપર ટીકા લખી છે અને ઉપનિષદ અને બ્રહ્મ સુત્રના શ્રી ભાષ્યના અનુવાદ કર્યાં છે. લગભગ ૧૨૫ થી વધારે ભકતોના આખ્યાનો લખ્યા છે અને તેમાંથી ૮૪ આખ્યાન તો 'આનંદ' નામના માસિકમાં છપાઇ ગયા છે. તેમનું હજુ કેટલુંક અપ્રસિદ્ધ સાહિત્ય હડાળાના દરબાર સાહેબ શ્રી વાજસુરવાળા પાસે છે.

મુકવામાં આવેલાં છે. તે સ્મારક તેમના મિત્ર બાળારાયભાઈએ બંધાવેલ છે અને તે ખુલ્લું મુકવાની ક્રિયા વડીઆના ના૦ દરબાર સાહેબ શ્રી સુરગવાળાએ કરેલી છે.

નોંધ :—શ્રી અનંતપ્રસાદજીએ અસંખ્ય પદ પ્રભુ ભક્તિ વિષે લખેલા છે. તેમનાં પદ સંગ્રહનું ૧૨૦૦ પાનાનું મોટું પુસ્તક વડાળાના દરબાર સાહેબ શ્રી વાજસુરવાળા પાસેથી મળી શકે છે. તેની કિંમત રૂ. ૬) છે; અને અનંત આખ્યાનમાળાના બે ભાગ અમદાવાદના બુક સેલર રા. જીવનલાલ અમરશીને ત્યાં મળે છે. શ્રી અનંતપ્રસાદજીમાં એવી શક્તિ હતી કે વાતચિત કરતાં કરતાં પદ બનાવી લેતા હતા. તે શીઘ્ર કવિ હતા. તેમનાં પાંચ પદ આંહી આપી તેમનું વૃતાંત સમ આપ્ત કરૂં છું. :—

પદ ૧ રાગ-ઝીંઝોટી.

જગત પતિ દામણે બંધાય, ( ૨ )
જેની કરોડમી શક્તિમાં, ફસેલ છે સહુ જીવ સમુદાય.
સુરનર મુનિવરને ધ્યાન ન આવે, તે જશોદાના કરમાં સપડાય,
શ્રમ કે સંકટ કશું નવ એને, માત્ર સ્વજન રીઝવવા ચહાય,
સ્વતંત્ર શ્રી વર જોઈ ભક્ત વશ, જશોદાના કરમાં સપડાય;
ભક્તાધીનની છાપ ગખવા, દામોદર પોતે ગવાય.

પદ ૨.

જો એક વશ થાય તો, તે એક બસ થાય,
કાં અનેક પંથે ધાય, એકથી સહુ સધાય:
એકજ દેવ કરો, એકજ પંથે વીચરો,
અનુ એકજને વરો, ઠરો સુભાગી સદાય.

તેમના દેહાવસાન પછી તેમના જેવી કથા તેમના શિષ્ય જુનાગઢવાળા ત્રીકમજી મહારાજ કરતા હતા પણ હાલ કોઈ એવી ઢબની હરિકથા કરવાવાળા જોવામાં




ભક્ત કવિ કેસરી મહાત્મા અનંતપ્રસાદ ત્રીકમલાલ વેદાંત પુસ્તક મંદિર
(શ્રી લક્ષ્મીનારાયણ મંદિર, ભઠ્ઠીવાડો, પાટણ. (ઉ. ગુ.))

આવતા નથી. તેમના સ્મરણમાં ગઇ સાલ પાટણમાં વૈષ્ણવ વેદાંત પુસ્તક મંદિર, અને તેમની છબી ખુલ્લાં

મુકવામાં આવેલાં છે. તે સ્મારક તેમના મિત્ર બાબાશાયભાઈએ બંધાવેલ છે અને તે ખુલ્લું મુકવાની ક્રિયા વડીઆના ના૦ દરબાર સાહેબ શ્રી સુરગવાળાએ કરેલી છે.

**નોંધ :**—શ્રી અનંતપ્રસાદજીએ અસંખ્ય પદ પ્રભુ ભકિત વિષે લખેલા છે. તેમનાં પદ સંગ્રહનું ૧૨૦૦ પાનાનું મોટું પુસ્તક હડાળાના દરબાર સાહેબ શ્રી વાજસુરવાળા પાસેથી મળી શકે છે. તેની કિંમત રૂ. ૬| છે; અને અનંત આખ્યાનમાળાના બે ભાગ અમદાવાદના બુક સેલર રા. જીવનલાલ અમરશીને ત્યાં મળે છે. શ્રી અનંતપ્રસાદજીમાં એવી શક્તિ હતી કે વાતચિત કરતાં કરતાં પદ બનાવી લેતા હતા. તે શીઘ્ર કવિ હતા. તેમનાં પાંચ પદ આંહી આપી તેમનું વૃતાંત સમ આપ્ત કરું છું. :—

પદ ૧ રાગ–ઝીંઝોટી.

જગત પતિ દામણે બંધાય, (૨)
જેની કરોડમી શકિતમાં, ફસેલ છે સહુ જીવ સમુદાય.
સુરનર મુનિવરને ધ્યાન ન આવે, તે જશોદાના કરમાં સપડાય,
શ્રમ કે સંકટ કશુ નવ એને, માત્ર સ્વજન રીઝવવા ચહાય,
સ્વતંત્ર શ્રી વર જોઈ ભકત વશ, જશોદાના કરમાં સપડાય;
ભકતાધીનની છાપ રાખવા, દામોદર પોતે ગવાય.

પદ ૨.

જો એક વશ થાય તો, તે એક બસ થાય,
કાં અનેક પંથે ધાય, એકથી સહુ સધાય,
એકજ દેવ કરો, એકજ પંથે વીચરો,
અનુ એકજતે વરો, ઠરો સુભાગી સદાય.

પદ-૩ "આજ શ્યામ"-એ રાગ.

શોધી સાચા સંત સુખે સેવો ચિત ચાહીને;
સેવો ચિત ચાહીને, ન જરીએ સંકુચાઇને. શોધી. ટેક.
ભવજળનું એજ નાવ, અપાવે હરિનો લ્હાવ;
આવ્યો અનુ દાવ, જશે ફોગટ ખરચાઇને. શોધી.

પદ-૪ ખમાચ

ગુણ ગાયે જે ચાહે તે થાયે સહાય,
પ્રીતિથી સ્વવશ થઇ જાય જગરાય.
અન્ય ઉપાય કઠણ અનુ કલિમાં,
આ તો સદા સહુથી સુખેથી કરાય.

પદ-૫ (માથાના મુગટ-એ રાગ.)

મ્હોટાઓના મ્હોટાનો વસીલો છે અમારે રે,
એ જ સાચો અંતે મ્હોટા મ્હોટાઓ સ્વીકારે રે...ટેક
મ્હોટાઓના મ્હોટા છતા, છોટા સાથે છોટારે,
તેને એવા મ્હોટા કરે, જેના નહિ જોટારે...મ્હોટા૦
મ્હોટા પિતા તણા પુત્ર, છીએ સહુ સાચારે,
જાણે ન પ્રમાણે તે ન માણે રહે કાચારે...મ્હોટા૦
ઓળખ્યા અમે તો મ્હોટાઓની કરૂણાથીરે,
એજ છે મ્હોટાઓ શિષ્ય સુધારવા સાથીરે.. મ્હોટા૦
જોડશે સેવામાં તે કરીને યોગ્ય જોડીરે;
અનુ રહે નચિંત રાખ્ય ચિત્ત પદે ન્હોડીરે...મ્હોટા૦



બ્રહ્મર્ષિ શ્રી સાગર મહારાજ



૩૩

## બ્રહ્મર્ષિ

## શ્રી સાગર મહારાજ

કવિ, ભક્ત, ભક્ત-કવિ, સાહિત્યસેવક, સંગ્રહકાર, સંશોધક, અગ્નિહોત્રી, સૂફી અને બ્રહ્મર્ષિ—એવી વિરલ વિવિધ વિભૂતિઓવડે વરાયલા શ્રી સાગર મહારાજની એક જ વિભૂતિ જે વડે એ અમરપદ પામ્યા તે-એમનું ભક્તજીવન-એની જ ટૂંકી રૂપરેખા અત્રે આલેખી છે.

એઓ જ્ઞાતિએ મોઢ બ્રાહ્મણ અને અમદાવાદ નજીક સરખેજના વતની. એમનો જન્મ જંબુસરમાં તા. ૭ મી ફેબ્રુઆરી ૧૮૮૩ ના રોજ દર ચૌદ વર્ષે આવતા મહોદય પર્વને દિવસે થયો હતો. એમના પિતા શ્રી દામોદરદાસ રણછોડભાઈ ત્રવાડી અને માતા રૂક્મણીબા બન્ને કેળવણી ખાતામાં હેડમાસ્તર અને હેડમિસ્ટ્રેસ હતાં. એમણે પ્રાથમિક અને માધ્યમિક મળી અંગ્રેજી સાત ધોરણ સુધી

અભ્યાસ કર્યો હતો. કોઇ ઠેકાણે સતત નોકરી કરી નહી. એક જ જગાની છ સાત માસની નોકરીથી તો કંટાળી ગયા. ત્યાર પછી હિમાચલની તપોભૂમિમા તપ કર્યું તે જ અરસામા, ગીતા, ઉપનિષદો, બાઇબલ અને ઇસ્લામ ધર્મના પુસ્તકોનુ અધ્યયન કર્યું અને આધ્યાત્મિક પ્રવાસ શરૂ કર્યો. એમસર્ન અને સ્વીડનબર્ગના મનનીય પુસ્તકોનો પણ એજ સમયે એમણે અભ્યાસ કર્યો. ગૃહસ્થ જીવનની શરૂઆતમા જ આમ માર્ગ બદલાયો અને કેટલાક વર્ષો હિમાલયમાં ગાળ્યા બાદ ઇ. સ ૧૯૧૬મા ચિત્રાલ તા. પાદરા ( વડોદરા રાજ્ય ) મુકામે આશ્રમ વસાવીને વાનપ્રસ્થ જેવુ એકાન્તિક અને ભજનાનન્દી જીવન ગાળ્યું. ઇ સ. ૧૯૩૬ ના ઓગસ્ટની ૧૭મી તારીખે એમણે પાચભૌતિક દેહનો ત્યાગ કર્યો

એમના જીવનના પસંગોની ટૂંકી નોધ આટલામા જ આવી જાય. પરન્તુ એમનુ આન્તરજીવન, જેના નિયમન અને પાલન વડે એમણે ભગવાનનો અનુભવ કર્યો અને જીવન સફળ કર્યું એ જીવન અલૌકિક હતું.

એમનું હૃદય સ્વભાવે જ ઘણું કોમળ હતું. જે બનાવ એમના જીવનમાં બને તેની એમના હૃદયમા ઘણી ઉંડી છાપ પડતી. આ આર્દ્રતા જ એમના કવિત્વ, તત્ત્વચિન્તન અને ભજનકીર્તનમય જીવનના મૂલરૂપે હતી.

**યુવાવસ્થામાં જ ગૃહસ્થ જીવનને છેલ્લી સલામી**

કવિતા લખવા કલમ ઉપાડતાં જ, અઢાર વર્ષની તરુણ વયે એમણે ગઝલમાં ગાયું:–

ચઢ્યું આ ચિત્ત ચકડોળે, ખરો કૈં માર્ગ ખોળે છે,
અને ઉરવૃત્તિઓ મ્હારી, બધી યે ત્યાગ બોલે છે.
+ + + +
ન જોડાયો ન જોડાવું, ન સંસારે ડગો માપૂં,
ન રૂઢિને નમ્યું આપું, ભલે ગૃહ જંગલે સ્થાપૂં.

પીસ્તાળીસ વર્ષની વયે એમના પિતાનું મૃત્યુ થયું અને એ બનાવે એમના હૃદય પર ઘણી અસર કરી. ત્યાંથી જ એ જગતની નિઃસારતા અને પ્રભુમય જીવનની મહત્તા ઓળખતાં શિખ્યા. જ્ઞાતિ અને સમાજ સુધારણાની એમની ભાવના, ગૃહસ્થ જીવન, કવિ જીવન અને માનવ જીવનની તમામ આકાંક્ષાઓ–એ બધું જ વ્યર્થ છે, પરમાત્માની ભક્તિ એ એક વડે જ માનવજીવનની સાર્થકતા છે એ પાઠ પુરેપુરો ભણીને જ એમણે ઉચ્ચાર્યું:

સગાં,સંબંધીઓ, વ્હાલાં, બધાં વ્હાનાં જૂઠાં ઠાલાં.
પિતા માતા પતિ પત્ની, અરે રે માત્ર કહેવાનાં !
(દીવાને સાગર પૃ. ૧)

અને હિમાચલ જતાં આ એમની પ્હેલી જ ગઝલમાં:–

ક્ષમા માગૂં ! દયા માગૂં ! બધું ત્યાગૂં, રજા માગૂં:
અને બસ એ જ અજમાવૂં લલાટે જે લખાવેલૂં.
(દીવાને સાગર પૃ. ૨)

એવું લખીને ગઝલ પૂરી કરી.

એ "લલાટે લખાવેલૂં" તે એમનો ત્યાગ. એમના કાવ્યજીવનના નિષ્કર્ષ રૂપે લખાયલા એમના મહદ્ ગ્રન્થો

(૧) દીવાને સાગર દફતર પ્હેલું (૧૯૧૬) અને (૨) દીવાને સાગર દફતર બીજું (૧૯૩૬) એ જોતા પણ ફલિત થાય છે કે એમની અન્તરની ત્યાગવૃત્તિ જેમ જેમ પરિપકવ અને સિધ્ધ થતી ગઇ તેમ તેમ એમનો કાવ્ય પ્રવાહ પણ બદલાતો ગયો. "થાકેલું હૃદય" લખનાર અને ગૂજરાતી ગઝલોનો સંગ્રહ કરનાર તેમ જ છંદ અને વૃત્તમા ખંડ કાવ્યો લખનાર લેખક ભજન અને ભકિતમય જીવનમાં આગળ વધતાં હિમાલયના પ્હાડોમાં કાવ્યદેવીને પણ ભગવાં જ કપડાં પ્હેરાવે છે. જુવોઃ—

## હિમાચલ નિવાસ અને ભક્તિમય જીવનનું દઢીકરણ.

(૧)

પળ પળ ભજ **પરિબ્રહ્મ.**

જન્તુવા ! પળ પળ ભજ **પરિબ્રહ્મ.**

નહીં રે ટકે ત્હારૂં માટીનૂં ખોરડૂં ! ચેતી લે–હાં–એકદમ !
જન્તુવા૦
કાયમ ઘરમાં તૂં ઘર કરી લે, ભાઇ ! સુફલ કરી લે જનમ !
જન્તુવા૦
બાહ્યાન્તર કર જપ **दासोऽहम्** ! પ્રીતે ઠરવજે કદમ !
જન્તુવા૦
જ્ઞાન વિરાગે 'હરિ હરિ' રટજે–આદિને અન્તે ઓરૈમ્ !
જન્તુવા૦
સચ્ચિતિસાગર પૂર ઉલટતાં, જાગે છે સૂર सोऽहम् !
જન્તુવા૦

(દીવાને સાગર પૃ. ૪૪૫)

(૨)

ભકિતને પન્થે પધારો !

જીવડલા ! ભકિતને પન્થે પધારો !

માયાની સોબત મન થકી મ્હેલી ! બગડેલી બાજી સુધારો!

જીવડલા૦

ખાતું ચ્હડી ગયૂં! ચેતી લ્યો, લૈયા! કયાં સૂધી નિભશે ઉધારો?

જીવડલા૦

હૂં-હૂં ને થાનક થાપો હરિનેઃ પ્રકટ થશે પ્યારો પ્યારો !

જીવડલા૦

કીજે નહીં, બાપ.! જૂઠા વેપારોઃ તજીએ એ મનના વિકારો!

જીવડલા૦

લળી લળી સાગરવળી વળી વિનવેઃ જ્ઞાન વિનના નથી આરો!

જીવડલા૦

( દીવાને સાગર પૃ. ૪૪૫ )

આ સમયમાં જ એ પોતાના એક મિત્રને લખે છેઃ—

"કશું લખવું ગમતું નથી. મ્હારી કવિતા મ્હને રૂચતી નથી. ઉર્દૂ ગઝલો મ્હને બહુ સારી લાગે એ મ્હારો સ્વભાવ પણ કોણ જાણે કેમ બદલાઇ ગયો ! કવિતા તરફ પ્રીતિ કે રૂચિ જ થતી નથી.

ફક્ત ગમે છે એટલું કે ગમે તો મનમાં પણ નરસિંહ મહેતા, મીરાંબાઇ, ધીરો, કબીર, દયારામ અને એવા ભક્તોની પ્રેરિત વાણી વાંચવી યા સાંભળવી અને ' અનલહક અનલહક ' વિચાર્યા કરવું "

ઉષ્ણતામાપક યંત્રમાં જેમ હવામાન જરાક બદલાય તો તરતજ પારો ઉંચો કે નીચો જાય તેવી રીતે શ્રી સાગર મહારાજના હૃદયમાં જે જે આવિર્ભાવો આવતા તે તમામ--સારા કે ખોટા--ની પોતે નોંધ કરતા એવું એઓ-શ્રીની નોંધપોથીઓ પરથી જણાય છે.

પરમાત્માનું ભજન, કીર્તન અને સ્મરણમાં એ હમેશ લીન રહેતા. સંત પુરૂષના હૃદયમાં હમેશ **જગતની અસારતા અને પ્રભુનું જ કેવલ અસ્તિત્વ** હોવાના વિચારો વારંવાર જ આવ્યા કરે છે એ નીચે, એમની નોંધ-પોથીમાંથી આપેલા ઉતારા ઉપરથી સિદ્ધ થશેઃ—

"One thing is certain that these pretty surroundings are either to leave this body or this body is to leave them. Sooner or later this is surely to be enforced upon all beings by Time-by Nature; and no alternative: but he who is internally dead and who leads a real daily life of purely and perfectly non-attachment, is quite fearless. Time and space are nothing to him, who has no desire within him even in the least-no desire for fame or name, on

desire for any earthly possession–Aye ! neither for heaven nor for any godly things, nor for divine powers. His own mind always remains fully intoxicated with Godly Wine–superconsciousness–and he is not only happy but he is really one with the Original Source of all happiness. He himself is in unification with Eternal Happiness i. e. Eternal Love and Eternal Bliss. There's nothing like pain, sorrow or death and such words in the dictionary of his Volume of Life. Om ! Love !

Sagar Om Peace."

ભાવાર્થ કેઃ—

"આ શરીર તેની આસપાસની સુન્દર વસ્તુઓને ત્યજી દેશે અથવા તો વસ્તુઓ શરીરને ત્યજી દેશે એ વાત ચોક્કસ છે. વ્હેલું કે મોડું પણ કાલે કરીને–કુદરતી જ આમ બનવાનું જ–બીજો કોઇ માર્ગ જ નથી; પરન્તુ જેણે પોતાની વૃત્તિઓ પુરેપુરી શમાવી દીધી છે અને જે પોતાનું હમેશનું જીવન જલકમલવત નિર્લેપી–નિસ્ત્રૈગુણ્ય–ગાળે છે તેને કશો ભય નથી. જેણે ઇચ્છા માત્રને શમાવી દીધી છે, જેને કીર્તિ કે નામનાની પર્વા નથી, જેને જગતના કોઇ પણ પાર્થિવ પદાર્થ તરફ મોહ નથી તેને દેશકાલનાં બન્ધનો નડતાં નથી. એનું હ્રદય હંમેશાં સચ્ચિદાનંદ પરબ્રહ્મની લહેરોમાં મસ્ત હોય છે. એ સુખી છે એટલું જ માત્ર નહીં પરન્તુ બધાય સુખના મૂલતત્વ–પરબ્રહ્મ–સાથે તે કાયમની એકતા અનુભવે

**છે. સનાતન સુખ, સનાતન સ્નેહ અને સનાતન** આનન્દમાં જ એ રમ્યા કરે છે. દુઃખ, દિલગીરી કે મૃત્યુ જેવા શબ્દો એના જીવનના શબ્દકોષમાં નહીં જડે.

ઓમ્ પ્રેમ
सागर ओम् शान्ति "

પરમાત્માનો વિરહ આપણને તીવ્ર દુઃખમય અને ગાંડાંઘેલાં બનાવી મૂકે, આપણે આપણું ભાન જ ભૂલી જઇએ અને "તૂં હિ તૂંહિ" નો નાદ હરદમ લાગેલો જ રહે ત્યારે જ આપણે ભક્તિમાર્ગના સાચા પ્રવાસી થઇએ. એ દર્દ, એ વિહળતા અને એ તાલાવેલી-એ નાદ કાયમ ટકી રહે અને જગતનાં તમામ સુખને ભોગે પણ આપણે શ્રી હરિને જ ભજીએ તો જ આપણે એને પામીએ. શ્રી સાગર મહારાજે પોતાનાં કાવ્યોમાં, ભજનોમાં તેમ જ ઉપદેશમાં મિત્રો તેમ જ મુમુક્ષુઓને આજ વાત વારંવાર સ્પષ્ટ કરી છે.

એમનાં કાવ્યો અને ભજનોનો પ્રથમનો સંગ્રહ ઇ. સ. ૧૯૧૬માં " દીવાને સાગર " છપાયેલો. એ ગ્રન્થ "દીવાને સાગરમાં " આપેલા " મૂર્છના " નામના કાવ્યમાં ઉચ્ચાર્યું:—

છે શાન્ત તૂં ? હૃદય ! ઉત્તર 'ના' મળે છે !
રે દર્દ ! દર્દ ! ઉર દર્દ લવ્યાં કરે છે !

( દી. સા. પૃ. ૨૭૦ )

× × × ×

મૂકી અજાયબ શી અગ્નિની ચીનગારી,
વર્ષો વીત્યાં, પણ હજી હું બળ્યાં કરૂં છું !
( દી. સા. પૃ. ર૭ર )

## પ્રભુવિરહની પરાકાષ્ઠા

દર્દની આ પરાકાષ્ઠા છે. આ પિયુના પોકારો જ મનુષ્યને ઉંચે લઇ જાય છે, એને દેવ બનાવે છે. શ્રી સાગર મહારાજ આવા અપ્રતિમ સ્નેહને ખુબ મહત્વ આપે છે. એની એ દૃષ્ટિ વિવિધ સ્વરૂપોમાં પણ સ્નેહ જ જુવે છે :—

મ્હારા ગુરુની કરુણા મુજ નેત્ર આંજે,
ને માપું કૃષ્ણ, ઇસુ, ગૌતમ એક માપે.
( દી. સા. પૃ. ૩૧૬ )

ભગવાનનું ભજન કરવામાં પંડિતાઇની જરૂર નથી. એ તો લહે લાગવી જોઇએ. તલ્લીન થવું જોઇએ, તદ્રત્ થવું જોઇએ, એવું શ્રી સાગર મહારાજનું મન્તવ્ય છે. જુઓ:—

બ્રહ્મ ચર્ચા જુવો, શું છે ? ફિલ્સુફોની અસંમતિ,
પુસ્તકો વ્યર્થ કાં ઘોશે સાચા સ્નેહીની આંખડી ?
( દી. સા. પૃ. ૩૧૮. )

## પરમાત્માનુભવમાં સાચી ભક્તિ અને દ્રઢ શ્રદ્ધાની જ ખાસ આવશ્યકતા

આજકાલના બુદ્ધિવાદને અનુસરીને અન્તિમ કાર્ય કારણોની સાંકળોની ચર્ચા કરવી, જગત કોણે રચ્યું, કયારે રચ્યું, પરમાત્માનું અસ્તિત્વ છે કે નહીં, પુનર્જન્મવાદ, કર્મવાદ,

વગેરે અનેક વાદોની ચર્ચામાં સમય ગુમાવવા કરતાં **સાચી અને પૂરી શ્રદ્ધાથી શ્રી હરિનામ** જપવાથી આપણે વ્હેલા મુકામે પ્હોંચીશું એવો શ્રી સાગર મહારાજને દૃઢ વિશ્વાસ છે. જુઓ :—

કોણે કર્યું જગત ? કેમ બન્યું ? શી પર્વા ?
જ્યાં છે અનન્ત જગ એક જ લાગણીમાં.
( દી. સા. પૃ. ૩૧૯. )

શ્રદ્ધા અને પ્રેમ, બલ્કે શ્રદ્ધાન્વિત્ સ્નેહ એજ શ્રી સાગર મહારાજના આન્તર જીવનની ચાવી છે. એ હમેશ કહેતા કે માયાની વાત જ મુશ્કેલ છે, ભગવાનની વાત તો સાવ સ્હેલી છે, **માત્ર સાચી લગની લાગવી જોઇએ.** જુઓ :—

મીરાં તણું હૃદય શું નહીં કૃષ્ણ જાણે ?
ફરહાદનું રુદન શું ન શીરીન માપે ?
કોઇક ફિલ્સુફી વિના મજનૂં રડે છે !
એને શું ભાષ્ય કશું યે ભણવું પડે છે ?
( દી. સા. પૃ. ૩૨૦ )

ઉપરની કડીઓ ઉપરથી સ્પષ્ટ થાય છે કે **સાચી ભક્તિ, પુરેપુરી લગની, એનો જ નાદ** એજ પરમાત્માને પામવાની ચાવી છે.

એ પ્રભુના વિરહનો તલસાટ અને તમામ ઐહિક સુખના ભોગે પણ એને જ મેળવવાની તાલાવેલીએ શ્રી સાગર મહારાજનું આખું ય જીવન ફેરવી નાં પડદા પા

પડદો ઉપડતાં એ હર પળે પ્રભુની નજીક આવે છે. હું પણું પુરેપુરૂં લય પામતાં એ પરમાત્મભાવમાં જ લય થઇ જાય છે અને અક્ષયપદ, અમરપદ, પ્રભુપદને પામે છે. એમનો એ દિવ્ય અનુભવ એમના જ શબ્દોમાં આ રહ્યોઃ—

### આત્મમંથન અને અદ્વૈત અનુભવ

" હું બાહ્યની ઉપેક્ષા કરીને ચાર વર્ષનાં સતત ઝુલ્મી દર્દો પછી બળતે હૈયે અને રોતી આંખે હિમાલય ગયો. એમ ચાર વર્ષો મ્હેં દ્વૈતનું મન્થન કરીને સૂક્ષ્મ શરીરને જોયૂં. આખૂં જગત મ્હને ત્યાં દેખાયૂં પણ એનૂં સ્વરૂપ સ્થૂલ આંખે દેખાય છે તેવૂં ન હતૂં. ત્યાં સ્ત્રી પુરૂષનો ભેદ જ ન હતો. બધૂં ભાવનામય જણાતૂં અને સૂક્ષ્મ વિચારમય આકારનૂં બનેલૂં એ વિશ્વ હતૂં. **બેશુમાર શ્રદ્ધા અને બેશુમાર પ્રેમ** એ બે મૂર્તિઓ આ સૂક્ષ્મ શરીરનું તંત્ર ચલાવવામાં અગ્ર ભાગ લેતી મ્હેં જોઇ અને એ બન્નેને હું ભેટી પડયો. પ્રેમ અને શ્રદ્ધા એ બે પ્રભુમૂર્તિઓ કોઇ એવી જ કામણગારી, જાદૂ કરનારી કે સૂક્ષ્મ શરીરની ભૂમિકા ઉપર આવતાં જ એમણે મ્હને પોતારૂપ બનાવવા માંડયો. મ્હારી જૂની આંખો જ કોણ જાણે કયાં જતી રહી ! આખું જગત મ્હને નવા અવતરેલા બાળક જેવું દેખાવા લાગ્યૂં. આ દૃષ્ટિનું વર્ણન કરવાને ભાષાને શબ્દો અધુરા પડે છે."

આવી અભેદદૃષ્ટિ પામ્યા પછી વસ્તુતઃ કંઇ જ કરવાનું રહેતું નથી. આવી પરબ્રહ્મ સાથેની એકતા સિદ્ધ કરવા માટે મુમુક્ષુએ શું શું કરવું જોઇએ એવો

શ્રી સાગર મહારાજને કોઇએ પ્રશ્ન પૂછેલો જેના ઉત્તરમાં શ્રી સાગર મહારાજે એ ભાઇ ઉપર સાઠેક પાનાંનો વિસ્તારી પત્ર લખેલો. એ ભાઇ તરફથી જ એ પત્ર "મુમુક્ષુ વિચારણા" એ શિર્ષક હેઠળ સ્વતંત્ર પુસ્તક રૂપે છપાયો છે. ગૃહસ્થજીવન ગાળવા છતાં **પરમાત્માનો અનુભવ શી રીતે પ્રાપ્ત કરી શકાય** એ વિશે એમાં માર્ગદર્શન કરવામાં આવ્યું છે. એમાંનો કેટલોક અતિ મહત્વનો ભાગ મુમુક્ષુની જીજ્ઞાસા ખાતર નીચે આપવામાં આવે છે. :—

### શ્રી હરિનામના જપની મહત્તા

પ્રાથમિક, માધ્યમિક અને ઉંચી કેળવણી માટે જેમ જુદી જુદી શાળાઓ અને મહાવિદ્યાલયો છે તેવી રીતે શ્રી હરિની હુઝૂરમાં જવાને જીવાત્માને કેળવવા માટે કર્મની, ભક્તિની અને જ્ઞાનની શાળાઓ અને વિદ્યાલયો તેમજ મહાવિદ્યાલયો છે. આગ્રહપૂર્વક અને વિધિસર નિયમાનુસાર ભક્તિની પાઠશાળાના નિયમોનું પાલન અને અધ્યયન ન થવાને લીધે જ આપણા દેશમાં ઘણાં ભાઇબ્હેનો લાંબા સમયથી દેવદર્શન, પાઠપૂજા અને વ્રત, તીર્થયાત્રા કરવા છતાં પણ હરિનો સ્વાનુભાવ પામેલાં હોતાં નથી. ભક્તિની પાઠશાળાના નિયમો ભક્તોની વાણીમાંથી તેમ જ નારદપ્રણીત ભક્તિસૂત્ર (Code of Love) માંથી મળે છે. જેમ ખાવુંપીવું,

શૌચસ્નાન વગેરે મોટા બાદશાહને પણ જાતે જ કરવું પડે છે તેવી રીતે ભક્તિની પાઠશાળાના નિયમોનું પાલન શ્રી હરિનામનો જપ-પણ દરેકે જાતે જ કરવો પડે છે. એ તો શ્રી હરિનામ દરેકે-રાજા હોય કે ભિક્ષુક હોય, નીચ હોય કે ઉંચ હોય, ગમે તે હોય, પણ જો એને ભક્તિની પાઠશાળામાં દાખલ થવું હોય તો હરિનામ જપવું જ જોઈએ. જપતાં જપતાં જ એ સિદ્ધ થાય છે. તેથી જ પરમ પુરુષ શ્રી કૃષ્ણ કહે છે કેઃ—

यज्ञानां जप यज्ञोस्मि–યજ્ઞોમાં હું જપરૂપી યજ્ઞ છું. રાજસૂયયજ્ઞ, અશ્વમેધયજ્ઞ અને બીજા યજ્ઞોથી શ્રી કૃષ્ણ **ભગવાન** અજાણ ન્હોતા, છતા જપને જ બેશુમાર મહત્વ આપનાર પ્રેમસ્વરૂપ શ્રી કૃષ્ણ, ભક્તિની જ ચાવી બતાવી દે છે અને એ **जप** ની ચાવીથી જ શ્રી હરિના ઘરનો સૌથી પ્હેલો દરવાજો જરૂર જ ખુલી જાય છે. ओम् तत्सत्

## સાચી તત્પરતા અને ખરી ગરજ

જેવી દર્દીની દશા તેવી જ શ્રી હરિને માર્ગે ગતિ કરનાર મોહવશ જીવાત્માની દશા છે. વૈદ્ય દવા આપે પરન્તુ (૧) જો વૈદ્યનામાં શ્રદ્ધા ન હોય (૨) વૈદ્યે બતાવેલી વિધિ મુજબ ઔષધ લેવાતું ન હોય અથવા તો (૩) દવા લેવાની **ખરી** ગરજ ન હોય તો દવાની કશી અસર થાય નહી, બલ્કે દર્દ મટે નહીં. તેવી જ રીતે શ્રી હરિને માર્ગે પ્રવાસ કરનારને

તેના સંસારરૂપી ત્રિદોષને મટાડનાર ગુરુ તેનો વૈદ્ય છે. દર્દીને દવા કરવાની ખરેખરી તલબ કેટલી છે એ વાત વૈદ્યની બતાવેલી પરહેજી તે કેટલા આગ્રહથી પાળે છે તે ઉપરથી જોઇ શકાય, તેમ શ્રી હરિને માર્ગે ગતિ કરનાર જીવાત્માની મુમુક્ષુતા પણ ગુરુએ બતાવેલા નિયમો મુમુક્ષુ કેટલા આગ્રહથી પાળે છે તે પરથી જોઇ શકાય છે.

### ગૃહસ્થ જીવનમાં પાળવાના નિયમો.

આવી રીતે મુમુક્ષુતા જેનામાં જાગ્રત કરવી છે એવા જીવાત્માએ ગુરુની સૂચના અનુસાર :—

૧ હંમેશાં ૩ કલ્લાક સવારે અને ૩ કલ્લાક સાંજે ધાર્મિક ખાતે ગાળવા જોઇએ. ગાળવા તો રોજ ૪+૪=૮ કલ્લાક જોઇએ પણ કળિયુગમાં લોકોનાં જીવન જે રીતે ઘડાયાં છે તે વિશે વિચાર કરતાં ૩+૩=૬ એટલે **આખા દિવસનો ચોથો ભાગ તો એ ખાતે ગાળવો જોઇએ.** એથી ઓછો સમય ગાળનારને માટે તો બહુ વિલંબ જોઇએ.

૨ એ છ કલ્લાકમાં ૩ કલ્લાક જપ કરવો જોઇએ. એ વિના સૂક્ષ્મ શરીરની વિશુધ્ધિ થવી મુશ્કેલ છે. નાશવંત પદાર્થોના વારંવારના ઉચ્ચારણથી અને સ્મરણથી મન ઉપર જે મોહક છાપો છપાઇ હોય તે દૂર થવાને **અનાશ્રી નામના સનત જપની** અતિશય જરૂર છે.

૩ બાકીના ૩ કલ્લાક બતાવવામાં આવેલો અમૂક નિયમિત પાઠ કરવો જોઇએ.

૪ જે દિવસે ઉંઘ, બગાસું, છીંક અને એવી કુદરતી હાજ-તોને આરામ આપવો પડે એવી લાચાર દશા થઇ ગઇ હોય તે દિવસે જ ઉપરનો નિયમ ભાગે તો હરકત નહીં. **બાકીના કોઈ દિવસે કોઇ પણ કારણને લીધે નિયમ ભાગે નહીં. સખ્ત પ્રતિજ્ઞા લેવી કે જો ભાગે તો ૨૪ કલ્લાક નિરાહાર નિર્જળ ઉપવાસ કરવો.**

૫. દુનિયાના નાશવન્ત પદાર્થો તરફ જોઇને વારંવાર વિચાર્યા કરવું કે એની સાથેનો જીવાત્માનો સંબંધ થોડા કાળનો છે.

૬. પોતાના દિલના વિકારોને ઓળખવા પ્રયત્નશીલ થવું અને એ વિકારોને પોતાના કટ્ટા દુશ્મન સમજવા–એમની સામે લડવું, ભક્તોનાં, સન્તોનાં ચરિત્રો અને બોધવચનો યાદ કર્યા કરવાં.

૭. **સંતસાધુ અને ગુરુની** આજ્ઞામાં **તત્પરતા** રાખવી, ખ્હાનાં બતાવ્યા વિના એકદમ જ સૂચનાને અને આજ્ઞાને અનુસરવું. **પોતાનું ડહાપણ ન ચલાવવું.**

૮. જે દિવસોએ ધંધાથી ફારેગ થવાનું આવે તે દિવસોએ ૭ કલ્લાક નહીં, પણ નવ કલ્લાક એ ખાતે ગાળવા.

૯. એકાદશી વગેરે વ્રતના દિવસોએ ખાસ કરીને વધારે કલ્લાકો ગાળવા અને મોટે ઘાંટેથી ભજન અને કીર્તન કરવું.

૧૦. જે બાબતો આ નિયમો પાળવામાં સખ્ત વિરોધી હોય તે બાબતોના સંબંધથી દૂર રહેવું. પ્રતિજ્ઞા લેવી અને પ્રતિજ્ઞા ન પળાય તો ઉપવાસ કરવા.

૧૧. મન જ્યારે જ્યારે અવળા તર્કો કરવા માંડે ત્યારે ત્યારે એકદમ આસન ઉપર જઇ જપ કરવા માંડવું અથવા તો એને સખ્ત ઠપકો દેવા માંડવું. મુમુક્ષુતા જાગ્રત કરવા માટે આ પ્રમાણે બેશુમાર આગ્રહથી કરવું. ઓમ્ તત્સત્

આ પ્રમાણે આગ્રહથી પ્રતિજ્ઞાપૂર્વક જિન્દગાનીમાં બરાબર એકાદ વરસ ગાળ્યા પછી દુનિયાના ગમે તે ભાગમાંથી ગમે તે રૂપે ગુરૂદેવ આગળનો માર્ગ બતાવવા માટે જરૂર જ દર્શન દે છે એમ ખુદ સ્વાનુભવ કહે છે. તે સિવાય તો ગુરુદેવનાં દર્શન કરવાની નેત્રોની પૂરી પાત્રતા જ હોતી નથી. આટલી તૈયારી કર્યા પછી જ ગુરૂદેવ જીવાત્માને ઉપયોગી થઇ શકે છે–તે વિના તો નહીં. ઓમ્ તત્સત્

ચાલુ જમાનો શ્રધ્ધા કરતાં પણ બુદ્ધિને વધારે પ્રધાન્ય આપે છે. દેશમાં સર્વતઃ એકલી બુદ્ધિની જ હિમાયત થવા લાગી છે. આવું તર્ક વિતર્કવાદી વાતાવરણ આસપાસ રહ્યાં કરતું હોય એવી સ્થિતિમાં શ્રી હરિનો માર્ગ પકડી લઇ ગતિ કરવા માંડવી એ મુશ્કેલીભર્યું લાગે, છતાં જે લાંબી ચોડી પંચાતોમાં ન પડતાં માત્ર માર્ગની જ ચિન્તામાં છે તેને તો માર્ગ આપનાર ઘણી હજારો, કરોડો હાથનો છે અને ગમે તે રૂપે માર્ગ આપે છે.

## ગુરુની યોગ્યાયોગ્યતા

કેટલાક તર્કવાદીઓ " ગુરુ કેવા હોવા જોઇએ ? " એ વિષય ઉપર લાંબી લાંબી ચર્ચાઓ કરી ગુરુની યોગ્યાયોગ્યતા ઉપર વિવાદ કરવામાં જ સમય ગાળે છે. ગુરુની યોગ્યાયોગ્યતા ઉપર ચર્ચા કરવા કરતાં પોતાની યોગ્યાયોગ્યતા ઉપર જ દરરોજ વિચાર કરવામાં આવે તો કેટલો બધો લાભ થાય ? મુમુક્ષુ જ થવું હોય તો પોતાની જ યોગ્યાયોગ્યતાનો વિચાર કરવો વધારે મુનાસિબ છે. ગુરુ કેવા હોવા જોઇએ ? **પોતાને સૌથી વધારે પૂજ્ય અને સર્વોપરિ પ્રિયતમ** લાગતા હોય અને જેમની પાસેથી પોતાને શ્રી હરિના માર્ગની ચાવી મળી શકતી હોય એવા ગુરુ હોય. દેશમાં ઘણાય વિદ્વાનો હશે પણ ભગવતી મીરાંબાઇએ મહાત્મા રોહિદાસજીને જ ગુરુ માન્યા. આ ઉપરથી સ્પષ્ટ થશે કે બ્હારની યોગ્યાયોગ્યતા કરતાં મુમુક્ષુ હૃદયની શ્રદ્ધા ઉપર જ વધારે આધાર છે. નાત, જાત, કે પંડિતાઇ ઉપર ગુરુનો કશો આધાર નથી. આવી શ્રદ્ધા એ સાધારણ વસ્તુ નથી. પોતાની બુદ્ધિ કે પોતાની દલિલોને પણ **જે પ્રીતિમાં પેસવાની જગા જ મળે નહીં એ પ્રીતિનું નામ શ્રદ્ધા. આવી શ્રદ્ધા બુદ્ધિની બધી બાબતો કરતાં ઉંચી છે,** કેમ કે **એ દૈવી પ્રજ્ઞાનની માતા ( Mother of Divine Wisdom )** છે. પોતાની બુદ્ધિ જો ગુરુની સમજણમાં ખામી જોઇ શકતી હોય તો બહેતર છે કે એણે હૃદયને ઠગવું નહિં કેમકે મન ઉપર બલાત્કાર તો કોઇ કરી શકતું નથી.

ભોગવવા કરતાં પણ બહુ ઉંચું લાગ્યું છે. શ્રી હરિનામ જપવામાં આપણાં હાલનાં ભણેલાં ભાઈ બ્હેનોને કદાચ શરમ લાગે છે અને તેઓ વિચિત્ર પ્રકારની હજારો દલીલો કરે છે પણ આ રાજવંશીઓના દિલમાં નથી આવી દલિલ કે નથી લાગી શરમ ! આપણા ભણેલા ભાઈઓ કરતાં એમની બુદ્ધિ જરૂર થોડી હશે અને શ્રદ્ધા એમનાં કરતાં દશ વીસ કરોડ ગણી પ્રબળ હશે. વારંવારના જપ અને વારંવારના નામ **સ્મરણથી** અને વારંવારના એક જ મનનથી શ્રી હરિ નામનું એવું ઘેલું લાગી જાય છે કે મન અને બુદ્ધિને બીજી બાબતોમાં રસ પડે જ નહીં. સંતોનું સમજવું તો એવું પણ છે કે શ્રી હરિના કરતાં પણ શ્રી હરિનું નામ વધારે બળવાન છે અને તેથી જેમ બને એમ એનો જપ વધારે કરવો. બલિહારી શ્રી હરિના નામની !

गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ।

## તત્પરતા

બસ—નામના આધારે—**શ્રી હરિના નામને** આધારે જીવન ગાળો અને વિચારો કે દેશમાં પ્લેગનો રોગ ચાલે છે, અકસ્માતો થાય છે અને માણસો ઓચિન્તાં જ ટપોટપ મરણ પામે છે, એમાં તમે મરી ગયા નથી ! તમે શું કરવા બચ્યા છો ? એટલા માટે જ કે શ્રી હરિના નામને આધારે જીવવાની તમને આજથી એક તક આપવામાં આવી છે, માટે

જ્યારે જ્યારે અસ્થિર મન અનિત્ય પદાર્થોના સંબંધમાં આવવા માંડે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે ખૂબ આગ્રહથી એને માર્ગમાં મૂકવું અને વૃતિઓને એમાં જ રોકી દેવી. એ જ ચિન્તન અને એ જ મનન અને એને લગતા બધા નિયમોનું આગ્રહથી પાલન. એટલા બધા આગ્રહથી કે :—

મેરૂ ચળે પણ ન ચળે ચિત્ત !

જપ, ભજન, મનન, કીર્તન અને એમાં ચૂકાય તો પોતાને જરૂર જ શિક્ષા ૐ તત્સત્

## નામ સ્મરણનો મહિમા

મનની વિહ્વળતા મટાડવાનો આબાદમાં આબાદ માર્ગ **શ્રી હરિનામના જપનો જ છે,** એના મનનનો જ છે, **શ્રી હરિનામનો જપ** અને એનું મનન વધારવાં, એટલાં બધાં વધારવાં કે જાણે એમાં ઘેલા જ થઇ જવાય, **અને દુનિયાદારીના ડાહ્યા કે દુનિયાદારીના મ્હોટા માણસ થવા કરતાં શ્રી હરિના ઘેલા થવું, શ્રી હરિના દાસના દાસ થવું એ લાખ ગણું ઉંચું છે.** રાજાઓ અને મહારાજાઓએ એવા ઘેલા થવું અને એવા દાસાનુદાસ થવું ચાહ્યું છે અને અમ્બરીષ, મયુરધ્વજ, ભર્તૃહરિ, ગોપીચન્દ, ધ્રુવજી, પ્રહલાદજી, મીરાંબાઇ, હરિશ્ચન્દ્ર, પીપાજી, વિભીષણ અને પુષ્પદન્ત મહારાજ તેમ જ ભગવાન બુદ્ધદેવ જેવા રાજવંશીઓને પણ હરિનામ ગાવું અને હરિનામના ઘેલા થવું એ રાજ્ય

ભોગવવા કરતાં પણ બહુ ઉંચું લાગ્યું છે. શ્રી હરિનામ જપવામાં આપણાં હાલનાં ભણેલાં ભાઇ બ્હેનોને કદાચ શરમ લાગે છે અને તેઓ વિચિત્ર પ્રકારની હજારો દલીલો કરે છે પણ આ રાજવંશીઓના દિલમાં નથી આવી દલિલ કે નથી લાગી શરમ ! આપણા ભણેલા ભાઇઓ કરતાં એમની બુદ્ધિ જરૂર થોડી હશે અને શ્રદ્ધા એમનાં કરતાં દશ વીસ કરોડ ગણી પ્રબળ હશે. વારંવારના જપ અને વારંવારના **નામ સ્મરણથી** અને વારંવારના એક જ મનનથી શ્રી હરિ નામનું એવું ઘેલું લાગી જાય છે કે મન અને બુદ્ધિને બીજી બાબતોમાં રસ પડે જ નહીં. સંતોનું સમજવું તો એવું પણ છે કે શ્રી હરિના કરતાં પણ શ્રી હરિનું નામ વધારે બળવાન છે અને તેથી જેમ બને એમ એનો જપ વધારે કરવો. બલિહારી શ્રી હરિના નામની !

गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ।

**તત્પરતા**

બસ—નામના આધારે—**શ્રી હરિના નામને** આધારે જીવન ગાળો અને વિચારો કે દેશમાં પ્લેગનો રોગ ચાલે છે, અકસ્માતો થાય છે અને માણસો ઓચિન્તાં જ ટપોટપ મરણ પામે છે, એમાં તમે મરી ગયા નથી ! તમે શું કરવા બચ્યા છો ? એટલા માટે જ કે શ્રી હરિના નામને આધારે જીવવાની તમને આજથી એક તક આપવામાં આવી છે, માટે

જ જીવ્યા છે, આમ સમજો અને દિલનો ખરો રંગ ચઢાવવા માંડો અને શ્રદ્ધાથી, વિશ્વાસથી ગાયાં જ કરો કેઃ—

(૩)

હરિગુરુનામ આધારા ! તું તો, પ્યારા ! હો જા નામ આધારા !
જો જો પૂજે વાકો વો હિ પૂજન દે ! પલ ભી'તું હો નહીં ન્યારા !
તું તો૦

એક હિ નામ અનામી અકામી ! એક · હિ પ્રેમ પિયારા !
તું તો૦

ઇત ઉત ડોલત ચિત્તકો રૂક લે ! લગનીકી ધૂનમેં, હુલ્હારા !
તું તો૦

તાજુબ ! પથર તરત જલમેં ! વાહ ! પ્રીતિકી ગતિ હૈ અપારા !
સાગર હિરદા હરિગુરુરંગી ! નામ સહારા હમારા !
તું તો૦

## ખરી ઈચ્છા, તીવ્ર ભાવના

મનુષ્યજીવન ટેવથી જ ઘડાયું છે અને પરમ પુરુષાર્થ વડે આપણે આપણી ટેવો બદલીને શ્રી હરિના નામને જ

સૌથી વધુ વ્હાલું કરવા ચાહીએ તો જરૂર જ આપણે એમ કરી શકીએ. મહા પાપીઓ પણ ખરી ઈચ્છા થતાં તુર્ત એમ કરી શકયા છે અને ભવસાગર તર્યા છે. આપણા દેશની દીકરીઓ પણ અભ્યાસ અને વૈરાગ્ય વડે શ્રી હરિની પ્રીતિ પામી છે અને ઢેડ, ભંગી, કોળી, હજામ અને કસાઇ પણ શ્રી હરિનામના જપ અને ચિન્તન મનન વડે શ્રી હરિના લાડીલા થયા છે અને મ્હોટા પંડિતો પણ એમની સ્તુતિ ગાય છે, તો આપણે શા માટે એમ ન કરી શકીએ? **કમર કસીને ભજન કર્યા વિના કોઇ ભવસાગર તરી શકયું નથી ને તરી શકે નહીં અને દિલને ખરો રંગ લગાડયા વિના કોઈનું ભજન ફળ્યું નથી અને ફળી શકે નહીં.** એ માટે આગ્રહપૂર્વક જપ, ચિન્તન, મનન અને એનું દ્દઢીકરણ ખાસ આવશ્યક છે. નાશવન્ત પદાર્થોની પ્રીતિ એમાં દુશ્મન રૂપ છે. હરિનામના વારંવારના જપથી જ એ દુશ્મન હારે છે.

અને એ શ્રી હરિનું સ્મરણ !

(૪)

હરિ હરિ હરિ સુમરો રે ! મેરે દિલ ! હરિ હરિ હરિ સુમરો !
જીવતાં જીવતાં મરી જવું, ભાઇ ! જયમ ત્યમ પંથે પળો !
મેરે૦

નવસેં ને નવ્વાણું જન્મો, ત્યાસી લાખ હજારા !
હિન્દ પુરાણ પુકાર કરે ભાઇ ! હરિ જાણ્યા વિણ હાર્યા !
મેરે૦

તું જાણે કે પોથે થોથે થઇ પંડિત હરિ જાણું !
ભારે થાતો ભણતરથી, ભાઇ ! હરિનું ઘર હલકાનું !
મેરે૦

સંત તણું શરણું લેવું, ભાઇ ! પૂરા અનુભવીઆનું !
પોથું છોડીને પકડો કાંડું, જીવતાં જીવિત સુવાનું !
મેરે૦

શબ્દ સંતનો જે પકડે તે સફળ કરે જન્મારો,
હરિગુરૂદેવ દયાએ, સંતો ! સાગરિયાને તાર્યો !
મેરે૦

જપના આરંભ પછી રામ નામની ધૂન પણ સતત લાગવી જોઇએ. એની પાછળ ઘેલાં થવું જોઇએ:—

(૫)

રામધૂન લગી લગી મેરે દિલ—રામધૂન લગી લગી મેરે દિલ,
સાહેબધૂન લગી લગી મેરે દિલ—રામધૂન લગી લગી મેરે દિલ.
લગી લગી લગી મેરે દિલ—રામધૂન૦

કોઇકો તન ધન જોબનકી ધૂન, કોઇકો કુટુમ્બ કબીલાકી,
ઇશ્કધૂન મેરે મનમેં લાગી, સાગર સાહેબ મૌલાકી !
રામ૦

જ્ઞાની બનકે પોથી પ્હડતા, બ્રહ્મવાદકો બતલાતા
આપે કરતા તન ધન ચિંતા: કયા સાહેબકો કુસલતા !
રામ૦

કોઇ રાગી, ભાઇ ! કોઇ બેરાગી ! મન મસ્તાના મદમાતા !
સાગર **રામરસાયનરસિયા** ! રૂંવે રૂંવે બ્રહ્મ રંગ રાતા !
રામ૦

ओम् तत्सत् ।

## માટીના પદાર્થોથી ખરી તૃપ્તિ થતી નથી

આ જીવાત્માએ લાખો વાર શરીર ધારણ કર્યું, લાખો વાર દ ૨ સંસાર ભોગવ્યો, ઇન્દ્રિયોને લાડ લડાવ્યાં અને લાખો વાર સગાંવ્હાલાં અને કુટુંબ કબીલામાં રચ્યોપચ્યો રહ્યો. હવે આ એક જન્મમાં કદાચ એ બધી બાબતો ઓછી બને અને માત્ર **શ્રી હરિનામનું જ ખૂબ તાન લાગે અને એમાં જ એ લેહલીન બની જાય તો એને માટે એ એક જ સર્વોપરી ઉચિત કર્તવ્ય નથી ? એ એકનું જ બાકી છે અને બીજાં બધાં કર્મો એણે જરૂર જ પૂર્વે કરેલાં છે. મોડું કે વ્હેલું પણ જીવાત્માએ એ કરવાનું તો છે જ કેમકે જીવાત્માને એના વિના કાયમની**

શાન્તિ ( Eternal Peace) પ્રાપ્ત થવાની છે જ નહિં. જીવાત્મા જાતે પરમાત્માનો બન્યો છે અને માટીનો બન્યો નથી એટલા માટે માટીના પદાર્થોથી એ પુરે-પુરી તૃપ્તિ પામી શકેજ નહિં, પણ પરમાત્મ પ્રીતિ-માં ભળી જાય ત્યારે જ પૂર્ણ તૃપ્તિ (Satiety of the Soul) પામી શકે. પોતાના સ્વરૂપનું અનુભવજ્ઞાન થાય ત્યારે હુંપણું પૂરેપુરૂં શ્રી હરિના વિરાટ સ્વરૂપમાં શમી જાય, જોઇ શકાય છે કે શ્રી હરિના ચરણમાં પહોંચવાને સૌ કોઇને કાજે માર્ગ ખૂલ્લો છે–માત્ર તેને માટે જ માર્ગ નથી કે હઠીલું થઇને જેને જવું નથી.

ओम् तत्सत् ।

શ્રી હરિની આપણને **ખરી ગરજ** ઉત્પન્ન થાય, **ખરી તરસ** માત્ર એની જ આપણને લાગવા માંડે અને એની જ પ્રીતિના રસમાં આપણે પૂરો આનંદ માણતાં શીખીએ ત્યારે જ આપણું મનુષ્યતન સાર્થક થાય કેમકે ખરી તરસ વિના એ રસ જીરવી શકાતો જ નથી. એ રસ ! એ રસ ! પ્રભુની પ્રીતિનો રસ ! **એ રસ કોણ પીએ ? તરસ વિના ?**

(૬)

એ રસ કોણ પીએ ? તરસ વિના એ રસ કોણ પીએ ?
રસિયાં, તરસિયાં કે કોઇ દરદિયાં, બનીને ગરજીઆં પીએ !
તરસ વિના૦

જે રસ નારદ, શારદ પીધો જનક સનક શુકજીએ !
તરસ વિના૦
એ રસ ચાખી અગન લગી જેને, તે તો જગત કેમ જુવે ?
તરસ વિના૦
જે રસ પીધો ધ્રુવે પ્રહ્‌લાદે, તુલસી, કબીર, નરસિંહે !
તરસ વિના૦
ધન્ય હો વ્રજની વનિતા પીનારાં, કરમા, મીરાં ને તોળાંદે !
તરસ વિના૦
સાગર ગુરુવર એ રસ પાયો ! ખેલત નિત રસદરિયે !
તરસ વિના૦

ઓમ્ તત્સત્ ।

### બાહ્ય ત્યાગની અનાવશ્યકતા

ઘરબાર છોડીને બાવા થઇ જવાનું કોઇ કહેતું નથી. એ બહુ મહત્ત્વની વાત નથી. છતાં એટલું તો ચોક્કસ જ છે કે ઘરબારી રહેવા છતાં દુનિયાદારીના કીડા જેવું કામ, ક્રોધ, લોભ અને મોહવશ મન તો પ્રભુનાં દર્શન ક્યાંથી જ કરી શકે ? મહત્ત્વની વાત એ છે કે ઓણે હૃદયને ભગવો રંગ ચઢાવવો જોઇએ, કેમકે હૃદયમાં સાધુપણું આવ્યા વિના આપણી દુનિયાદારીની ભાવનાઓએ દાખલ કરેલો અહંપણાનો કચરો દૂર થતો નથી અને તેમ થયા વિના શ્રી હરિનાં દર્શન થતાં નથી. જો જરૂરનું લાગે તો અમુક કાળ

એકાન્ત, શાન્ત અને પવિત્ર સ્થળમાં વા કોઈ સન્તની સેવામાં ગાળવો યોગ્ય છે.

શ્રી હરિ એના ભક્તોથી દૂર નથી. પરમાત્મા બધું કરી શકે છે, માત્ર એના ભક્તોથી છાનો રહી શકતો નથી. ભગવાન્ શ્રી કૃષ્ણ નારદજીને સ્પષ્ટ જ કહે છે:—

नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न हि।
मद् भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

( શ્રીમદ્ ભાગવત )

ના ના વૈકુંઠમાં હું વિરાજું રે,
નહીં યોગી ઉરે, કહું સાચું રે,
ગાય ભક્તો મ્હારા ત્હીં નાચું–
લીધું હરિનામ સોહી નર જીવ્યા રે
બીજા જીવ્યા તે તો જાણો મૂવા !
લીધું૦

( દીવાને સાગર પૃ. ૪૩૨ )

સાગર અગર હક્ક બાતમેં કયા હિન્દુ કયા ઇસ્લામ ?
પ્યારેસેં દિલ્લગી ના લગી તો

× ×

સાગર પીલાહું સુરેતમેં બસ એક સચ્ચી બાત હૈઃ-
જૂઠી જહાંમેં જો ઐસા ઉન્કા છીના બર્બાદ હૈ.

× × ×

કોઇ સુને યા ના સુને હૈ બાત અપની મૌજકી;
બૈઠે યું સાગર જાનકે યે સશાહી હૈ દો રોજકી!

આ વાતો લગનીની સુરખીથી દિલની કિતાબમાં કાયમની છાપી દેવી જોઇએ. પરમાત્માનો ન્યાય સંતોના કાયદા મુજબ તો એવો છે કે **જેણે રામનામની કમાણી કરી તે જ સૌથી મ્હોટો.** રામનામનું નાણું ! આહા :—

(૭)

રામનામનું નાણું ! સન્તો ! રામનામનું નાણું !
ધનદોલતમાં અમે કમાયા—**ગુરૂ ગોવિન્દનું** ગાણું !
સન્તો૦ !
દુઃખચિન્તા કે શોક મોહને શું કરવાને જાણું !
રામનામથી સભર ભર્યાં મેં, ઉભરે અણું પરમાણું !
સન્તો૦ !
જોગજગન તપતીરથ સૌમાં નહીં કોઇ નામ સમાણું !
**રામગુરુ ગુરુરામ** મંત્રનો અનલે કરી વખાણું !
સન્તો૦ !

ભૂતભવિષ જ્યાં છતે નથી ત્યાં જીવતાં થામ્યું થાણું !
મરણ વિના મરણું માણ્યું, ભાઇ ! ઉકલી ગયું ઉખાણું !
સન્તો૦ !

ઓમ્ એકવીસ હજાર છસોનું વ્યસન પડ્યું હંસાનું !
વાસ વસ્યો મ્હોટે ઘર, સાગર ! જીવતાં જીવિત સુવાનું !
સન્તો૦ !

ચંચળ મનને ચંચળ થવાની ટેવ આપણે જ પાડી છે અને એના ઉપર સખ્ત ચોકી પ્હેરો રાખીને ઇન્દ્રિઓ અને વૃત્તિઓને આપણે જ પરમાત્મામાં સ્થિર કરી શકીએ. માનવું અને કરવું એ મુમુક્ષુ થવા ચ્હાતા દરેક જીવાત્માનું અનિવાર્ય કાર્ય છે. અને જે એ માને અને એકદમ જ કરવા માંડે તે જરૂર પરમ સુખરૂપતા અને પરમ શાન્તિનો અનુભવ કરે. પરમાત્મા કોઇ પડદેનશીન ખાનુ નથી કે એને ફરજિયાત પડદામાં રહેવું પડે, પણ આપણી આંખોની આડે આપણે જાતે ઘાંચીના બેલની પેઠે હુંપણાના દાબડા બાંધ્યા છે જે મનુષ્યજન્મમાં અભ્યાસ અને વૈરાગ્યના પરમ પુરુષાર્થ વડે આપણે જાતે જ છોડીને ફેંકી દેવા જોઇએ. 'દેવ અને ગાડીવાન' ની વાતની પેઠે પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યેક પળે મદદ કરવા તૈયાર જ છે, એ મદદનું અપાર બળ આપણે એના માર્ગના સાચા પ્રવાસી થઇએ તો જરૂર જ અનુભવી શકીએ. ચાલો ત્યારે આપણે આ પળથી જ એનામાં જીવવા માંડીએ અને બધી નાશવન્ત બાબતોથી બેપર્વા થઇને

એને એકને જ પરમ પ્રિયતમ ગણીએ અને તોજ આપણે અનુભવીએ કે લાખો તોફાનો વચ્ચે પણ આપણો બેડો પાર કરનાર શ્રીહરિ હાજરાહુજુર તૈયાર જ છે.

ॐ शान्तिः शान्तिः शान्तिः

આમાં શ્રી સાગર મહારાજના ઉપદેશનું સત્વ ઘણે ભાગે આવી જાય છે. જીવનમાં એમણે જ્ઞાન અને ભક્તિને સરખું પ્રાધાન્ય આપ્યું એ સત્ય હોવા છતાં તીવ્ર વૈરાગ્યજનિત ભક્તિ જ એમના અધ્યાત્મજીવનનું પ્રધાન તત્ત્વ છે. ભક્તિ વિનાના લૂખા જ્ઞાનથી સાવચેત રહેવાની એમણે વારંવાર મુમુક્ષુને સૂચના કરી છે :—

એમના કક્કામાં :—

ઢઢ્ઢા ઢીમર જીવ પ્રવીણ, જ્ઞાન ભયંકર ભક્તિ વિહીન !
ભારે જળમાં તરસે મીન, ઢઢ્ઢા ઢીમર જીવ પ્રવીણ.

અને આખરે પણ એજ પ્રતિપાદન કરે છેઃ—

જ્ઞજ્ઞા જ્ઞેય અનાદિ અનન્ત, જ્ઞાન તણો ભક્તિમાં અન્ત.

## બાહ્યત્યાગનો અસ્વીકાર

પોતે અખાજી અને વેદાન્તના અભ્યાસી હોવા છતાં બાહ્યત્યાગ-સન્યાસને આવશ્યક સાધન તરીકે સ્વીકાર્યું નથી. એમના જ શબ્દોઃ—

"સાગર સિદ્ધાન્તમાં યોગવાસિષ્ઠયના વેદાન્તને પ્રાધાન્ય આપે છે. ત્યાગ વિશે તે એવું સમજે છે કે પૂર્ણ પુરુષાર્થથી પૂર્ણ બ્રાહ્મીબલવડે જો આન્તરનો ત્યાગ સાચવી શકાય તો બાહ્યત્યાગની કશી જરૂર નથી. ત્યાગ તે સ્થૂલનો કે સ્થૂલની ઇચ્છાઓનો ? સંબંધીઓનો કે સંબંધ મનાવનાર મનોવૃત્તિનો ? યોગવાસિષ્ઠય, ભગવદ્ગીતા, અષ્ટાવક્ર, ગુરુ દત્તાત્રેય અને સ્વામી રામ સુદ્ધાં આવા બાહ્યત્યાગની કદાપિ સલાહ આપતા હોય એવુ સાગર જોઇ શકયો નથી."

આ સિદ્ધાન્ત એમણે જીવનભર પાળ્યો. ભર ઉન્હાળે પણ તેઓ ઉનની અલ્ફી સૂફીની રાહે પ્હેરતા. ગઝલમાં પણ એ જ ગાયું !—

સાગર સિરફ સાગર રહ્યા !
પુરી, તીર્થ, ગિરિ કાં ના બન્યા ?
આ નવજવાનો હિન્દના ગેરુ સિલક રાખે નહીં !
અને
કોઇક તજતા, કોઇક ભજતા, વિધ વિધ માયાવેશ,
સાધુને તજવું ભજવું ના, સર્વોપરિ સ્વદેશ.
મન હરિ ભજ રે !

ત્યાગ વિશેની ચર્ચામાં એ હમેશ કહેતા :—

क्व गच्छामि क्व तिष्ठामि किं गृह्णामि त्यजामि किम् ।
आत्मना पूरितं सर्वं कल्पान्ते अम्बुना यथा ॥

એમના સમય અધ્યાત્મજીવનમાં ભક્તિની પ્રતિષ્ઠા તો અનેરી જ છે !

છલક છલક છલકે ઉરપાત્રે પ્રેમ મહા બ્રહ્માંડ,
જેને પચે નહીં પ્રેમરસાયન છો એ કૂટે કર્મકાંડ.
લોકડિયાંનાં મ્હેણાં સુખે સુખે સહીએ !

એમની અનુભવવાણીમાંથી આપણને હમેશ ઉપયોગી થાય એવું એક ભજન નીચે આપી આ સન્તજીવન સમાપ્ત કરું છું.

(૮)

## ઝબકતી વીજ અજવાળે

ઝબકતી વીજ અજવાળે ! પરોવી મોતી લે–લે–લે,
ચલો–ચલોં–ઓ ચલી જાશે ! પછી તું વ્યર્થ પસ્તાશે.
ઝબકતી૦

નોંધ:— શ્રી સાગર મહારાજે નાનાં મોટાં વીસ પુસ્તકો લખ્યાં છે જેમાથી ફક્ત (૧) મુમુક્ષુ વિચારણા (૨) મહાત્મા એમર્સનનું પરમાત્મતત્ત્વ (૩) ગીતાનું હૃદય (૪) ગીતાની વિચારણા અને (૫) દીવાને સાગર દફતર બીજું, એટલાં જ મળી શકે છે. મુમુક્ષુ વિચારણા જેમાંથી કેટલોક ભાગ આ જીવનચરિત્રમાં આપવામાં આવ્યો છે તે પુસ્તક માત્ર પોરટેજના બે આનાના સ્ટેમ્પ મોકલવાથી **શ્રી તુલસીદાસ રણછોડદાસ**, કાપડના વેપારી, મુકામ, **કીમ સ્ટેશન** વાયા સુરત. (*B. B. & C. I. Ry.*)
એ સરનામેથી મફત મળી શકશે.

ઇજ્જત, ધન, માલ ને મિલ્કત !
બધી ત્હારી જ છે સરજત !
ત્હને એ બાંધી રાખે ? છટ્ ! ઉડી જો, યાર ! ઉડાશે.
ઝબકતી૦

ભણ્યો અંગ્રેજી ! તેથી શું ? !
વકીલ—ડાક્તર બન્યાથી શું ? !
કલા કવિતા રચ્યે શું-શું-જીવ્યું ત્હારૂં સફલ થાશે ? !
ઝબકતી૦

લગાડી લે અસલ લગની,
મહોબત છોડ મિટ્ટીની :
ન કિમ્મત ત્હારી કોડીની, કયામત પર કબૂલાશે !
ઝબકતી૦

ન થા કાઝી ઘરોઘરનો,
હુકમ અલ્બત્ત ગરુવરનો !
લવારો મુલ્ક સાગરનો ! રમત જલ્દી પતી જાશે.
ઝબકતી૦

॥ ओम् प्रभुजी ओम् ॥
॥ ओम् सद्गुरु ओम् ॥



વામાં આવ્યું તેમજ તેના પર ઘીવાળાં પીપળાનાં અઢી પાન રાખી કાચા દોરાથી હથેલી બાંધવામાં આવી. ધણીથી સાત પગલાં સુધી સાત લાકડાના કકડા રાખી દીધા. યુવતીને ધૂણીની પાસે લઇ જવામાં આવી. ન્યાતના મુખીએ આગમાં બળતા લાલ હથોડાને બહાર કાઢી યુવતીની પાસે જઇ તેને કહ્યું, ' જો તમે નિર્દોષ હો તો આ બળતા હથોડાને હથેળી ઉપર લઇ લ્યો અને સાત ડગલાં ચાલો. આ પરથી યુવતીએ સુર્યનારાયણ તરફ જોઈ પ્રાર્થના કરીકે 'હે ભગવાન્ ! જો હું નિર્દોષ હોઉં તો તમે મારો ધર્મ રાખજો.' એવું કહી તેણે અતિ હર્ષથી બળતા હથોડાને હથેળી પર રાખ્યો અને સાત ડગલાં આગળ જઇ તેણે જમીન પર ફેંકી દીધો. જે જગ્યાએ એ હથોડો પડ્યો ત્યાંનું ઘાસ બળી ગયું તેમજ જમીન પણ બે ઇંચ બળી ગઈ. પરંતુ બહુ આશ્ચર્યની વાત તો એ હતી કે ભગવત્કૃપાથી ન હથોડીનો દોરો બળ્યો કે ન પીપળાનાં પાન બળ્યાં તેમજ યુવતીની હથેળી પર ન જરા ડાઘ પણ પડ્યો.

આ અગ્નિપરીક્ષા જોવાને માટે લગભગ બસો સ્ત્રી પુરૂષોની ઠઠ જામી હતી. જેમાં કેટલાક પત્થર કટા હતા તેમજ બીજા ગામના લોકો હતા. સર્વેએ સતીનો જય જયકાર કર્યો ત્યાર પછી એ પતિવ્રતા દેવીને શ્રીમતી સાવિત્રી

મુંગેર જિલ્લાના પ્રસિદ્ધ ઉલાવ ગામમાં ગોરખપુર જિલ્લાના કેટલાક પથ્થર કાપનારા મજૂર લોકો કંઇક મહિનાથી પડાવ નાખી આસપાસના ગામોમાં ચકકી વગેરે કાપવાનું કામ કરી પોતાનું ગુજરાન કરતા હતા. જયપાળ પથ્થર કટ્ટાની દીકરી અને નથ્થુ પત્થર કટ્ટાની પત્ની, જેનું નામ સુંદરી હતું અને જે ૩૦–૩૨ વયની યુવતી હતી તે તેમાં હતી. તેને બે નાનાં નાનાં બે બાળક પણ છે. બાબુલાલ નામના એક માણસે તેના પતિને કહ્યું કે તમારી સ્ત્રી બદચાલ-વાળી છે. તેને જે ગર્ભ રહ્યો છે તે પણ તમારો નથી. યુવતીએ દોષારોપણ કરનારને નમ્રતાથી કહ્યું, " તમે જૂઠા છો, મેં પરપુરુષનો સંગ કદિ કર્યો નથી, તેનો ભગવાન સાક્ષી છે. " તેણે કહ્યું, 'ઠીક, તું જો સાચી હોય તો આપણી જાતમાં જે અગ્નિપરીક્ષા થતી આવી છે તે તું પણ આપ.' યુવતીએ હસતાં હસતાં કહ્યું, 'હા, જ્યારે ઇચ્છા હોય ત્યારે પરીક્ષા આપવા તૈયાર છું.' તેના પરિણામે મંગળવાર તા. ૬–૧૨–૩૮ ના રોજ નીચે જણાવ્યા પ્રમાણે તે યુવતીની પરીક્ષા થઇ.

ગામની દક્ષિણ બાજુએ એક મોટા પીપળાનું વૃક્ષ છે. તે વૃક્ષની નીચે ઘણાં લાકડાંનો ઢગલો કરી, તેમાં આગ પ્રગટાવી તેમાં લગભગ બશેરનો લોઢાનો એક હથોડો મૂકવામાં આવ્યો. હથોડો જ્યારે લાલચોળ થઇ ગયો ત્યારે તે યુવતીને સ્નાન કરાવી બન્ને હાથોની હથેલીઓ પર ઘી ચોપડ-

વામાં આવ્યું તેમજ તેના પર ઘીવાળાં પીપળાનાં અઢી પાન રાખીં કાચા દોરાથી હથેલી બાંધવામાં આવી. ધણીથી સાત પગલાં સુધી સાત લાકડાના કકડા રાખી દીધા. યુવતીને ધૂણીની પાસે લઇ જવામાં આવી. ન્યાતના મુખીએ આગમાં બળતા લાલ હથોડાને બહાર કાઢી યુવતીની પાસે જઇ તેને કહ્યું, 'જો તમે નિર્દોષ હો તો આ બળતા હથોડાને હથેળી ઉપર લઇ લ્યો અને સાત ડગલાં ચાલો. આ પરથી યુવતીએ સુર્યનારાયણ તરફ જોઈ પ્રાર્થના કરીકે 'હે ભગવાન્ ! જો હું નિર્દોષ હોઉં તો તમે મારો ધર્મ રાખજો.' એવું કહી તેણે અતિ હર્ષથી બળતા હથોડાને હથેળી પર રાખ્યો અને સાત ડગલાં આગળ જઇ તેણે જમીન પર ફેંકી દીધો. જે જગ્યાએ એ હથોડો પડ્યો ત્યાંનું ઘાસ બળી ગયું તેમજ જમીન પણ બે ઇંચ બળી ગઈ. પરંતુ બહુ આશ્ચર્યની વાત તો એ હતી કે ભગવત્કૃપાથી ન હથોડાનો દોરો બળ્યો કે ન પીપળાનાં પાન બળ્યાં તેમજ યુવતીની હથેળી પર ન જરા ડાઘ પણ પડ્યો.

આ અગ્નિપરીક્ષા જોવાને માટે લગભગ બસો સ્ત્રી પુરૂષોની ઠઠ જામી હતી. જેમાં કેટલાક પત્થર કટ્ટા હતા તેમજ બીજા ગામના લોકો હતા. સર્વેએ સતીનો જય જયકાર કર્યો ત્યાર પછી એ પતિવ્રતા દેવીને શ્રીમતી સાવિત્રી

દેવીજીની દેવડી પર બોલાવી મીઠાઈ, કપડાં તથા ફૂલહારથી તેનો સત્કાર કરવામાં આવ્યો.

શીવકરણ ઉપાધ્યાય

**નોંધ:**—આ ઉપરની વાતની તપાસ કરવામાં આવી હતી, જેના પરથી માલુમ પડ્યું કે આ વાત ખરેખર સાચી છે. આ એક બહુ આશ્ચર્યકારક વાત છે, આ વીસમી સદીમાં આગથી પણ નથી બળાતું એ વાત પર કોણ વિશ્વાસ કરે ? સતીત્વ પર વ્હેમ લાવનારા લોકોએ આથી જરૂર સમજવું જોઈએ તેમજ ધર્મના ગૌરવરૂપ સતીત્વનો કદી તિરસ્કાર કરવો ન જોઈએ. હિંદુ લોકોની અભણ ગમાર સ્ત્રીઓમાં આ પ્રકારની સતી હયાત છે એ હિંદુ જાતીનું ગૌરવ છે.

હીંદીપત્ર કલ્યાણના તેરમા વર્ષના અંક ૮ માના ૧૪૯૧ પૃષ્ટ પર પ્રસિદ્ધ થયા અનુસાર.





## ૩૫

## શ્રી નારાયણ પરમહંસ



આ ભક્તનો જન્મ તા. ૨૦-૪-૧૮૮૦ ના રોજ મુરાદાબાદમાં એક અમીર કુટુમ્બમાં થયો છે. હાલ તેમના શરીરની ઉમર ૫૯ વર્ષની છે અને તે ઋષિકેશ, વૃંદાવન અને નર્મદાકાંઠે વિચરે છે. તે પોતે મૌન રહેતા હોવાથી તેમની સાથે માત્ર કોઇ વખત લખીને કોઇ વાતચીત કરી શકે છે.

ભક્તિની શરુઆત વખતે તેમને ગુરુની જરૂર બહુ લાગી હતી, પણ કોઇ યોગ્ય ગુરુ મળ્યા નહિ તેથી પોતાનું શરીર ગંગાજીમાં નાખી દેવાનો વિચાર કર્યો. એટલામાં એક રાત્રે સ્વપ્નામાં પોતે એક પહાડ ઉપર ઊભા હતા, ત્યાં સાધુના

વેશમાં ભગવાન આવ્યા, અને ભગવાને કહ્યુ કે "તમારો ગુરુ બદરીનારાયણ હું છું અને 'નારાયણ'ના નામનો જપ કરો."

'નારાયણ' મંત્રનો સતત જપ કરવાથી શ્રી નારાયણ સ્વામીને ત્રણ વર્ષ છ મહીના અને ચોવીસ દિવસે ભગવાને નર્મદા કાંઠે ચાદોદ નજીક દર્શન આપ્યા. તે વખતે પહેલા છમ છમ અવાજ આવ્યો, પછી વિમાન આવ્યું. તે વિમાન ચાર પાર્ષદોએ ઉપાડેલું હતું. ભગવાન વિમાનમાથી ઉતર્યા અને શ્રી નારાયણ સ્વામીને કહ્યું કે "હવે બદરીઆશ્રમ જાઓ અને ત્યા ભજન કરો હવે અહીંથી તમારી બદલી થઇ છે."

શ્રી નારાયણ સ્વામીના ઉપદેશનું એક નાનુ પુસ્તક "એક સંતનો અનુભવ" એ નામનું ગીતાપ્રેસ ગોરખપુર તરફથી પ્રસિદ્ધ થએલ છે અને તે એક આનાની કિંમતે મળી શકે છે. તેથી તે વિષે વધારે લખવુ અહીં ઉચિત લાગતું નથી. પણ તેમના જીવનમા એક જાણવા જેવો બનાવ લગભગ એક વર્ષ પહેલાં બનેલો છે તે નીચે પ્રમાણે છે —

તેમને વૃંદાવનમા મરડા અને ઝાડાનો રોગ લાગુ થયો. તેથી રાત્રે પણ ઘણી વાર ઝાડે જવું પડતું હતું. તે પોતે એક મેડી ઉપર રહેતા હતા ત્યાં તેમને ઝાડે જવાની તકલીફ ન પડે માટે બાજુના ઓરડામાં તેમના ભક્તોએ સગવડ કરેલી હતી. પણ તેમનુ શરીર નબળું થઇ ગયેલ હોવાથી પોતે જાતે ઉઠીને બાજુના ઓરડામા જઇ શકતા ન્હોતા. તેથી

કેટલાક ભકતો તેમની પાસે ત્યાં રાત્રે મદદ માટે સૂતા હતા અને તેઓ વારા ફરતી જાગીને સ્વામીજીને ઝાડે જવા માટે ટેકો આપી બાજુના ઓરડામાં લઇ જતા હતા એક દિવસે રાત્રે શ્રી નારાયણ સ્વામીને ઝાડે જવાની ઇચ્છા થઇ. પણ બધા ભકતો સૂઇ ગયા હતા અને કોઇ ટેકો આપી બાજુના ઓરડામાં લઇ જાય તેવું ન્હોતું. એટલામાં ભગવાને એક ભકતનું રૂપ લીધું અને સ્વામીજીને ટેકો આપી બાજુના ઓરડામાં લઇ ગયા. ત્યાં તેમને ઝાડો ઉતર્યા પછી તેમના શરીરને પાણીથી શુદ્ધ કરી ભગવાન પાછા તેમને બીછાનામાં સુવડાવી અદશ્ય થઇ ગયા. ભગવાન ગયા પછી શ્રી નારાયણ સ્વામીને યાદ આવ્યું કે તેમને તે વખતે ટેકો આપનાર ભગવાન હતા. અને પોતે તેમની પાસે તે વખતે એવી સેવા કરાવી તેને માટે ખેદ કરી બહુ રડવા લાગ્યા. તેમનું રડવું સાંભળી બધા ભકતો જાગી ઉઠયા અને તેઓએ સ્વામીજીને પૂછયું કે "શું થયું ?" સ્વામીજીએ બધી વાત કહી સંભળાવી. આ ઉપરથી ભગવાન કેવા ભકત–વત્સલ છે તેની સૌને ખાતરી થઇ. આ બનાવ એક વર્ષ પહેલાંજ એટલે ઇ. સ. ૧૯૩૮માં વૃંદાવનમાં બનેલો છે. તેથી જણાઇ આવે છે કે આ કલિયુગમાં પણ બીજા યુગની માફક જ્યાં ખરા ભકતો વાસ કરે છે, ત્યાં ભગવાન તેમની મદદે ઊભા રહે છે.

---

નોંધ—શ્રીમદ્ ભાગવતમાં જ્યાં ભગવાનની સ્તુતિના પ્રસંગ આવે છે ત્યાં "त्रियुगाय नमः" એવું વાકય આવે છે, તેથી

એમ જણાઇ આવે છે કે પહેલા ત્રણ યુગમા ભગવાન જાતે અવતાર લઇ લોકકલ્યાણનું કામ કરતા અને કલિયુગમા માત્ર દર્શન આપી થોડો વખત ભક્તનું કામ કરી અદશ્ય થાય છે. અને લોકકલ્યાણનુ કામ મહાત્માઓ મારફત આચાર્યો, યોગીઓ વગેરે મારફત કરાવી લે છે. કલ્કિ અવતાર કલિયુગને અંતે થવાનો છે, તેથી કલિયુગના મધ્યમા ભગવાનના અવતારથી મળે તેવો અનુગ્રહનો લાભ જન સમાજને મળતો નથી અને તેથી સમાજમાથી કામ, ક્રોધ, લાભ, મોહ વગેરે દૂર થતા નથી છતાં જ્યાં જ્યાં જે જે વખતે સાચા ભકતો તેને મદદ માટે પોકારે છે, ત્યા પોતે અનુગ્રહથી કામ કરી આપે છે. એ વાત આવાં દષ્ટાંતોથી સિદ્ધ થાય છે.

આખી માનવજાતીને ધર્મને માર્ગે દોરવી હોય તો પહેલા થી સુધારવુ જોઇએ. એટલે કે માબાપમાં ભકિતના સંસ્કાર હોય તો તેમના બાળકો સહેલાઇથી ભકિત કરી શકે. માબાપ બ્રહ્મચર્યથી રહેતાં હોય તો તેમના બાળકો સહેલાઇથી બ્રહ્મચર્ય પાળી શકે. પણ માબાપ ન્યૂસપેપર અને સિનેમાના કેટલાક ખોટા બનાવોના ખોટા સંકલ્પો વધારી મૂકે તો તેમની પ્રજા પણ તેવી થાય છે. જુવાન પુરુષો અને જુવાન કન્યાઓનું લક્ષ્ય ઘણુ ભણવા તરફ છે પણ સાચું ભણવા તરફ નથી. નિશાળો અને કૉલેજોમા મળતું ગ્રાઝું ભણતર એ માયાનું ભણતર છે. તેનાથી બુદ્ધિ વધે છે, પણ હૃદય સુધરતું નથી અને જેટલું જ્ઞાન મળે તેટલું ચારિત્ર્યમા મૂકવાનું બળ પ્રાપ્ત થતું નથી. માયાના ભણતરનો અંત નથી પણ સાચા ભણતરનો તરત અંત આવે છે. ઘણું ભણેલાને ભગવાન વિષે ઘણી શંકાઓ થાય છે પણ પ્રહલાદ જેવા આગલા કાળના ભકતો માત્ર "હરિ" શબ્દનો અર્થ શીખી ભણતર

પૂરું કરી શક્યા હતા. હાલના કાળમા પણ શ્રી રામકૃષ્ણ પરમહંસ થોડું ભણ્યા હતા, પણ સાચું ભણ્યા હતા. સાચું જ્ઞાન સાચો આનંદ આપે છે અને તે આનંદ કાયમ રહે છે.

સને ૧૮૬૦ થી ૧૮૮૫ સુધીનાં વર્ષમાં શ્રી રામકૃષ્ણ પરમહંસ, શ્રી તૈલંગ સ્વામી, શ્રી ભાસ્કરાનંદ વગેરેની આધ્યાત્મિક ખ્યાતિ બહુ વધી હતી. અને તે કાળમાં ઘણા ઊંચી કોટીના મહાત્માઓએ જન્મ લીધો છે. શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધીજી, શ્રી નારાયણ સ્વામી, સ્વામી રામતીર્થ, શ્રી રામદાસ સ્વામી, શ્રી રમણ મહર્ષિ, સ્વામી શ્રી. નિત્યાનંદજી વગેરે વગેરે કેટલાક મહાત્માઓ તે કાળમાં જન્મ્યા છે અને તેમાંથી કેટલાક હજી હયાત છે. જે જે વખતે જેવા જેવા મહાત્માની જ્યાં જરૂર હોય ત્યાં જન્મે છે અને જેઓ તેમનો ઉપદેશ ઝીલવાને અધિકારી થયા હોય તેમને તેમનો લાભ મળે છે.

## શ્રીયુત વલ્લભજી ભા. મહેતા કૃત

—ઃ×ઃ—

જીવન અજવાળતું-આજીવન્ત રસ સાહિત્ય.



| | | |
|---|---|---|
| ૧ જીવન જ્યોતિ | .... .... | રૂા. ૧–૪–૦ |
| ૨ કુંજ વેણું | .... .... | ,, ૧–૪–૦ |
| ૩ હૃદય બંસી | .... .... | ,, ૧–૦–૦ |
| ૪ અંતરના અમી | .... .... | ,, ૧–૦–૦ |
| ૫ ભાવનાના ભરત | .... .... | ,, ૧–૦–૦ |
| ૬ સ્ત્રી બોધિની | .... .... | ,, ૦–૮–૦ |
| ૭ દંપતી વિદ્યા વિનોદ | .... | ,, ૦–૬–૦ |
| ૮ વાદળી .... .... | .... | ,, ૦–૬–૦ |
| ૯ માનસનાં મોતી ભાગ ૧ | .... | ,, ૦–૭–૦ |
| ૧૦ ,, ,, ,, ૨ | .... | ,, ૦–૭–૦ |
| ૧૧ ,, ,, ,, ૩ | .... | ,, ૦ ૭–૦ |
| ૧૨ ભારત કીર્તન .... | .... | ,, ૦–૪–૦ |
| ૧૩ પુષ્ટિ તત્ત્વતરંગિણી | .... | ,, ૦–૩–૦ |

મળવાના ઠેકાણા :—

૧. કર્તા પાસેથી ... ... મોરબી.

૨. ગોરધનદાસ અમીચંદ મણિયાર,
ઠે. મોટા મહાદેવ ઓફીસ,—ભાવનગર.

૩. ગિરધરલાલ જગજીવનદાસ શાહ,
ઠે. મોટું મંદિર, ભૂલેશ્વર,—મુંબઈ ૨.

૪. ઓધવજી સવજી ફ્રુણા,
ધર્મેન્દ્ર રોડ,—રાજકોટ.

## શ્રીયુત મોતીલાલ જે. મહેતા કૃત પુસ્તકો:-

૧. અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન (આવૃતિ બીજી) ૨-૮-૦
૨. ઇશોપનિષદ્ ૧-૦-૦
*૩. પ્રેમ કુસુમ
*૪. સેવાકુંજ
૫. આર્યોના સંસ્કાર ૧-૮-૦
*૬. નારદ ભકિત સુત્ર
*૭. કાળની ગતિ
*૮. પ્રસાદી
*૯. શ્રી નીલકંઠી ગીતા
૧૦. નિત્ય પ્રસાદ, બીજી આવૃતિ, ૭૦૦ પાના ૨૮ ચિત્રો (સ્વામી શ્રી નિત્યાનન્દજી મહારાજનું જીવન ચરિત્ર તથા તેમનો ઉપદેશ.) ૧-૮-૦
૧૧. નિગમાગમ વાકય રત્નાવલિ ૦-૪-૦
૧૨. નિત્ય ભજન સંગ્રહ ૦-૨-૦
૧૩. નિત્ય પ્રભુ દર્શન ૦-૪-૦
૧૪. ધર્મ વિકાસ-એક આનાની ટીકીટ મોકલવાથી મળશે.
૧૫. ભગવાન શ્રી રમણ મહર્ષિ
૧૬. તું કોણ? (ઉકા ભકતનું આત્મ-દર્શન) આવૃતિ બીજી. કાચું પૂઠું ૧-૦-૦ પાકું ૧-૪-૦
૧૭. ભકતરાજ શ્રી અનંતપ્રસાદજી

ઉપરના જે પુસ્તકો સ્ટોકમાં છે તે નીચેને ઠેકાણેથી મળશે.

ઓધવજી સવજી સેણા
ધર્મેન્દ્રરોડ, રાજકોટ.

* આ નિશાની વાળા પુસ્તકો મળતા નથી.




# [illegible]ણ ! અથવા ઉંડા ભકતનું આત્મ-દર્શન.

## બીજી આવૃતિ.

[illegible]ાના અને ૩૬ ચિત્રોવાળી એક જ્ઞાન કથા.

લેખક :—મોતીલાલ જે. મહેતા.



આ પુસ્તક સાધુઓને, ગૃહસ્થોને, વિદ્યાર્થીઓ, કન્યાએ અને વિધવાએ વિગેરેને બહુ ઉપયોગી થઇ પડેલ છે અને તેઓને એટલું પસંદ આવેલ છે કે પહેલી આવૃત્તિની ૧૦૦૦ નકલ ફકત ત્રણ મહિનાની અંદર ખપી ગયેલ છે. તેની વધતી માગણીને પહોંચી નહિ શકવાથી બીજી આવૃત્તિ કરેલ છે.

ગુજરાતી ભાષામાં ૩૬ ચિત્રોવાળું આત્મજ્ઞાનનું આવું પુસ્તક ભાગ્યેજ મળી શકે તેમ છે. આ પુસ્તકના લેખકના બીજા કેટલાંક પુસ્તકોની પણ બીજી આવૃત્તિ થયેલ છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિ માટે ઘણા સારા વાચનારાએ તરફથી ઘણા સારા અભિપ્રાય મળેલા છે તેથી જેમને બીજી આવૃત્તિ જોઇએ તેમને નીચેને શિરનામે લખવાથી મળી શકશે.

કાચું પુંઠું રૂા. ૧-૦-૦ પાકું પુંઠું રૂા. ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

ઠેકાણું :—ન્યુ સ્ટોર્સ, શાક મારકીટની પાસે, રાજકોટ.